# Dr. SCHUESLERS TWELVE TISSUE REMEDIES.

## બાયો કેમીકલ દવાની પદ્ધતિ.

# આરોગ્યની કુંચી.

કર્તા,

ડૉ. સી. જી. ગાંધી.

અમદાવાદ માંડવી સ્ટ્રીટ

કિંમત ૦-૮-૦

Dr. Schuesslers Twelve Tissue Remedies.

બાયોકેમીક દવાની પદ્ધતિ.

# આરોગ્યની કુંચી.



છપાવી પ્રસીદ્ધ કરનાર.

સી. જી. ગાંધી. ( H. M. B. )

અમદાવાદ : માંડવી સ્ટ્રીટ.

આવૃત્તિ બીજી.

કીંમત રૂ. ૧—૮—૦.

# પ્રસ્તાવના.

બાયો કેમીસ્ટ્રી યાને ડૉસુસ્લર–ટીસ્યુરેમીડીની બુક "આરોગ્યની કુચી" આ નામ આપી મેં સને ૧૯૧૧ ના નવેમ્બરમાં બે હજાર કોપી પ્રથમ આવૃતિ બહાર પાડી હતી. જેમ જેમ આ બાયોકેમીક દવાનો પ્રચાર થતો ગયો તેમ તેમ સને ૧૯૨૯ સુધીમાં આ બુકો ખપી ગઈ આ બીજી આવૃતીમાં પ્રથમ કરતાં વધુ સુધારો કરી આજે બહાર પાડી છે. જર્મનીના ઓલ્ડન બર્ગના પ્રખ્યાત ડોક્ટર W. H. Sehuessler આ બાયોકેમીક દવાના શોધક હતા. તેઓ સને ૧૮૨૧ માં જનમ્યા હતા. અને ૧૮૯૮ માં સ્વર્ગવાસી થયા હતા. શેલ્સથીએરીની સીસ્ટમેટીક રચનાત્મકેમાં ઘણા ઉંડા ઉતર્યા હતા અને આ પદ્ધતિને દરેક ડૉકટરોએ અને જન સમુહે માન આપ્યું હતું.

આ સીસ્ટમ બાર દવાઓને લગતી છે જે શરીરના બંધારણની બાબતમાં લાગુ પડે છે. આ બાર ક્ષારો છે પણ તે ડૉકટર સુસ્લરની બાર દવા તરીકે પ્રખ્યાતી પામેલ છે.

મનુષ્ક જાતીના લોહી અને ટીસ્યુજ પાણી. ચીકણા પદાર્થ, ખાંડ, ચરબી અને ઇનઓરગનીક ક્ષારના બનેલા છે. ઇનઓરગનીકના ક્ષારનો ભાગ પ્રમાણમાં ઓછો હોય છે છતાં પણ દરેક સેલનું જીવન અને તત્વ ઇનઓરગેનિક બંધારણના જથ્થા પર આધાર રાખનારૂં છે.

શરીરમાં સેલ સોલ્ટસ (ક્ષારો) મુખ્ય કામ આપનાર, જોર આપનાર, અને બંધારણ કરનાર છે. પાણી અને ઓરગેનીક પદાર્થો શરીરના શેલ્સના ક્ષારના બંધારણમાં મૂખ્ય ભાગ ભજવે છે દરેક ક્ષારને અગત્યનું કામ કરવાનું હોય છે. મનુષ્યના શરીરના બંધારણ માટે દરેક ક્ષારની જુદી જુદી મહત્વતા છે. દાખલા તરીકે કલો રાઇડ ઓફ પોટાશીયમ (કાલીમ્યુર) દરેક ભાગમાં કામ કરે છે જો આ ક્ષારોમાં કોઇ જાતની ખામી હોય છે તો ફાઇબ્રીન્સ કાંઇ કામ કરતા નથી અને દુઃખ દાયક થાય છે. અને તે નસકોરાં, આંતરડા, બોવેલ્સ. વીગેરે મારફત બહાર ફેંકી દેવાય છે. જે દમ, શરદી અને કફ વીગેરે ઉત્પન કરે છે. શરીરની (Ashes) એસીઝ-ઇન ઓરગેનિક ક્ષારમાં માલુમ પડે છે. તે શીસ્ટમના દરેક ભાગની ઊંન્તી માટે ખાસ જરૂરની હોય છે, ફોસફેઇટ ઑફ કેલશીયમ સિવાય ખરૂં હાડકુ બની શકતું નથી અને શોડીયમ કલો રાઇડ શીવાય (Cartiluge)

કાર્ટીલેજ બની શકતું નથી. ઉપરના બે ક્ષારોમાં કોઇ પણ જાતની ખામી અગર ઓછુ તત્વ હોય તો દરદ જરૂર ઉભું થાય છે અને ચીન્હ મૂકવામાં આવે છે કે જેથી તેને ઘટતો ક્ષાર આપી ખામી દુર કરવામાં આવે છે.

ડૉ. સુસલર આ બાબતની શોધમાં ઘણુા આગળ વધ્યા અને ખાસ શોધક તરીકે પ્રખ્યાત થયા. અને આ ક્ષારોથી દરેક જાતનાં ભયંકર દરદ સારાં કરેલાં છે.

બાયોકેમીક દવાનાં યુરોપમાં અને હિંદુસ્થાનમાં ઘણાં પુસ્તક દરેક ભાષામાં લખાયાં છે. અને પ્રસિદ્ધ પામેલાં છે. અને દુનીયાના દરેક ભાગમાં અનેક ડૉકટરો અને વૈદો અને જન સમુહે વાપરી અનેક દરદો સારાં કરેલ છે. આ દવાઓ શાસ્ત્ર સિદ્ધ છે અને હોમીયો પેથીકની પદ્ધતિ પર તૈયાર કરેલ છે. કે અંગ્રેજી દવાઓ અને બીજી દવાની માફક નુકશાન કરતાં થઇ પડતી નથી. મારા ત્રીસ વરસના અનુભવમાં મને પુરતો સંતોષ આપેલ છે. અને મેં દરેક દરદમાં તેનો ઉપયોગ કરેલ છે.

આ પુસ્તકમાં પહેલા ભાગમાં અગત્યતા અને શરીરમાં બાર ક્ષારનુ વર્ણન છે. બીજા ભાગમાં દવાની મેટેરીયા મેડીકા અને ત્રીજા ભાગમાં દરેક જાતના વ્યાધિ અને પ્રખ્યાત ડૉકટરોએ સારા કરેલા દષ્ટાંત ટાંકવામાં આવ્યા છે. અને ત્યાર બાદ આ બાર ક્ષારોની સંક્ષિપ્ત ટુક નોંધ, દરેક જાતના વ્યાધિમા કઇ દવા વપરાય તે પુસ્તક જોતાંજ નજર આવે તેમ કાઢેલું છે, અને છેલ્લા પૃષ્ટમાં દવા મળવાનું સ્થળ પણ બતાવ્યું છે.

આ પુસ્તકના કુલ પૃષ્ટ ૨૫૦ થએલ છે ચાલુ જમાનાની છપામણી બાઇન્ડીંગ વીગેરેની મોંઘવારી હોવા છતાં તેની કીંમત રૂા. ૧-૮-૦ રાખવામાં આવી છે તો સુજ્ઞ બંધુઓ ઉત્તેજન આપી આભારી કરશોજી.

તા. ૨૨-૧૧-૩૦
માંડવીની પોળ.
અમદાવાદ. (ગુજરાત)

Dr. C. G. Gandhi.
H. M. B. (cal.)

# અનુક્રમણિકા.

## ભાગ ૧ લો.

### પ્રકરણ ૧ લું.



### પ્રકરણ ૨ જું.



### પ્રકરણ ૩ જું.



## ભાગ ૨ જો.

મેટેરીયા મેડીકા પ્રકરણ ૧ થી ૧૨. દવાની ખાસીયત, અને દરેક અવયવ ઉપર કેવી અસર છે.

## ભાગ ૩ જો.

### પ્રકરણ ૧ લું.



### પ્રકરણ ૨ જું



### પ્રકરણ ૩ જું.



### પ્રકરણ ૪ થુ.



### પ્રકરણ ૫ મું.



### પ્રકરણ ૬ ઠું.



### પ્રકરણ ૭ મું.



### પ્રકરણ ૮ મું.



### પ્રકરણ ૯ મું.



### પ્રકરણ ૧૦ મું.

## પ્રકરણ ૨૧ મું.



## પ્રકરણ ૨૨મું



## પ્રકરણ ૨૩ મું.



## પ્રકરણ ૨૪ મું.



---

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧૬ | morganic | inorganic |
| ૨ | ૧૭ | i organic | inorganic |
| ૩ | ૪ | કર છે | કરે છે |
| ૭ | ૫ | પલેસેટીલા | પલ્સેટીલા |
| ૭ | ૨૭ | ગાંડો | ગાંઠો |
| ૮ | ૪ | ફોરાફરસ | ફૉસ્ફરસ |
| ૮ | ૧૬ | લાયકોપટેડીયામ | લાયકોપોડીયમ |
| ૯ | ૩ | જેમ્સમીયમ | જૈલસીયમ |
| ,, | ૬ | વીરોમવીર | વીરેટમવાયર |
| ૧૦ | ૧૬ | મેગ સલ્લ. | મેગ્નેશીયા સલ્ફ |
| ૧૯ | ૨૬ | મજલુત | મજબુત |
| ૨૧ | ૩૦ | થયુ | થયું |
| ૧ | ૩ | બાયોકેમીસ્ટ્રો | બાયોકેમીસ્ટ્રી |
| ,, | ૪ | ચિહ્નો | ચિન્હો |
| ,, | ૨૦ | તેવ. | તેવા |
| ૨ | ૪ | રહેતુ | રહેવું |
| ૯ | ૧૮ | બધકોસ | બંધકોશ |
| ,, | ૨૬ | ચાળ | ચળ |
| ,, | ૩૧ | મનુષ્યો | મનુષ્યો |
| ૧૦ | ૧૬ | ગતો | થતો |
| ,, | ૩૦ | માછું | માથું |
| ૧૨ | ૧૯ | કુઃખાવો | દુઃખાવો |
| ૧૫ | ૪ | ભાગળથી | ભાગમાંથી |
| ,, | ૧૭ | માર્યો | માર્યા |
| ૧૬ | ૨૬ | ચિહનો | ચિન્હો |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૩ | ૧૯ | અશમાંછી | અર્શમાંથી |
| ૨૫ | ૧૬ | ઘસવાથી | ના ઘસારાથી |
| ૩૬ | ૨૯ | વાપરચે | વાપરવો |
| ૩૮ | ૨૭ | ષેદના | વેદના |
| ૪૧ | ૫ | ગડગુમઠ | ગડગુમડ |
| ૪૪ | ૪ | જેધું | જેવું |
| ૪૪ | ૨૬ | સુઇ | સુઇ |
| ૫૦ | ૧૪ | શુખ્ય | મૂખ્ય |
| ૫૧ | ૯ | આયન | આર્યન |
| ૫૫ | ૧૪ | ત્યાતે | ત્યારે |
| ૫૯ | ૯ | નં. | નં. ૮ |
| ૬૦ | ૨૪ | ધ્વો | થવો |
| ૬૫ | ૩૦ | ફાટી | ફાડી |
| ૬૮ | ૨૧ | જેવો | જેવી |
| ૭૨ | ૩ | સાંભસતાં | સાંભળતાં |
| ૭૨ | ૭ | આવકાશ | અવકાશ |
| ૭૫ | ૨૮ | સ્તાયુઓ | સ્નાયુઓ |
| ૭૮ | ૨૦ | દાકતરા | દાકતર |
| ૭૯ | ૨૭ | જઠરના | જઠરની |
| ૮૦ | ૧૦ | આવતો | આવવો |
| ૧૦૨ | ૨૦ | આષધ | ઔષધ |
| ૧૦૩ | ૩૦ | એલ્યુમ્યુમમન | એલ્બ્યુમન |
| ૧૦૫ | | મૂખ્યત્યે | મૂખ્યત્વે |
| | | ઔષથ | ઔષધ |
| ૧૦૭ | ૬ | પિત્તજવક | પિત્તજ્વર |
| ,, | ૭ | ( નેટ Remittcunt | ( Remittcut ) |
| ૧૦૮ | ૧૬ | Smoli Pox | Smol Pox |
| ૧૧૦ | ૨૭ | બાજી | બીજી |
| ૧૧૧ | ૭ | વાચરવું | વાપરવું |
| ૧૧૧ | ૧૧ | આષધ | ઔષધ |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧૨ | ૨૭ | સનાપાત | સંનીપાત |
| ૧૧૨ | ૨૨ | દશ | ત્રીશ |
| ૧૧૩ | ૧૦ | રાત્રા | રાત્રી |
| ૧૧૬ | ૧ | Giands | Glands |
| ૧૧૯ | ૨૦ | આંચક | આંચકી |
| ૧૨૭ | ૧૭ | આષધ | ઔષધ |
| ૧૨૯ | ૧૭ | દઇ | થઇ |
| ૧૩૦ | ૩૧ | જેમણે | જમણે |
| ૧૩૨ | ૩૦ | અવયમાં | અવયવમાં |
| ૧૪૦ | ૬ | સાદ બેસી જવો | દમ |
| ૧૪૩ | ૩૨ | ફોરમફોસ | ફેરમફોસ |
| ૧૫૮ | ૧૧ | થાલે છે | ધાલે છે. |
| ,, | ૨૭ | નો | તો |
| ૧૬૩ | ૧૦ | Glla | Gall |
| ૧૬૪ | ૧૪ | દખાણુ | દબાણુ |
| ૧૬૫ | ૧ | અંતર | અંદર |
| ૧૬૯ | ૭ | writesr | writers |
| ૧૭૨ | ૨૯ | ચાળી | ચોળી |
| ૧૭૪ | ૧૮ | કેલકર ફોરો | કેલકર ફોસ |
| ,, | ,, | કહેવાથી | કહોવાથી |
| ,, | ૨૮ | અસ્થિર | અસ્થી ( હાડકાંના ) |
| ૧૭૫ | ૧૬ | પ્રકરણુ ૧૪ મું | પ્રકરણુ ૧૯ મું |
| | ૧૮ | વ્યાથિ | વ્યાધિ |
| ૧૭૬ | ૨૮ | નીકળા | નીકળતા |
| ૧૭૭ | ૧૦ | નીકતુ | નીકળતું |
| ,, | ૧૧ | જેતુ | જેવું |
| | ૧૬ | ઑપ્ફીક | ઓપટીક |
| ૧૭૯ | ૧૯ | સુખ્ય | મૂખ્ય |
| | ૨૪ | ગેટ્રમમ્યુર | નેટ્રમમ્યુર |
| ૧૮૦ | ૧૦ | ધતી | વધતી |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| | ૧૮ | પાતશું | પાતળું |
| ૧૮૧ | ૧૬ | નવી | થવી |
| ,, | ૧૭ | ઉનાવા | ઉનવા |
| ૧૮૪ | ૧ | મહાશય | મૂત્રાશય |
| | ૨૮ | સાંકડુ | સાંકડું |
| | ૨૯ | શાબ | પીશાબ |
| ૧૮૬ | ૨૬ | ફેલકર ફ્લોર | કેલકર ફ્લોર |
| ૧૮૯ | ૩૦ | નેટ્ર ફોસ | નેટ્રમ ફોસ |
| ૧૯૧ | ૧૯ | સંબં | સંબંધ |
| ૧૯૯ | ૯ | સુખમાં | મૂખમાં |
| ૨૦૬ | ૨૦ | માણસમાં | માણસના |
| ૨૦૭ | ૨૬ | સિલીશીશીયા | સિલિશીયા |
| ૨૦૮ | ૪ | અસ્યિ | અસ્થી |
| ૨૧૨ | ૧૮ | ચયો | થયો |
| ૨૧૪ | ૨ | સીલીકી | સીલીકા |
| ૨૧૫ | ૧૮ | માણુસતે | માણુસને |

૧૪૭૨૩

# ભાગ ૧ લો.

## પ્રકરણ ૧ લું.

### ( Bio-chemistry )—બાયોકેમીસ્ટ્રી

આ શાસ્ત્રની શોધખોળ સને ૧૮૩૨ ની સાલમાં થઈ હતી પરંતુ તેતો માત્ર ભણકારા રૂપજ હતી. ત્યારબાદ શહેજ સાજ ઉહાપોહ ૧૮૪૬ માં થયો, પરંતુ ખરેખરી રીતે આ વીજ્ઞાન વ્યવહારમાં મુકવા માટે ડૉ. વીલ્યમ એચ. શુસ્લર ભાગ્યશાલી નીવડ્યો અને ૧૮૭૩ ની સાલમાં "Shortened Therapentic" નામનો લેખ પ્રગટ થયો.

આ વીદવાનનો સીદ્ધાંત એવો છે કે મનુષ્ય શરીરમાં Orgenic. inorgenic (સકરણ અને અકરણ) બે તત્વો છે અને તેથી શરીરમાં ખામી જણાય અથવા ઘટી જાય તો શરીરમાં દરદ પેદા થાય તેમજ તે તત્વો તેના અંદર ઉમેરવાથી તે દરદનો નાશ થાય.

આવા બાર પ્રકારના ક્ષાર છે અને તે શરીરમાં અમુક પ્રમાણમાં ઉમેરવાથી દરદનો નાશ કરી દરદીને સારો કરી શકાય છે.

ડૉ૦ શુસલર લખે છેઃ—

The morganic substances in the blood and tissues are sufficient to heal all diseases which are curable at all.

પ્રોફેસર લેબીગ લખે છેઃ—The body is made up oncells.

Different kind of cells build up the different Tissues and organs of the body.

The difference in the cells is largely determind by the kind of inorganic salts which enter into their composition,

If we burn the body or any tissue of it, we obtain the ashes.

These are the inorganic constituents of the body the salts of iron, magnesia, lime, etc. which build up the tissues.

જરમન ભાષામાંથી આ વીદયાના તરજુમાઓ દરેક ભાષામાં થયા છે. તેમાં ઈંગ્રેજી ભાષાંતર, G o. w. carev ( M. O. ) એ ઘણું ઉમદા રીતે કરેલું છે અને તે Edwarb L. Perry ( m. o. ) એ એડીટકરેલ છે અને તે સેન્ટ લ્યુસ ( અમેરીકા ) મા લ્યુટીસ કમ્પનીએ પ્રગટ કર્યું છે. આ પુસ્તક ખરેખર અભ્યાસ કરવા લાયક છે.

આ જીવન રસાયણુ દવાઓનો પ્રચાર સમગ્ર જગતની અંદર ફેલાયેલો છે અને સો એ સો ટકા ખાત્રી કરી આપી છે.

આ શાસ્ત્ર દરેક માણુસે શીખવું જોઇએ કે જેથી કરી પોતે, પોતાનો ડાકટર થઇ શકે અને દુખી જનસમાજ ઉપર ઉપકાર કરી શકે.

## પ્રથક્કરણ.

પ્રાણીધરમ ગુણુવીદ્યા ( Biology ) અને તેને લગતાં વઇદકીય વીજ્ઞાન અને ellular Pathology જેમાં તમામ શાસ્રો એ ખાત્રી કરી છે કે મનુષ્યદેહ બંધારણુની અંદર જીવનશક્તી વધારવા માટે દરેક અણુમા અકરણુ પદારથ ( i orgnic ) જ પ્રાધાન્ય છે.

એટલું જ નહી પરંતુ રસાયણુ શાસ્ત્રીઓએ પ્રથ્થકરણુ કરીને અને તે પણુ શુક્ષ્મદરશક યંત્રોવડો અવલોકન કરીને ખાત્રી કરી છે કે "જીવન" ટકાવવા માટે inorgnic પદારથ અમુક જથ્થામાંજ હોવો જોઇએ અને તોજ મનુષ્ય જીવન ટકી શકે.

આ વીદયાની શોધ ખોળ કરવામાં મહાન ડૉ. શુસલરને જેમ જેમ પ્રેરણા શકતી વધતી ગઇ તેમ તેમ તેને સાધનો પણુ એવાજ મળ્યાં અને એવીજ વીદયા સાથે જોડાયા જેવી કે બરલીનના પ્રો. વી ચોવ, પ્રો. બીનેટ અને ફ્રેન્ચ વીજ્ઞાનીઓ પ્રો. મોલેશુ અને એવાજ મોટા શોધક બુદ્ધીવાળાઓએ મદદ કરી છે.

## સીદ્ધાંત.

મનુષ્યદેહનું બંધારણુ પાણી, સકણુ અને અકરણુ, water organic & inorgnic ) તત્વો ઉપર બંધાયેલું છે. અને આ તત્વો સપ્રમાણુ, અણુઓમાં પ્રવેશે છે ત્યારેજ દેહનું સમ્પુરણુ બંધારણુ થાય છે.

આ તત્વોનું પ્રમાણ જોતાં પાણી અને સકરણ તત્વો, અકરણ તત્વો કરતાં વધારે પ્રમાણમાં હોય છે અને જેમકે લોઢું, ચુનો, પોટાસ વીગેરે.

લોઢું, ચુનો, પોટાસ વીગેરે જીવન રસક તત્વો છે તેમજ અણુઓને પોષવામાં મદદરૂપ કર છે.

ઘણે ભાગે પાણી અને સકરણ તત્વો જડ છે અને અકરણ તત્વો (inorganic) સંયોગ કરે છે ત્યારેજ તે શરીર રચનાના ઉપયોગમાં આવે છે.

શરીરની અંદરના અણુઓનું જીવન ક્ષણીક હોય છે તેમજ લાખો નવા પણ ઉત્પન થાય છે અને તેઓને ઉત્પન થવાનું જરૂરી તત્વ લોહી-માંથી મેળવાય છે.

કદાચ લોહીમાં જીવન તંતુઓને પોષવાનાં તત્વો કમ હોય તો અણુઓ નબળાં પડી જાય છે અથવા તો તેઓનો સદંતર નાશ થાય છે. ત્યારે તેના પરીણામરૂપે મનુષ્યજીવનમાં ખલેલ પ્હોંચે છે અને રોગનો ઉપદ્રવ કરે છે અને એનેજ દરદ (Disease) કહેવામા આવે છે અને જ્યાં સુધી એ લોહી, અણુંઓને સજીવન કરવા અથવા પોષવા માટે નવાં તત્વો ન મેળવી શકે ત્યાં સુધી એ દરદ જાય નહી.

ઘણા દાખલાઓમાં લોહીની અંદર અણુઓને પોષવાનાં તત્વો થોડા વખતને માટેજ ઓછા થઇ જાય છે અને પાછાં તરતજ તે કુદરતી રીતે મેળવી શકાય છે. આમ થવાથી ઘણે વખતે તાત્કાળીક (Acute) દરદો ઉત્પન થઇને તુરતજ પાછો આરામ થઇ જાય છે. જેમકે માથાનો દુખાવો થયો હોય અને સાંજે આરામ થઇ જાય, પેટમાં પીડ આવતી હોય અને થોડા વખતમાં મટી જાય.

આમ કોઇકજ વખત થાય છે જો હમેશાં આમ થતું હોય તો દવા-ઓનો ઉપયોગ થાત નહી.

• કેટલીક વખતે દરદીને શામક અઉષધ આપવામાં આવે તો તેને શાન્તી જરૂર મળે છે એટલુંજ નહી પરંતુ ભુખ મરાથી પીડાતા દરદીને પણ ઉપરોકત ઓષધ શાન્તી આપે છે પરંતુ ખરીરીતે જોતાં ભુખમરાથી પીડાતો મનુષ્ય ભોજન મેળવ્યા વગર ખરી શકતીને મેળવી શકતો નથી.

એક અથવા બે, જીવન તત્વો ઓછા થવાથી શરીરમાં અમુક પ્રકારની પીડા ઉત્પન થાય છે ત્યારે શું? શું? તત્વોની ખામી છે તે જાણીને તે તત્વો ઉમેરવાનો પ્રયત્ન કરવો જોઇએ અને તે જાણવુ એ ખરેખરૂ નીદાન કહેવાય.

દેખીતી રીતે થોડા દાખલાઓમાં સારો ખોરાક લોહીની અંદર થવા અકરણુ તત્વોની ન્યુનતાને લઇને થતા દરદોમાં ફેર પડે છે ખરો અને ઘણા દાખલાઓમાં એવું જોવામાં પણ આવ્યું છે.

હમેશની ચાલુ તપાસમાં એવું માલમ પડયું છે કે ખાસ દવાઓની સારવાર વગર અમુક ખોરાકથી સહેજ પીડાતા દરદીઓ સારા થાય છે.

ભયંકર માંદગીઓમાં ઉપલી બાબત ખરી પડતી નથી કારણ કે દરદી પોતે જાણી શકતો નથી કે કેવા પ્રકારનો ખોરાક લેવો અથવા તો જે ખોરાક લે છે તેની અંદર રહેલાં તત્વો હંજમ કરી શકતો નથી અને આવા કારણોથી પીડાય છે.

જુના જમાનામાં માણુસો કુદરત ઉપર આધાર રાખતા હતા અને કુદરતી ઇલાજ ઉપર પોતાનું જીવન અવલંબતા હતા પરંતુ હાલ સુધરેલા જમાનામાં નાના પ્રકારના વઇભવો અને ખાધ ખોરાકીની ચીજોમાં તીખાં તમતમતાં સ્વાદોની શોધ ખોળને લઇને અનેક પ્રકારના નવાં દુઃખો ઉત્પન્ન થાય છે અને જગત ઉપર શ્રાપ સમાન નીવડે છે.

### ક્ષાર

ઉપર વરણવેલી દવાઓને ક્ષાર કહેવામાં આવે છે. આ દવાઓ સંખ્યામાં માત્ર બારજ છે અને તે પણ હોમીઓ પેથીક દવાઓની માફક અમુક પ્રમાણમાંજ અપાય છે જેનાં નામો નીચે પ્રમાણે:—

| | |
|---|---|
| કેલકરીયા ફ્લોરીકા | Calecoria florics |
| ,, ફોસ | ,, Phos |
| ,, સલ્ફ | ,, Sulph |
| ફેરમ ફોસ | Ferrum Phos |
| કાલીમુર | Kali Mur |
| કાલી ફોસ | ,, Phos |
| ,, સલ્ફ | ,, Sulph |
| મેગનેસીયા ફોસ | Magnasia Phos |
| નેટ્રમ મુર | Natrum Mur |

,, ફોસ ,, Phos
,, સલ્ફ ,, Sulph
શીલીસીયા Silica

ઉપર પ્રમાણે બાર દવાઓ છે અને તે ગમે તે દરદ ઉપર આપીને દરદીને સારો કરી શકાય છે. આનું નામ તે "દરદ હજાર અને દવા બાર"

ઉપલી દવાઓના ગુણદોષ હવે પછી ચરચશું.

---

## પ્રકરણ ૨ જું.

---

પહેલા પ્રકરણમાં આપણે જણાવી ગયા કે બાયોકેમીસ્ટ્રીની બાર દવા શરીરના દરેક વ્યાધિ પર કેવી રીતે અસર કરે છે. તે ડો. સુસ્લરની હકીકતથી સમજાય છે. આ પ્રકરણમાં શરીરના ઘણા ખરા વ્યાધિમાં તેનો ઉપયોગ અને હોમીયોથીક દવા અને આબાર દવા કેટલી વપરાય છે. શરીરની અંદર શું છે? દવાની બનાવટ વીગેરે લખવામાં આવેલ છે.

આ બાર દવામાં પાંચ ફોસેફ્ઈટ, બે કલોરાઈડ ત્રણ સલ્ફેઇટ ૨ બે માં એક ફલોરાઈડ અને ચોખી રેતી છે. તેની વીગત.

ફોસફેઇટ ઓફ લાઇમ—કેલકેરીઆ ફોસફોરીકા.
ફોસફેઇટ ઓફ આર્યન ફેરમફોસ ફોરીકમ.
ફોસફેઇટ ઓફ પોટાશ કાલી ફોસ ફોરીકમ.
ફોસફેઇટ ઓફ સોડા નેટ્રમ ફોસ ફોરીકમ.
ફોસફેઈટ ઓફ મેગનેશીયા મેગ્નેશીયા ફોસ ફોરીકમ
કલોરાઇડ ઓફ પોટાશ કાલી મ્યુરીટીકમ.
કલોરાઇડ ઓફ સોડા નેટ્રમ મ્યુરીટીકમ.
સલ્ફેઇટ ઓફ લાઈમ કેલકરીયા સલ્ફ્યુરીકા
સલ્ફેઈટ ઓફ સોડા નેટ્રમ સલ્ફ્યુરીકા
સલ્ફેઈટ ઓફ પોટાશ કાલી સલ્ફ્યુરીકમ
ફ્લોરાઈડ ઓફ લાઇમ કેલકરીયા ફ્લોરીકા.
**Pure Selica** સીલીકા.

જ્ઞાન તંન્તુની નબળાઈ. કાલી ફોસ. અને મેગ્નેશીયા ફોસ છે. માંસના સેલ્સમાં કાલીમ્યુર છે. હાડકા નાસેલ્સ કેલ કરીયા. સીલીકા.

વીગેરે છે. આ બાર દવાઓ. દુનીયાના. દરેક ભાગમાં અનેક ડોકટરોએ વૈદોએ તેમજ અનેક ગ્રહસ્થોએ વાપરી છે. આ દવાઓની સારવારથી અનેક જાતના. વ્યાધિ મટી ગયેલ છે.

બાયો કેમીક ( સુસ્લર ટીસ્યુ રેમિડીઝ. ) આ દવા બનાવવાની ઘુંટવાની. અથવા પાવર આપવાની રીત–બાયો કેમીક દવાનો મુળ. ભાગ. ૧ લેઈ તેના અંદર. નવ ભાગ મીલ્ક સ્યુગર લેઈ તેને ખલમાં નાંખી. ત્રણ કલાક. હાથથી. ઘુંટવો. આ દશાંશ પાદ્ધતિ. કહેવામાં આવે છે. આ પહેલા. પાવરની દવા. અથવા. ૧Xતેને કહેવામાં આવે છે. હવે. ૨×આ દવા ૧×નો. ૧ ભાગ લેઇ નવ ભાગ મીલ્ક સ્યુગર લેઈ ૨ કલાક ઘુટવા આ પ્રમાણે ૬×૧૨×કરવામાં આવે છે.

બાયોકેમીક દવાઓનો હોમીયોપેથીક દવા સાથે મુકાબલો.

**Small-Pox સીળી બળીયા.**

| બાયોકેમીક દવાની સારવાર. | | હોમીયોપેથીક દવાની સારવાર. |
|---|---|---|
| ફેરમ ફોસ<br>કાલીમ્યુર | શરૂઆતમાં તાવ આવે ત્યારે | એકોનાઈટ, બેલોડાના વીરેટમ વાયર બ્રાયોનીયા. |
| કાલીમ્યુર | શીળી નીકળવાની શરૂઆત. | એન્ટીમની ટાર્ટ, થુજા, સલ્ફર. |
| કાલી સલ્ફ | | કેમ્ફર, સલ્ફર કુપમ. |
| કાલી ફોસ<br>નેટ્રમ મ્યુર | ફીવર. તાવની બીજી સ્થીતી. | આર્સેનીક, બેપટીસ્ટા, હાઈડ્રાસ્ટા. ઓપીયમ લેચસીઝ, બ્રાયોનીયા. રૂસ ટોક્ષ, સલ્ફર ફોસફરસ, મરકયુરી. |
| કેલકર સલ્ફ | રૂઝ લાવવાની સ્થીતી. | એન્ટીમનીટાર્ટ, મરકયુરી, એપીશ. |

આ દરદમાં બાયોકેમીક પાંચ દવા છે. હોમીયોપેથીક ૨૪ દવા છે. ન્યુમોનીયા. ફેફસાનું દરદ. રતવા. અને નરમ ગાંઠનાં દરદ ફેરમ ફોસ મુખ્ય દવા છે અને તે દરેક વખત અપાય છે બહાર તેનાં પોતા મુકવામાં વપરાય છે.

## Erysipelas. રતવા.

| બાયોકેમીક સારવાર | હોમીયોપેથીક સારવાર. |
|---|---|
| શરૂઆત | |
| નેટ્રમ સલ્ફ્ ફેરમ ફાસ | એકોનાઈટ, બેલોડાના, બ્રાયોનીયા પલેસેટીલા, એપીસ, આરસેનીક, કારબોવેજી, નાઈટ્રીક એસીડ, લેચીસ સલ્ફર, વીરટેમ વાયર વગેરે. |
| ચાંદી અને ફોલ્લા જણાય ત્યારે કાલી મ્યુર ફેરમ ફાસ | એકોનાઈટ, રૂસટોક્ષ, બેલોડાના મરક્યુરી, વીરેટમવાયર નક્ષ વોમીકા. કેન્થારીસ. સલ્ફર. |

આ દરદમાં બાયોકેમીક ૩ દવા છે. હોમીયોપેથીક ૧૭ દવાઓ છે. અને એલોપેથીક ૩૪ દવાઓ વાપરવામાં આવે છે તો પણ હોમીયોપેથીક દવાઓ આપતાં વખતપર બરોબર પરીણામ આવતું નથી અને ઘણા ડોકટરોએ આ રતવાનાં દરદ ઉપલી ત્રણ દવાથી સારાં કરેલાં છે.

## Scarlet Fever સ્કારલેટ ફીવર (તાવ).

| બાયોકેમીક સારવાર | હોમીયોપેથીક સારવાર |
|---|---|
| શરૂઆત | |
| કાલીમ્યુર | બેલોડાના, એકોનાઈટ, કોફીયા, સલ્ફર, આર્સેનીક. |
| ફેરમ ફાસ કાલીમ્યુર કેલ્કેર સલ્ફ્ કાલી સલ્ફ્ કાલી ફોસ નેટ્રમમ્યુર | એકોનાઈટ, બેલોડાના, જીલસેમીયમ, એપીસ એમોનીયા, કાર્બ રસટોક્ષ, મરક્યુરી, એસીડનાઈટ્રક વીરેટમવાયર. Ailcin, Ac. carbol–આર્સેનીક લેચીસીસ, હાઈડ્રાસ. ટાબેકમ, એસીડ મ્યુર ઓપીયમ બેપટીસ્ટા Ac. cup, સલ્ફર એપીશ. |
| કાલીમ્યુર સ્કારલેટ ફીવરમાં નરમ ગાંઠો, ફફ અને બહેરાટ દાખવે. | મરક્યુરી આયોડાઇઝ્, મરક્યુરી એસીડ કેલકરીયાકાર્બ, ઓરમ, સલ્ફર. લાયકોપોડીયમસીલીકા, હેપાર સલ્ફ, સ્પાજીયા, ફોસ, ફેરસ. |

આ દરદમાં બાયોકેમીક પાંચ દવા છે. હોમીયોપેથીક ૨૮ દવા છે. આ તાવમાં ફેરમ ફોસ મુખ્ય દવા છે અને તેને વારાફરતી અપાય છે.

## Pneumonia ન્યુમોનીયા ( ત્રીદોષ )

ફેફસામાં સોજો.      મુંજારો.

| બાયોકેમીક સારવાર | હોમીયોપેથીક સારવાર |
|---|---|
| ફેરમ ફોસ તરતમાં તેમજ લાંબા વખતની સ્થીતીમાં. | એકોનાઈટ, વીરેટમવાયર, ફોરાફરસ, બ્રાયોનીયા, એન્ટીમની ટાર્ટ, chelid. |
| **Congetive stage.** ફેરમ ફોસ | જીલસેમીયમ, બેલોડાના, ફોસફરસ વીરેટમ વાયર, બ્રાયોનીયા, cactus. |
| **Pleuritic Complicution.** ફેરમ ફોસ | |
| **Hepatizatiou.** **Bron Chaial Comptication** | એકાનાઈટ, ફૉસફરસ, બ્રાયોનીયા. |

( Sputeevta White Frothy )

| | |
|---|---|
| કાલીમ્યુર, નેટ્રમમ્યુર | પલ્સેટીલા, ફોસફરસ, કેલકરીયા કાર્બહીપાર, સલ્ફ, એન્ટીમનીટાર્ટ ઈપીકેક, મરકયુરી, સોલ્સ, સલ્ફર, આરસેનીક, ચાઇના, સ્પાંજીયા બ્રાયોનીયા, કેમોમીલા. |
| કાલી સલ્ફ પીલો, લીલો, કફ. કેલકર સલ્ફ | કાલીબાઈકાર્બ, સલ્ફર, ડેજીસ્ટેલીસ કેલકરીયા, કારબ, બ્રાયોનીયા, લાયકોપટેડીયામ, મરકયુરી, નક્ષવોમીકા ફોસફરસ, કારબો, વેજો. |

બાયોકેમીક ૫ દવા હોમીયોપેથીક ૩૦ દવા વપરાય છે.

## TyPhus Fever ટાઇફસ તાવ.

આ તાવ ઘણો ભયંકર ગણાય છે આ તાવની શરૂઆતમાં દવા ન કરવામાં આવે તો ભાગ્યેજ દરદી બચી શકે છે. મુખ્ય દવા ફેરમ ફોસ અને કાલીમ્યુર બીજી સ્થીતિમાં આપવામાં આવે છે. હોંશીયાર ડાકટરની આવે વખતે સલાહ લઈને આ ઔષધ વાપરવાથી અનુકુળ થાય છે.

| બાયોકેમીક સારવાર<br>ટાઇફસ ફીવર | હોમીયોપેથીક સારવાર |
|---|---|
| ફેરમ ફોસ<br>કાલી ફોસ | એકોનાઈટ, બ્રાયોનીયા જેલસમીયમ. cimic. |
| | **Cerebrui symptoms.** |
| કાલી ફોસ | હોયોસામી, બેલોડાના, વીરેમવીર સ્ટારમોનીયમ. |
| | **ઉંઘ જતી રહેવી.** |
| કાલી ફોસ | જેલસીમીયમ, બેલોડાના, |
| | **Prostration.** |
| કાલી ફોસ | એસીડ મ્યુર, એસીડ ફોસ, આરસેનીક રૂસટોક્ષ. |
| | **Stupor Twitchingo.** |
| નેટ્રમમ્યુર | ઓપીઅમ રૂસટોક્ષ. toxicodendron. |
| | **Partial Paralysis.** |
| કાલી ફોસ | રૂક્ષટોક્ષ, સ્ટ્રીકનીયા, Galvanism. |
| | Putrescence. |
| કાલી ફોસ | કારબોવેજી, આરસેનીકમ, રૂક્ષટોક્ષ, બેપટીસીયા. |

બાયોકેમીક ત્રણ દવા. હોમીયોપેથીક એકવીશ,

## Puerperal Fever and Mania
## તાવ અને મેનીયા.

આ તાવની મુખ્ય ૩ બાયોકેમીક દવા છે જ્યારે એલોપેથીક અસાખ્ય માને છે. અને ૨૩ દવા વાપરે છે. હોમીયોપેથીક ૨૦ વીશ દવા વાપરે છે.

| બાયોકેમીક સારવાર | હોમીયોપેથીક સારવાર |
| --- | --- |
| તાવ | |
| કાલીમ્યુર<br>ફેરમ ફોસ | એકોનાઇટ, બેલાડાના બ્રાયોનીયા, મરકયુરી. સ્ટારમોનીયમ, હોયોસામી, આરસેનીક, બેપટીસ્ટા, પલ્સેટીલા, નક્ષવોમોકા, લેચીસીસ. |
| કાલી ફોસ મેનીયા. | Mania.<br>મરકયુરી, ઓપીયમ, પ્લેટીના, ઉરમ, એસીડ ફોસ, ઈગ્નેશીયા, ચીના વીરેટમ આલ્બ. |

**Neuralgia ન્યુરેલેઝીયા જ્ઞાન તન્તુની નબળાઈ.**

| બાયોકેમીક ટ્રીટમેન્ટ | હોમીયોપેથીક ટ્રીટમેન્ટ |
| --- | --- |
| મેગ્નેશીયા ફોસ<br>નેટ્રમમ્યુર.<br>ફેરમફોસ<br><br>કાલી સલ્ફ<br>કેલકર ફોસ<br>કાલી ફોસ | બેલોડાના, આરસેનીક, વેરાટ વીર. એકાનાઇટ, મરકયુરી, સોલ, કેમો મીલા કોફીયા, ચીના. સલ્ફર કવી-નાઈન,સીમીસી ફયુગા, જેલસીમીયમ નાઈટીક, સ્ટ્રીકનીયાફ, મેગસલ્લ, નક્ષ વોમોકા, વીરેટ આલ્બ, આરનીકા, બેલોડાના,ફોસફરસ, ઇગ્નેશીયા વિગેરે. |

બાયોકેમીક ૬ દવા હોમીયોથેથીક ૪૯ દવાઓ છે. પરંતુ બાયો-કમીક દવા આપવાથી ન્યુરેલેઝીયા સારો થાય છે. ઘણા માણસો અને ડોકટરોએ આ ૭ દવા વાપરીને દરદીને સારા કરેલા છે.

## પ્રકરણ ૩ જું.

### શરીર અને તેની રચનામાં આ બાર ઔષધ કેવી રીતે રહેલાં છે ? !

દરેક મનુષ્ય જાણે છે કે શરીરમાં નસો, પોટાઓ, માંસ અને હાડકાં છે. શરીરની વ્યવસ્થા મુખ્યત્વે લોહી પરજ આધાર રાખે છે.

**લોહી**—પોટાશ, ચુનો, મૅગ્નેશીયા, સોડા, સિલીકા, આર્યન ચીકણો જાડો પદાર્થ (એલબ્યુમન), ખાંડ, અને પાણીનું બનેલું છે; તેમજ સોડા, લાઈમ, પોટાશ, ફૉસફેરીક, કારબોનીક અને સલ્ફરીક એસીડનું બનેલું છે. આવી રીતે આપણા શરીરમાં સઘળા ક્ષાર રહેલા છે.

**મજાતંતુ**—મૅગ્નેસીયા ફૉસ અને કાલી ફૉસ (ફૉસફેઈટ ઑફ પોટાસ) નેટ્રમ (સોડા) અને ફેરમ (આયર્ન લોહ) ના બનેલા છે. અને માંસના લોચાઓમાં ઉપર બતાવેલા ક્ષાર ઉપરાંત વધારેમાં કાલીમ્યુર રહેલા છે. સંબંધ ધરાવનારી શિરાઓમાં પણ મુખ્ય ભાગ સિલિશીયા રહેલો છે. અને ઇલેસ્ટીક શિરાઓમાં કેલકરીઆ ફ્લૉર રહેલો છે, અને હાડકામાં કેલકર ફ્લૉર અને મૅગ્નેશીયા ફૉસ રહેલો છે. આ બે કરતાં વધારે પ્રમાણમાં કાલીફૉસ અને ફૉસફેઈટ ઑફ લાઈમ રહેલો છે. આ કાલી ફૉસ મસેલ્સ, મજાતંતુ અને શિરાઓમાં ઘણા અંશે રહેલો છે.

શરીરના બધા નક્કર અને પ્રવાહી, પદાર્થવાળી જગામાં નેટ્રમમ્યુર વિશેષ રહેલો છે. વાળ અને શરીરના બીજા કેટલાક ભાગમાં ફેરમ રહેલો છે આ ઉપરથી સમજાશે કે શરીરના સઘળા ભાગ માત્ર આ બાર ક્ષારથી બનેલા છે. તેથી કરી શરીર સતેજ રહે તે અર્થે આ ઔષધ ખાસ જરૂરનાં છે.

આ બાબત ડૉ. સુસ્લરની પદ્ધતિ મુજબ આ શિરાઓ અને રક્તવાહિનીઓમાં જે કંઇ અવક્રિયા (વ્યાધિ) થાય છે તે આ ક્ષારની ન્યૂનતા દર્શાવે છે. આ થયેલી અવ્યવસ્થાને દુર કરવા આ ઔષધ મદદ રૂપે છે.

વ્યાધિ લાગુ પડવાનું મુખ્ય કારણ માત્ર આ ક્ષારોની ન્યુનાધિક્તા છે. આ ન્યુનાધિક્તા આ ક્ષારો ખેચતા પ્રમાણમાં આપવાથી દુર થઇ સરખાપણું થાય છે, અર્થાત્ વ્યાધિ મટે છે, એટલે શારીરિક ક્રિયા નિયમીત થઇ રહે છે.

આથી પ્રશ્ન ઉભો થશે કે આપણા શરીરમાં કયો ક્ષાર ખુટયો છે એ આપણે શી રીતે જાણી શકીએ, દરેક રોગમાં ચિન્હ એક અથવા તેથી વધારે હોય છે, અને આ ચિન્હ માત્ર એક જ રોગનાં હોઈ શકતાં નથી, થએલો વ્યાધિ માત્ર એવું સુચવે છે, કે શરીરમાં કોઇ જગાપર અવ્યવસ્થા થએલી છે. તેમજ શિરાઓમાં રહેલા ક્ષારોની ન્યુનાધિક્તા જ છે.

આ "**આરોગ્યની કુંચી હયો.**" પછી ભલે તે લાઇમ હોય. કિંવા આયર્ન, મૅગ્નેશીયા, સોડીયમ અથવા તો પોટાશિયમ હોય, તોપણ તેનો ઉપયોગ કેમ કરવો તે તરત સૂચવશે. અને કયા ક્ષારની ન્યૂનતા થઇ છે તે પણ જણાશે, અને ગયેલી તંદુરસ્તી ક્ષારનું સરખાપણું થતાં મેળવી શકાશે.

કોઈ મનુષ્ય એમ શંકા કરશે કે ઘણા રોગનું શું ? એકજ ચિન્હ નથી, અને એક જ રોગનાં બે ચાર ઔષધ (ક્ષારો) વાપરવાની ભલામણ કરી છે, તો તેમાં ખરો કયો ? આનો જવાબ માત્ર એટલો જ છે કે **હોમીયોપથીની** માફક બાયોકેમિસ્ટ્ર એક જ ચિન્હથી દવા પ્રસન્ન કરતો નથી, અને તે ચિન્હોને દરેક રીતે જોઇ વિચારીને જ, ભૂમિકા મુજબ આપવાનું દર્શાવે છે. આથી સામાન્ય રીતે જણાશે કે એક જ ક્ષાર ઘણા ચિન્હને લાગુ પડે છે, અને આવા કેશમાં કેટલાક ક્ષાર વારા ફરતી આપવાના છે.

આપણું આ મનુષ્ય શરીર મુખ્ય બે પ્રકારના પદાર્થનું બનેલું છે. એક ઑરગનીક અને બીજો ઈન ઑરગનીક છે. ઇન ઑરગનીક પદાર્થ શરીરમાં $\frac{1}{20}$ ભાગ છે. બાકીનો ભાગ પાણી અને ઑરગનીક પદાર્થનો બનેલો છે. ઇન **ઑરગનીક** પદાર્થ નીચે પ્રમાણે છે:—

**ચુનો (લાઇમ), આયર્ન, મૅગ્નેશીયા, પોટાશિઅમ, અને સો-ડીઅમ** વગેરે ક્ષારો રહેલા છે. ઑરગનીક અને પાણીના કરતાં આ બાર ક્ષારોનું પ્રમાણ આપણા શરીરમાં ઘણું ઓછું છે. છતાં તે ક્ષારો આપણા શરીરમાં ન હોય તો પાણી અને સકરણ (ઑરગનીક) પદાર્થો તદન નકામા થઇ પડે છે.

શરીરના જાત જાતના અવયવ રચનાર આ સઘળા ક્ષાર છે. આપણે કામ કરીએ છીએ તેથી શરીરને ઘસારો લાગે છે. તેથી કરીને અણુંઓ જીર્ણ થઇ બહાર નીકળી જાય છે, આને બદલે નવા અણુંઓ રચાવાની જરૂર છે, આ નવા અણુંઓ જે ખોરાક દરરોજ આપણે ખાઇએ છીએ તેમાંથી રચાવાનું કામ આ બાર ક્ષાર કરે છે.

જીર્ણ થએલા અણુંઓને બદલે નવાં રચવાનું કામ જ્યારે આ ક્ષાર બરોબર નથી કરતા ત્યારે જોઇએ તે પ્રમાણમાં જીર્ણ થએલા અણુંઓને ઠેકાણે નવા અણુંઓ રચાતા નથી. આથી કરીને શરીર આરોગ્ય રહેતું નથી. આથી સ્પષ્ટ સમજાશે કે વ્યાધિ શું છે ? વ્યાધિ આ ક્ષારોની ન્યુનતા દર્શાવે છે. જ્યાં સુધી આ ક્ષાર આપવામાં ન આવે ત્યાં સુધી જીર્ણ અણુંઓને બદલે નવા રચાય નહિ, અને વ્યાધિ મટી શકે જ નહિ.

ઉપર જણાવી ગયા કે શરીરમાં ઑરગનીક અને ઇનઑરગનીક એમ બે પદાર્થ છે. આ બન્ને પદાર્થ આપણા શરીરમાં હવા દ્વારા અને પાણી તથા ખોરાકથી દાખલ થાય છે, આ વખતે તર્ક થશે કે જયારે ન્યુનતા થાય ત્યારે કુદરતથી કેમ રચવા ન જોઇએ. કુદરત હંમેશાં આ ક્રિયા કરે છે જ, પરંતુ આપણી અજ્ઞાનતા એટલી બધી વ્યાપી ગઈ છે, કે આપણી ખાવા પીવાની તેમજ સંસારીક રીતભાતો આરોગ્યના નિયમનું ભાન ભૂલાવનાર થઈ પડે છે. જુવો કે તાવ આવે છે. ત્યારે એમ જણાવે છે કે, "ફેરમ" ખુટયો છે અને તે આપવામાં આવે તો તાવ શમે છે. આ સમયે તેને સહાય આપવામાં આવે છે તો આરામ જલદી થાય છે. અને એમને એમ રાખી મુકવામાં આવે તો દુઃખનો વધારો થાય છે, અને આ ખોરાકરૂપ ઔષધ આપવાથી વ્યાધિ નિવારણ જલદી થઈ શકે છે.

આ ક્ષારો શરીરના હાડકામાં, મૂત્ર અને રૂધિરમાં કેવી રીતે રહ્યા છે તે સાથેના કોષ્ટકથી સમજાશે કે શરીરની અંદર અન્ય વસ્તુ નથી, પરંતુ આ ક્ષાર છે.

| પીસાબમાંની વસ્તુઓ. | | પીશાબના ૧૦૦૦ ભાગમાં | |
|---|---|---|---|
| પાણી ... ... ... ... | | ૯૫૬.૬૫ | ભાગ |
| શરીરના ઘસારાથી પેદા થતી ચીજો. | યુરીઆ... ... | ૧૪.૨૫ | ,, |
| | યુરિક એસીડ ... | .૫૦ | ,, |
| | ચરબી વીગેરે ... | ૧૫ | ,, |
| ક્ષાર. | મીઠું ... ... | ૭.૨૫ | ,, |
| | ફોસ્ફેરીક એસીડ... | ૨ | ,, |
| | ગંધકનો તેજાબ ... | ૧.૭૫ | ,, |
| | ચુનો ... ... | .૫૦ | ,, |
| | મૅગ્નેશિયા ... ... | .૨૫ | ,, |
| | પોટાશ ... ... | ૧.૭૫ | ,, |
| | સોડા ... ... | ઘણોજ થોડો | ,, |

| હાડકાં માંહેના પદાર્થ | | હાડકાંના ૧૦૦ ભાગમાં |
|---|---|---|
| ચીકાશવાળી વસ્તુઓ-એનીમલ મેટર | | ૩૩ ભાગ. |
| ખનીજ અથવા ખારવાળી વસ્તુઓ | ફોસફેઈટ ઓફ લાઈમ. | ૫૧ ભાગ. |
| | કારબોનેટ ઓફ લાઇમ. | ૧૨ ભાગ. |
| | ક્લોરોડાઈ ઓફ કેલ્શીયમ | ૨ ભાગ. |
| | મૅગ્નેશીયા .. ... | ૧ ભાગ. |
| | મીઠું, સોડા અને બીજા ક્ષારો | ૧ ભાગ. |

| રૂધીરના ૧૦૦૦ ભાગમાં. | | | |
|---|---|---|---|
| આર્યન ફોસ ફેઇટ | ૦.૯૯૮ | સોડીયમ ફોસફેઇટ | ૦.૬૩૩ |
| પોટાશીયમ સલફેઇટ | ૦.૧૩૨ | સોડીયમ ક્લોરાઇડ | ૦.૦૯૪ |
| પોટાશીયમ ક્લોરાઇડ | ૩.૦૭૯ | સોડીયમ ફોસફેઇટ | ૦.૦૯૪ |
| પોટાશીયમ ફોસફેઇટ | ૨.૩૪૩ | મેગ્નેશીયમ ફોસફેઈટ | ૦.૦૬૦ |

આ ઉપરાંત કેલશિયમ, ફ્લોરાઈડ, સિલિકા, સોડીયમ, ફોસ-ફેઈટ, કદાચિત કેલશિયમ સલ્ફેઈટ અને મેન્ગેનીઝના ઝીણા અંશો છે. આ ઉપરથી ખાત્રી થશે કે શરીરમાં આ બાર ક્ષાર છે, અને અન્ય વસ્તુ નથી.

આ ઉપરથી સઘળા વિવેચનથી સર્વ વાચકોના ધ્યાનમાં :આવશે કે શરીરમાં માત્ર ક્ષાર છે. હવે આ ખોટ પુરી પાડવાથી વ્યાધિ સમે એ સિદ્ધ છે. આ ક્ષારોની જ્યારે ન્યુનાધિકતા થાય છે ત્યારે વ્યાધિ થાય છે.

શરીર હંમેશાં નકામા પદાર્થને ગુદા માર્ગે અને મૂત્ર માર્ગે બાહાર કાઢે છે, પરંતુ ઉપરના ક્ષારો જોઇતા પ્રમાણમાં જો ન હોય તો વ્યાધિ ઉત્પન્ન કરે છે. વ્યાધિ ઉત્પન્ન થવાથી નવા સેલ્સ રચાતા અટકે છે અને તેને નિર્મુળ કરવા આ ક્ષારો આપવાથી તરત સમે છે. જેમકે શરીરમાં તાવ આવ્યો છે, તાવ કયારે આવે છે કે શરીરમાં "ફેરમ" ખુટે ત્યારે. આ વખતે "ફેરમ-ફોસ" આપવામાં આવે છે કે તાવ સમે છે. અસ્થી દુર્બળ થાય છે ત્યારે શું સુચવે છે, કેલકરીઆફોસ ખુટયો છે. આ શરીર માગણી કરે છે. આ ઔષધ આપતાં હાડકાં સબળ થાય છે, આજ પ્રમાણે સઘળી ક્રિયા છે.

આ વિષે ઘણી સારી સમજ પડવા સારૂ આ પુસ્તકના બીજા ભાગમાં મૅટેરીયા મૅડીકા, ક્ષારના ગુણ સ્વભાવ લખ્યા છે, તે વાંચવા કે જેથી શરીરના સઘળા અવયવોની સારી સમજ પડશે.

## ઔષધ અને વાપરવાની રીત.

આ ઔષધ નીચે પ્રમાણે વપરાય છેઃ—પાઉડર, ટેબ્લેટ, અને ટીંકચર વાપરવામાં પાઉડર સારો પડે છે. કારણ કે તેને પાણીમાં પી શકાય છે. મલમ વેસેલીનમાં થઈ શકે છે, અગર કોરૂ દાબી શકાય છે. ઔષધને જીભ ઉપર મૂકવામાં આવે તો જલદી ચુસણીશિરાઓ ચૂસી લે છે. ટેબલેટ, અને ટીંકચર મોંઘાં પડે છે, અને સહેલથી મળી શકતાં નથી તેથી પાઉડર વાપરવો સારો છે. તેમ છતાં ટેબલેટની જરૂર હશે તો મોકલી આપવામાં આવશે.

## વ્યાધી અને તેના પ્રકાર.

ટુંકા સમયના વ્યાધિને 'એક્યુટ' કહેવામાં આવે છે અને તેને માટે 3X અથવા ૬Xના ઔષધ પુરતાં છે અને "ક્રોનીક" લાંબા વખતના વ્યાધિને માટે ૧૨Xથી શરૂઆત કરવી, તેમ છતાં વ્યાધિ આરામ ઉપર ન આવે તો 30X અને પછી ૧૦૦X અથવા ૨૦૦X પાવરની વાપ-

રવી. આથી વ્યાધિ જલદી મટે છે, કારણ કે વ્યાધિ જીર્ણું હોય અને સેલ્સ સંઠાઈ ગયા હોય તો ઉંચા પાવરની દવા અંદર ઉતરી શકે છે અને જલદી આરામ થાય છે.

ટુંકા સમયનો એટલે એકયુટ વ્યાધિમાં દવા 3X અથવા ૭ પાવરની લેવી. તેમાંથી આખા દિવસમાં મૂખ્ય ભાગે ૭ વાર દવા ૩૬ ગ્રેન (ઘઉં ભાર) ૬ અધોળ પાણીમાં નાંખી શીશી ઉપર ૭ ભાગ પાડી દર બે કલાકે પીવી.

વ્યાધિ, લાંબા સમયનો હોય તો શરૂઆતથી જ ૧૨X અથવા ૩૦×થી શરૂ કરવું. એક શીશીમાં આઠ ઔંસ (આઠ અધોળ) પાણી ભરવું અને તેમાં આ દવા બાર અથવા ૯ ગ્રેન નાંખવી, અને દર કલાકે, કલાકે પીવું.

વ્યાધિ જોરમાં હોય તો દર પા અથવા દર અડધા કલાકે ડોઝ લેવો, અને કોલેરા જેવા વ્યાધિમાં દર પાંચ, પાંચ, મીનિટે પીવું. આ ઔષધ આવા પ્રસંગે ગરમ પાણીમાં પીવું કે જેથી અસર જલદી થશે.

બાળકને દવા આપવી હોય તો દર ચાર કલાકે ૦ાા રૂ. ભાર પાણીમાં બે ગ્રેન દવા પાવી, પરંતુ વરાધ અથવા ઉટાંટીયો કે એવોજ બીજો વ્યાધિ જોરમાં હોય તો દર અડધા કલાકે બે ગ્રેન ઉપર મુજબ આપવી.

આ દવા બહાર ચોપડવી હોય તો વેસલીન ૨ ભાગ અને ઔષધ ૧ ભાગ નાંખી મલમ કરવો.

આંખ ઉપર અથવા કોઈ સોજા ઉપર આ ઔષધ નવટાંક પાણીમાં પંદરથી વીશ ગ્રેન (ઘઉં ભાર) નાંખવું. અને કપડું અથવા રૂ બોળી પોતાં મૂકવાં. પોતાં સખત કરવાં હોય તો દવા વધારે નાંખવી.

આંખમાં અથવા કાનમાં આ ઔષધ એક અથવા બે ઔંસ પાણીમાં પંદરથી વીશ ગ્રેઈન દવા નાખવી અને ટીપાં પાડવાં અથવા કોરૂં ફુંકવું કે આંખમાં આસ્તેથી આંજી દેવામાં હરકત નથી.

સંધીવા, પક્ષઘાત, વા, સીફીલીશ, ખસ વિગેરેમાં આ ઔષધ નહાવાના જળમાં બે અથવા ચાર (ડ્રામ ૬૦ સાઠ ગ્રેન) દવા નાંખવી અને આસ્તેથી સારી રીતે ચોળી નહાવું.

વીંછી અગર એવું જ ઝેરી જનાવર કરડે ત્યારે આમાંનું ઔષધ નેટ્રમ મ્યુર નં. ૯ પંદર ગ્રેન ૮ ઔંસ ગરમ પાણીમાં નાખી દર પા કલાકે પીવું અને ડંસ ઉપર જોરથી ઘસવું.

---

# મેટેરીયા મેડીકા.

## ભાગ ૨ જો.

### બાયો કેમીસ્ટ્રી.

**બાર દવાના ગુણ, સ્વભાવ, ચિહ્નો, તથા તે કયા કયા વ્યાધિ-ઉપર ચાલે છે એ વગેરે સંબંધમાં ટુંકામાં વર્ણન.**

### પ્રકરણ ૧ લું.

૧ **કેલકેરીઆફોસ** (Calcarea Phosphorica) આ **ઔષધનું** નામ કેલકેરીઆ ફોસ્ફેટ અથવા ફોસ્ફેટ ઓફ લાઇમ છે. આ પદાર્થ દાંત, હાડકાં, લોહીના અણુઓ (corpuscles)માં અને એક બીજાને સાંધનાર શિરાઓ (tissues)માં રહેલો છે. હાડકામાં આ પદાર્થ ૭૫ ટકા રહેલો છે અને તેના વિના હાડકાં રચાતાં નથી. હાડકામાં જો આ પદાર્થ અથવા આ ક્ષાર ઓછો હોય છે તો બાળકોનાં હાડકાં વળી જાય છે, બાળકોનાં હાડકાંનો જેવો વિકાસ થવો જોઇએ તેવો થતો નથી અને તે ઠીંગણાં રહી જાય છે. મોટા મનુષ્યના હાડકાંમાં પણ જો તે પદાર્થ નથી હોતો તો તેમને પણ નિર્બળતા રહે છે, મૂત્રપિંડમાંથી એલ્બ્યુમન વગેરે પદાર્થો જવાના અનેક વ્યાધિ થાય છે. નાસિકાના દ્વારમાં સળેખમ વગેરે વ્યાધિ થાય છે, ફેફસામાં ઉધરસ વગેરે વ્યાધિ થાય છે. ત્વચાના તમામ જાતના વ્યાધિ થાય છે તથા પ્રસંગે કંઠમાળ (Scrofula)નો પણ વ્યાધિ થાય છે.

જેમને કંઠમાળ—ગંડમાળ ( Scrofula ) **થએલો** હોય છે તેવા મનુષ્યોને તાણ તથા **આંચકી** ( Convulsions અને spasms ) **નું** ૮ Mag. Phos**થી હંમેશાં નથી** પણ મટતાં તેમને આ ક્ષાર આપવામાં આવે છે તો **લાભ થાય છે.** આ ક્ષાર શક્તિને આપનાર છે અને ક્ષીણતાને ટાળનાર છે તેથી જે દરદોમાં ક્ષીણતા આવતી હોય તથા

અશક્તિ આવતી હોય તેમાં આ આપવાથી લાભ થાય છે. ભારે અશક્તિ આવી ગઇ હોય તેમાં આ ક્ષાર આપવાથી સારો લાભ થાય છે.

**ખાસીએત:**—રાત્રે તથા ભેજવાળી અને ઠંડી હવામાં ખરાબ રહેવું, ચાલતાં, તથા હવાફેર થતાં કે ભીના થતાં ખરાબ રહેતું, ગરમીની ઋતુમાં સારૂં રહેવું, અથવા ઉષ્ણતાવાળા ઓરડામાં સારૂં રહેવું, સુઇ રહેતાં ઠીક જણાવું.

## કયા કયા વ્યાધિમાં આ ક્ષાર વપરાય છે.

૧ **મન:**—શોક અથવા પ્રેમમાં નિરૂત્સાહ થવાથી જે વ્યથા થાય છે તેમાં, ચિંતામાં, બાળકો જ્યારે ડરકણ હોય; અપ્રસન્નતાથી ઉદ્વેગ પ્રકટયો હોય, એકાંતમાં રહેવાની મરજી થતી હોય, માનસ કામ કરવામાં અડચણ જણાતી હોય, જે કરવાનું હોય તે કરવાનું મન ન થતું હોય, મનને એકાગ્ર કરી શકાતું ન હોય, એક વસ્તુ ઉપરથી બીજી વસ્તુઉપર મન ભમતું હોય, સ્મરણશક્તિ જતી રહી હોય. અથવા નબળી પડી ગઇ હોય, સહજ ક્રોધ થઈ જતો હોય, સહજ સ્વભાવે ખેદ થઇ જતો હોય, ક્રોધ કર્યા પછી ચાલવામાં અડચણ જણાતી હોય, દેવતાનાં સ્વપ્ન આવતાં હોય, તો આ ક્ષાર આપવો.

૨ **માથું:**—માથું દુ:ખવું, માથાના પાછલા ભાગમાં દુ:ખાવો થવો, મગજનું કામ કરવાને લીધે માથું દુ:ખવું, મગજનો ભાગ ખોપરીની સાથે જાણે દબાતો હોય તેવી વેદના થવી, Hyperalmia નામના મગજના દરદમાં, માથાના ઉપરના ભાગમાં દાહ થવો અને તે નીચે ઉતરવો, માથું દુ:ખવાને લીધે સુસ્તી જણાવી અને અવ્યવસ્થા થવી, મગજમાં એક પ્રકારનો જન્મથી રસ ભરાવો ( Hydrocephabes ) માથાની ટોચ ઉપર અને કાનના પાછલા ભાગમાં દુ:ખાવો થવો, નેત્રઉપર દબાણ જણાવું, કપાળના ભાગમાં માથું દુ:ખવું, હાથ અને માથામાં તીક્ષ્ણ વેદના થવી; પાઘડી કે ટોપીના દબાણથી માથું દુ:ખવું, ખુલ્લી હવામાં વધારે માથું દુ:ખવું, નીચા વળતાં વધારે વેદના થવી, રાત્રે અને હવાનો ફેરફાર થવાની શિરોવેદના થવી, કપાળના ભાગમાંથી વેદના થતી નાકતરફ ઉતરવી, અને ખોપરીના હાડકાના સાંધા આગળ વેદના વધારે જણાવી; આખા માથામાં તીક્ષ્ણ વેદના થવી, અને તેની સાથે ઉલટી થવી; માથાની બન્ને બાજુ ધબકારા થવા, શરીરના શ્રમને લીધે વેદના વધવી; મરડાની સાથે યુવાન સ્ત્રીઓને માથું દુ:ખતું હોય, અશાંતિ, અને

મગજની નબળાઇ, તમાકુ પીવાની ઇચ્છાસાથે માથું દુ:ખતું હોય, અને તમાકુ પીવાથી તે ઓછું થતું હોય; ઘરડા મનુષ્યોમાં ખોપરીનું કોઈ હાડકું ભાગી ગયું હોય અને તે ન સંધાયું હોય, માથાના હાડકામાં કંઈ વેદના થતી હોય, ખોપરીમાં વેદના થતી હોય, હાડકાના સાંધામાં દુખાવો હોય, લમણાના ભાગમાં વેદના થતી હોય, માથામાં શરદી જણાતી હોય, માથે હાથ દેવાથી ઠંડું જણાતું હોય, બરફ મૂકવાથી જે પ્રકારની વેદના થતી હોય તે પ્રકારની વેદના માથાના ઉપરના ભાગમાં થતી હોય, વાળ ઓછા હોય, વાળ જતા રહ્યા હોય, વાળના મૂળમાં ચળ આવતી હોય, માથું સીધું ટટાર ન રહી શકતું હોય અને તે આમથી તેમ હાલતું હોય, માથાના ઉપર કંઠમાળને લીધે ચાંદાં પડયાં હોય, ચળ આવતી હોય, માથા ઉપર કાળાં વ્રણ કે ચાંદાં પડયાં હોય; કપાળના ભાગમાં કંટાળાજેવી વેદના થવી, અથવા કંઇ તણાતું હોય તેમ લાગવું, સોજો જણાવો, કીડી ચાલતી હોય તેવી વેદના થવી, બહેરાટ જણાવો, શરદીનું ભાન થવું, આ સર્વમાં આ ક્ષાર ચાલે છે.

૩ **નેત્રઃ**—નેત્રના ડોળામાં કંઇ વાગવાથી વેદના થતી હોય તેવી વેદના જણાવી, અંધાપો જણાતો હોય, નેત્રમાં મોતીયો પડયો હોય, માલકું જણાતું હોય, ( Squinting, ) કંઇને બદલે કંઈ જણાતું હોય, ડાબી બાજુથી જમણી બાજુતરફ નાના પક્ષીજેવું કંઇ ઉડતું જણાતું હોય, અક્ષરો કાળા સીક્કાજેવા થઇ જતા અથવા નાના ભુરા ગોળ ડાઘાજેવું જણાતું હોય, વાંચી શકાતું ન હોય, અજવાળાથી અને તેમાં વિશેષે કરીને મીણબત્તિના અને 'ગેસના' અજવાળાથી આંખને નુકશાન થતું જણાતું હોય, ચમકારા જણાતા હોય, આંખની આગળ દેવતાના જેવાં ગોળ કુંડાળાં વળતાં હોય, આંખો બંધ કરવાથી તથા તેનાઉપર દબાણ કરવાથી ઠીક લાગતું હોય, કીકીનાઉપર ઝાંખ જણાતી હોય તથા કંઈ ઓછું જણાતું હોય, દબાણને લીધે થતું હોય તેમ આંખની વેદના થવી, જમણી આંખઉપર અસ્પષ્ટ વેદના થવી, ડોળાનો વિકાસ થતો હોય તેમ જણાવું, આંખની ભ્રમરો અને પોપચાંઉપર પરસેવો થવો, આંખનાં પોપચાંમાં ગરમ લાગણી જણાવી, પોપચાંમાં તાણ જણાવી, આંખમાં કંઇ પડયું હોય તેવી વેદના થવી, અથવા આંખની આગળ કોઇ પડદો આવી રહ્યો હોય તેમ જણાવું, આંખને ફાડવાથી પાણી નીકળતું હોય, ડાબી આંખનો સોજો આવ્યો હોય; આ સર્વમાં આ ક્ષાર ચાલે છે.

**૪ કાનઃ**—કાનની આજુબાજુનાં હાડકાં દુઃખવાં અથવા તેમાં કંઈ ઇજા થવી, ઉપર વેદના વધતી જવી, કાન ફાટી જતો હોય, દબાણ થતું હોય તેવી વેદના થતી હોય, અને તે મોટે ભાગે કાનની પાછળના ભાગમાં તથા નીચેના ભાગમાં થતી હોય, પેરોટીડ ( parotid ) નામની ગ્રંથિઓમાં વેદના થવી, કાનમાં સોજો આવ્યો હોય, દાહ થતો હોય અને ચળ આવતી હોય, કાનમાં સંગીતજેવો અથવા બીજો અવાજ આવતો હોય, ગ્રંથિઓ સુજી ગઇ હોય. એબ્લ્યુમનજેવો પદાર્થ અંદરથી વહેતો હોય, ગરમીવાળા સ્થાનમાં જવાથી જમણા કાનના કોઇ એક બહારના ભાગઉપર દાહ થતો હોય કે ચળ આવતી હોય, જરા સ્પર્શ થવાથી લાગણી થતી હોય, અને કંઠમાળના દરદોની સાથે કાનની અંદરની વેદના હોય, ઠંડી લાગણી થતી હોય, અને તેની સાથે ધબકારા થતા હોય તથા સાંભળવામાં અડચણ આવતી હોય, તથા શ્રમ જણાતો હોય, સવારમાં કાળા ભુરા રંગનો મેલ નીકળતો હોય, કાનઉપર ખીલ થતા હોય, અંદર તથા બહાર સોજો હોય, ચળ આવતી હોય અથવા કાન ગરમ રહેતા હોય, ઉપર તથા આસપાસ ચાંદાં પડયાં હોય, મુખ્યપણે જમણા કાનમાં અવાજ જણાતો હોય તો આ ઔષધ કામ આવે છે.

**૫ નાકઃ**—ચળ આવતી હોય, ડાબા નાકમાં દંશ થવાજેવું થતું હોય. અને પછવાડેથી તેવી વેદના જમણા કાનમાં થતી હોય, છીંકો આવતી હોય; નાકમાંથી લોહી નીકળતું હોય અને તે પણ દિવસના પાછલા પ્રહરમાં નીકળતું હોય, બાળકોને સળેખમ વારંવાર થતું હોય, માથામાં સહજ શરદી થઇ જતી હોય, નાકના આગલા ભાગ ઉપર ઠંડી જણાતી હોય, બહાર જવાથી અથવા ગરમ હવામાં જવાથી નાકમાંથી પાણી નીકળતું બંધ થઈ જતું હોય, નાકની અણીઉપર બરફના જેવી ઠંડી જણાતી હોય, છીંકની સાથે ચળ આવતી હોય, જાડો અને ચીકણો એલ્બ્યુમન જેવો પદાર્થ અંદરથી નીકળતો હોય, અંદર સોજો આવ્યો હોય, ચાંદાં પડયાં હોય, અંદરના ભાગમાંથી ગળાની અંદર પદાર્થ પડતો હોય, અને તેથી ઉધરસ થતી હોય, ખોંખોં કરવું પડતું હોય અને થુંકવું પડતું હોય તો આ ક્ષાર વપરાય છે.

**૬ ચહેરોઃ**—ચહેરો ભુરા રંગનો મ્લાન ફીકકો થઈ ગયો હોય શરીર ઠંડુ રહેતું હોય અને મુખઉપર ઠંડો પરસેવો આવતો હોય, સાંજના વખતે મુખઉપર ગરમી રહેતી હોય, અને શરદીજેવું જણાતું હોય તો આ નંબર આપવો. ચહેરો ફીકકો જણાય, તાંબાનાજેવા રંગનો

જણાય, પીળો જણાય, મુખઉપર ખીલ થયેલા હોય, જુવાન માણસોના ચહેરાઉપર ફાટજેવું જણાય, યુવાન સ્ત્રીઓના મુખઉપર કર્કશતાજેવું જણાય, સંધિવાની અસર હોય અને માથું દુઃખતું હોય, રાત્રે ખરાબ રહેતું હોય, મુખઉપર કીડી ચાલે તેવી વેદના થતી હોય અને તેની સાથે ઠંડી જણાતી હોય તથા જડતા જણાતી હોય, તો આ ઔષધ વાપરવું. ઉપલા જડબાના હાડકામાં દુઃખાવો હોય, આ દુઃખાવો જમણે પડખેથી ડાબે પડખે જતો હોય, તથા બીજા ભાગમાં પણ ફેલાતો હોય, ઉપરનો હોઠ સુજી ગયો હોય, અને દાહજેવી વેદના થતી હોય તો આ નંબર આપવો.

**૭ દાંતઃ**—દાંતના તમામ દરદોમાં આ મુખ્ય ઉપાય છે. અવાળાં ફીક્કાં ( pall ) પડી ગયાં હોય તો આ ઔષધ ખાસ વપરાય છે, એવું ડૉ. મુસ્લર ખાસ કહે છે. દાંત પોલા થઇ ગયા હોય, દાંતથી પવન સહન ન થઇ શકતો હોય, દાંતમા સાર પાડવાજેવું કે ચીરવાજેવું દરદ થતું હોય, રાત્રે આ દરદ વધતું જણાતું હોય, ઠંડી અથવા ગરમ હવાથી ખરાબ રહેતું હોય તો આ નંબર વાપરવો. કંઇ ચાવવાથી દાંતમાં લાગણી થતી હોય, અવાળું આવતું હોય, દાંત ઉગતી વખતે વ્યથા થતી હોય, તાણ કે આંકડી આવતી હોય, દસ્ત થતા હોય, અને સાથે તાવ ન આવતો હોય તો આ ઔષધ વાપરવું. દાંત મોડા ઉગતા હોય અને ઉગતાં અડચણ પડતી હોય, ધીમે ધીમે તે વૃદ્ધિને પામતા હોય. દાઢોમાં કંઇ ભોંકાવા જેવી વેદના થતી હોય, અવાળામાં વેદના થતી હોય અને સોજો રહેતો હોય, દાંત જલદી સડી જતા હોય કે નબળા પડી જતા હોય તો આ નંબર વપરાય છે.

**૮ જીભઃ**—મોંમાં કડવો સ્વાદ જણાય, મુખ્યત્વે કરીને ઘઉંની રોટલી ખાવાથી આવો કડવો સ્વાદ લાગે, સવારમાં તેની સાથે માથું દુઃખે, જીભના ટેરવા ઉપર ચાંદીજેવું કે ફોલ્લાજેવું જણાય, સવારમાં ઉઠતાની સાથે મુખમાં ખરાબ સ્વાદ જણાતો હોય, ગળફો કાઢતાં વધારે ખરાબ સ્વાદ લાગતો હોય, મુખમાં ગળ્યો સ્વાદ લાગે, ગંધાતો સ્વાદ અને વાસ જણાય, જીભ જડ જણાય, કઠણ જણાય, સોજો આવેલો જણાય, જીભના ટેરવા ઉપર સોજો જણાય અને તેની સાથે બળતરાજેવું જણાય તો આ ક્ષાર વાપરવો. જીભ સુણી ગઈ હોય, કડવો કે ખાટો સ્વાદ લાગતો હોય, જીભઉપર કઠણ સુજેલા અને સખત ફોલ્લાજેવું જણાય, જીભ ધોળી મૂળ આગળ જણાય, અને સવારમાં વધારે ખરાબ રહેતી હોય, કોઇ વસ્તુ ગળતાં જીભમાં દુઃખાવો થતો હોય, મોઢું લુખું

પડી જતું હોય અને જીભ ફોરી પડી જતી હોય અને તેની સાથે તરસ લાગતી હોય કે ન લાગતી હોય તો આ ક્ષાર વપરાય છે.

૯ ગળું:—ગળામાં સોજો આવ્યો હોય, અંદર વેદના થતી હોય, કંઈ ગળવાથી વધારે ખરાબ રહેતું હોય. સૂતા પછી ખરાબ રહેતું હોય. ઉનો પદાર્થ પીવાથી સારૂં રહેતું હોય, ગળાના ખાડામાં દાહની વેદના થતી હોય, તથા ગળાના બીજા ભાગમાં દુ:ખ થતું હોય, ગળું બેઠેલું રહેતું હોય, કંઇ ગળવાથી છાતીમાં દુ:ખાવો થતો હોય, ચોરીયા સુજેલા રહેતા હોય, રાત્રે ગળામાં તથા પેટમાં લુખાપણાની સાથે તરસ લાગતી હોય, ગ્રંથિઓમાં વેદના જણાતી હોય, દુ:ખાવો થતો હોય, કંઇ ગળતાં વેદના થતી હોય, ગળામાં નબળાઈ કે ખાલી પડી ગયાજેવી લાગણી થતી હોય, ગરમ વસ્તુ પીવાથી હાનિ ન થતી હોય, થુંક ગળતાં ગળામાં દુ:ખ થતું હોય, પણ ખાવાનું ખાતાં વેદના ન થતી હોય, કંઠમાળમાં દાહ થતો હોય, કે સોજો આવ્યો હોય, શ્લેષ્મ અથવા બલગમ કાઢતાં ઉબકો આવતો હોય, કંઇ પણ ગળવાથી વધારે વેદના થાય તેવું ગળું સુજેલું હોય કે અંદર વેદના થતી હોય, ગળાની વૃદ્ધિ થઇ હોય, ભાષણ કરનારનું ગળું સૂજ્યું હોય, તો આ ઔષધ ઘણો સારો ગુણ કરે છે. ભાષણ કરનારને કે ઘણું બોલનારને નં. ૪ સાથે આ ઔષધ આપવામાં આવે છે તો ખાસ લાભ કરે છે.

૧૦ શ્વાસેન્દ્રિય—(Respiratory Organs):—ગુંગળાઇ જવા જેવા હુમલા થવા, છાતીના ડાબા પડખે કંઈ ભોંકાતું હોય તેવી વેદના થવી, હૃદયના જમણા પડખામાં વેદના થવી, દીર્ઘશ્વાસ લેવાથી આંચકો આવતો હોય તેવી પીડમાં વેદના થવી, શ્વાસ જલદી ચાલતો હોય, શ્વાસ લેતાં અડચણ પડતી હોય, ટુંકો શ્વાસ લેવાતો હોય, પરાણે શ્વાસ લઇ શકાતો હોય, અંદર વેદના થતી હોય. છાતી સંકોચાતી હોય અને રાત્રે ૧૦ વાગ્યાસુધી શ્વાસ લેતાં મુકતાં અડચણ જણાતી હોય, નીચે સુઇ ગયા પછી આરામ જણાતો હોય, ઉભા થવાથી ખરાબ રહેતું હોય, દીર્ઘશ્વાસ લેવાની ઇચ્છા રહ્યા કરતી હોય, નિ:શ્વાસ નાખવાની મરજી થતી હોય, છાતીમાં તેની સાથે દરદ થતું હોય, પિત્તાશયમાં કંઇ ભોંકાતું હોય તેવી વેદના થતી હોય, અજાણતાં નિ:શ્વાસ નંખાઇ જતો હોય, ધવરાવ્યા પછી બાળકો ગુંગળાઈ જવા જેવાં જણાતાં હોય, રડયાથી કે ઘોડીઆમાંથી બહાર કાઢયા પછી ગુંગળાઇ જવા જેવાં જણાતાં હોય, છાતીની નીચેના ભાગમાં ગરમી રહેતી હોય, તથા તેની સાથે

હાથના ઉપરના ભાગઉપર પણ ગરમી રહેતી હોય અને છાતીમાં દાહની વેદના જણાતી હોય, ક્ષયરોગી હોય અને ઘણા વખતથી તેને વ્યાધિ થયો હોય, ઠંડીથી આ વ્યાધિ વધતો હોય, સખત ઉટાટીયું થયું હોય કે સખત ઉધરસ થઇ હોય, અને તેની સાથે જ્વર હોય, મુખ લુખુ પડી જતું હોય, અને તરસ લાગતી હોય, કફ પડતો હોય અને તેનો રંગ પીળો હોય તથા સવારમાં વધારે પડતો હોય, ડાબી બાજુના નાના ભાગઉપર કંઇ લાગવાજેવી વેદના થતી હોય, ગળફાનો છાતીમાં અવાજ થતો હોય, ફેફસાંમાં સોજો જણાતો હોય, છાતીમાં દબાણ થયા જેવી વેદના થતી હોય, અને તે ઘણે ભાગે નીચે થતી હોય અને ઉપર ચઢતી જતી હોય, પરસેવો થતો હોય, છાતીમાં વેદના થતી હોય કે છાતીમાં વ્યથા હોય અને તેની સાથે ભગંદર હોય તો આ નંબર વપરાય છે.

**૧૧ છાતી:**—છાતીના ચપટા વચલા હાડકા ( Sternum ) ઉપર અથવા પાંસળીઉપર ચાંદી પડી હોય, અથવા છાતીના ચપટા વચલા હાડકામાં કોઈ વસ્તુ ભોંકાતી હોય તેવી કે ચસકજેવી વેદના થતી હોય, થરકાટની સાથે કંઈ અંદર કરડતું હોય તેવી લાગણી થતી હોય, છાતીમાં અનિયમિત ધબકારા જણાતા હોય અને ઉષ્ણતાનું ભાન થતું હોય, આઠમી જમણી, પાંસળીના ખુણાઉપર કંઇ વૃદ્ધિજેવું જણાતું હોય, પાંસળાં અને ' કાર્ટીલેજ્સ ' (Cartilages હાડકાં ઉપરનું એક જાતનું માંસનું પડ)ની વચ્ચે વેદના થતી હોય, તો આ નંબર ચાલે છે.

**૧૨ હૃદય:**—( રક્તાશય ) નબળાઇ હોય અને હૃદય ધબધબ થતું હોય, ચિંતાવશ તથા શોકવશ રહેવાતું હોય, નાડી જલદી ચાલતી હોય, હૃદયના ભાગમાં ચસક આવતી હોય અને તે વિશેષે કરીને શ્વાસ અંદર લેતાં થતી હોય, લોહી મંદવેગથી વહેતું હોય અને હાથ પગ ઠંડા રહેતા હોય તો આ દવા આપવી.

**૧૩ રુચિ તથા જઠર:**-રૂચિ જતી રહી હોય અથવા ખાઉધરાપણું જણાતું હોય, એટલે આ ખાઉં કે તે ખાઉં એમ થતું હોય, દિવસના પાછલા ભાગમાં તરસની સાથે જીભ અને મોઢું સુકાઇ જતું હોય. સાંજના ચાર વાગે ભુખ લાગતી હોય, આમવાયુ ઘણો જણાતો હોય, સવારમાં નાસ્તો કર્યા પછી કે જમ્યા પછી, ઉબકા આવતા હોય, મોળ આવતી હોય, ઉલટી થતી હોય, ખાવાનો પ્રયત્ન કરતાં ચુંક આવતી હોય, જરાપણ ખાવાથી વેદના થતી હોય, ખોરાક

ખાવાથી અને કોઇ ટાઢી વસ્તુ પીવાથી વેદના વધતી હોય, પણ ગરમીથી વેદના ઓછી થતી હોય. પેટમાં ખોરાક એક પથરાની પેઠે પડેલો જણાતો હોય, પેટમાં ભાર જણાતો હોય કે દાહ જણાતો હોય, સાંજે આઇસક્રીમ ખાવાથી પેટમાં ચુંક આવે ને દુઃખે, બીજે દિવસે સવારે ઉલટી થાય, જમ્યા પછી માથું દુઃખે, સુસ્તી જણાય, પેટમાં ચળ આવતી હોય તેવું ધીમું ધીમું દુઃખ થાય, પેટની અંદર સોજો આવેલા જેવું જણાય, કે કંઈ દબાણ થતું હોય તેવું જણાય, છાતીમાં દાહ થતો હોય, કે જમ્યા પછી એક બે કલાક પછી જઠરની બીજી અવ્યવસ્થા જણાતા હોય, જમતી વખતે સ્મરણશક્તિ જતી રહેલી જણાય, ચક્કર આવે, કૉફી પીધા પછી કે તમાકુ પીધા પછી ઉલટી થાય, ઉલટી સાથે હાથ ધ્રુજતા હોય; સંકોચ અથવા વિકાશજેવું કંઇ પેટની અંદર થતું જણાય. વિશ્રાંતિ વખતે પેટ ઉપર કંઈ ભાર જેવું જણાય. મુખમાં પાણી આવતું હોય. પેટમાં તીક્ષ્ણ દરદ થતું હોય, અજીર્ણ હોય, માથું દુઃખતું હોય, થાક જણાતો હોય, દસ્ત થતા હોય, ખાવાથી ખરાબ રહેતું હોય; આંતરડામાં ( Hypocandrium ) સખત વેદના થતી હોય અને વાછુટ થયા પછી આરામ જણાતો હોય, પિત્તાશયની કોઈ વ્યવસ્થા થયા પછી કે ફેફસાંનું કોઇ દરદ થયા પછી જલોદર થયું હોય, જમણા કે ડાબે પડખે કઠણ લાગતું હોય, સોજાજેવું જણાતું હોય કે કંઇ દબાણજેવું જણાતું હોય; દીર્ઘશ્વાસ લેવાથી યકૃતના ભાગમાં કંઇ ભોકાતું હોય તેવી કે ચસકજેવી વેદના થવી, પિત્તપથરી હોય તો આ નંબર વપરાય છે. નવી પિત્તપથરી થતી આ નંબર અટકાવે છે. કરોડના હાડકામાં દુઃખ થતું હોય, મુત્રાશયમાં દાહ થતો હોય, અને તે ઉપર વધતો ચાલતો હોય; બાળકોનું મુત્રાશય મોટું થઈ ગયું હોય, મુત્રાશયગત અંતર્ગળ હાય અને દરદીની સ્થિતિ ક્ષીણ થએલી હાય, મુત્રાશયમાં વેદના હોય અને તેની સાથે માથું દુઃખતું હોય, કાન દુઃખતા હોય; ચહેરો ગરમ થઇ જતો હોય: ગર્ભાશયની વેદના થતી હોય; અને પ્રમાદ જણાતો હોય તો આ નંબર ચાલે છે. થાપામાં દુખાવો હોય; આંતરડાં ઢીલાં પડી ગયાં હોય; પગ થાકી જતા હોય; મુત્રાશયની દિવાલોમાં દુઃખાવો હોય; જડતા કે બહેરાટ જણાતો હોય કે અથવા કંઇ થરકાટજેવું જણાતું હોય; પેટની અંદર દુઃખતું હોય પણ વાછુટ થવાથી આરામ થતો હોય; નાના બાળકના નાળમાંથી લોહી જેવો પદાર્થ વહેતો હોય, નાભિની–ડુંટીની–આજુબાજુ

દુઃખાવો હોય, સોજો હોય, દાહ થતો હોય, અને તે બન્ને બાજુ પાછળ વધતો હોય, ગંધાતી વાછુટ થવાથી આરામ જણાતો હોય, ડુંટીની આસપાસ કે આખા પેટમાં એક પ્રકારનો સંકોચ થતો હોય તેવી લાગણી થતી હોય, પેટના ડાબા પડખે કોઇ કંઈ ખોસતું હોય, કોઈ કંઇ ભોંકતું હોય, કોઇ લાત મારતું હોય તેવી વેદના થતી હોય તો આ નંબર વપરાય છે.

**૧૪ દસ્તઃ**—લીલાં કે મુરબ્બાવાળાં ફળ ખાધાથી કે ખાટો કોઈ રસ પીધાથી એબ્ડોમેન-પહેડું સંકોચાએલું જણાતું હોય, દસ્ત થતા પહેલાં બળ કરવું પડતું હોય, અને વેદના થતી હોય, દસ્ત થયા પછી લોહી પડતું હોય, નિશાળમાં જનાર છોકરીઓ અથવા છોકરાઓને દસ્ત થતા હોય અને તેની સાથે માથું દુખતું હોય, દસ્ત થતા હોય તે ગંધાતા હોય, ગરમ હોય, પાણી જેવા હોય અને અવાજની સાથે થતા હોય, બાળકોને દાંત આવતી વખતે દસ્ત થતા હોય, અયોગ્ય ખોરાક ખાવાની ઇચ્છા થતી હોય, ધવરાવ્યા પછી બાળક રડતું હોય ઉલટી થતી હોય અને તેમાં ખાટું દુધ નીકળતું હોય, વારંવાર ધાવવાની બાળક ઇચ્છા કરતું હોય અને તેની સાથે વારંવાર સહજ સહજમાં ઉલટી થતી હોય તો આ નંબર આપવો.

**૧૫ બંધકોશ**—વારંવાર ઝાડે ફરવા જવું પડતું હોય, પણ દસ્ત થતો ન હોય. બાળકોને તથા ઘરડા મનુષ્યોને સખત ઝાડો થતો હોય, પાતળો દસ્ત આવતાં પણ ત્રાસ થતો હોય, દસ્ત થયા પછી નીચેના ભાગમાં સખત દુઃખાવો થતો હોય અને તે રાત્રે સુતા સુધી ચાલતો હોય, બંધકોશની સાથે માથું દુઃખતું હોય અને ચક્કર આવતાં હોય તો આ નંબર ચાલે છે.

૧૬ ગુદાઃ—ગુદામાં તડ કે ચીરા પડ્યા હોય, ભગંદર થયું હોય પણ વેદના ન થતી હોય, અને તેની સાથે છાતીની કોઇ વ્યથા હોય, ગુદામાં ચાળ આવતી હોય અને તે રાત્રે વધતી હોય ગુદામાં દાહ થતો હોય, સોજો જણાય કે સોજાના જેવી અસર જણાય, કંઈ ભોંકાવાજેવી ચસક કે શૂળ જેવી વેદના થાય, ધબકારા જેવું જણાય; અર્શ બહાર નીકળતા હોય. દસ્ત થયા પછી વેદના થતી હોય, ઇંડાની સફેતી જેવો પદાર્થ અંદરથી નીકળતો હોય, પરસેવો ધોળો પદાર્થ દસ્તમાં જતો હોય, તો નંબર પહેલો ગુણ કરે છે. **જે મનુષ્યો ક્ષીણ પ્રકૃતિના છે તેમના શરીરમાં રહેલા હાનિકારક જંતુઓનો આ ક્ષાર વિનાશ કરે છે.**

**૧૭ મૂત્રાદિક અવયવો** ( Urinasy Organs ):—પિશાબ ઘણો રંગવાળો થતો હોય, પિશાબની વારંવાર હાજત થતી હોય, અને તેની સાથે પિશાબ કરતાં બળ કરવું પડતું હોય અને અડચણ પડતી હોય, પિશાબ અટકી જતો હોય, મૂત્રાશયના ગળાઆગળ તથા મૂત્રની નળીમાં તીક્ષ્ણ. કંઈ ભોંકાવા જેવી કે શૂળ જેવી દાહ થવા જેવી વેદના થતી હોય; પિશાબ વધારે પ્રમાણમાં થતો હોય અને તેની સાથે નબળાઇ વધતી જતી હોય; સાધારણ અશક્તિની સાથે પથારીમાં પિશાબ થઇ જતો હોય; મૂત્રાશયના આગળના ભાગમાં અને ઈંદ્રિયની ટોચ ઉપર બળતરા બળતી હોય અને પિશાબ કર્યા પછી આરામ જણાતો હોય; મૂત્રાશયના મુખ આગળ કંઈ ભોંકાતું હોય તેવી વેદના થતી હોય; પિશાબ થોડા પ્રમાણમાં થતો હોય અને તેની સાથે મૂત્રાશયમાં અને તેની આજુબાજુના ભાગમાં સખત વેદના થતી હોય; નાક નસીકવાથી કે નાકમાં શ્વાસ ઉંચે લેવાથી મૂત્રપિંડમાં વેદના થતી હોય; મૂત્રપિંડનાં દરદો થયા પછી જલંદર (Dropsy) થયું હોય; ઘરડા મનુષ્યને ચીકણો અને ચળકતો પદાર્થ પિશાબમાં જતો હોય; પિશાબ કાળા રંગનો થતો હોય અને તે હંમેશના કરતાં જરા ગરમ ગતો હોય; પિશાબની વાસ ખરાબ આવતી હોય અને એકદમ નાકમાં પેસી જતી હોય; ઘણે ભાગે ઘરડા મનુષ્યો અવયવોની નિર્બળતાને લીધે પિશાબને રોકી શકતાં ન હોય, મૂત્રની નળીમાં અને તેમાં બહારના ભાગમાં કંઇ ચળ આવવા જેવું થતું હોય; પિશાબ કરતાં મૂત્રની નળીમાં દાહ જણાય કે સોજો આવેલો જણાયજાંગમાં અંતર્ગળ જેવો વ્યાધિ ( Inguinal hermna ) જણાય. મૂત્ર બ્રાઇટનો વ્યાધિ ( Bright's ) ( પિશાબમાં એલ્બ્યુમેન જેવો પદાર્થ જતો ) હોય, પિશાબમાં ફોસ્ફરસના અણુઓ જતા હોય, પિશાબમાં પથરી જવાથી જે અણુઓ જણાય તેવા અણુઓ જણાય, મૂત્રાશયમાં પથ્થરી બાઝી હોય, ક્ષીણતાવાળા મનુષ્યોમાં ઘણા દિવસનો પ્રમેહ હોય, જલોદર હોય અને વૃષણનો સોજો હોય તો આ ઔષધ વપરાય છે.

**૧૮ સ્ત્રીઓના અટકાવ વગેરે વ્યાધિ:**—ક્ષીણ પ્રકૃતિવાળી સ્ત્રીઓને ઘણો વહેલો અથવા ઘણો મોડો અટકાવ આવતો હોય, અટકાવ ચળકતો લાલ હોય અને વારંવાર આવતો હોય, અટકાવના વખતમાં ચક્કર આવતાં હોય, કપાળમાં ધબકારા થતા હોય, રૂચિ ન હોય, માથું દુઃખતું હોય, પેટમાં દુઃખાવો હોય, દસ્ત થતા હોય, પીઠ દુઃખે; ચસક આવે, નીચેના અવયવો ભારે ભારે જણાય, આખે શરીરે શ્રમ જણાતો હોય,

દાદરે ચઢતાં ઘણો શ્રમ જણાતો હોય, હાથપગ ઠંડા પડી જતા હોય અને માથે લોહી ચઢી જતું હોય, અટકાવના પહેલાં અને પછીથી કામ કરવું એ કષ્ટરૂપ જણાતું હોય; દસ્ત થયા પછી શ્રમ જેવું શરીરે જણાય; હવાફેરથી ખરાબ થતું હોય; અટકાવ આવ્યા પછી રૂચિ જતી રહે. પીઠ દુઃખે; ડુંટીની જમણી બાજુએ તોડ થાય અને તે નીચેના કરતાં ઉપર વધારે વધે; મન ચિંતાવાળું રહે; અટકાવ કાળો અને ગંઠિવાળો આવે ધાવણ આવતું હોય તે દરમીયાનમાં અટકાવ આવે; અટકાવ પહેલાં આંતરડામાં ચુંક જેવું જણાય, ત્રણથી સાત દિવસ સુધી માથું દુઃખ્યા કરે, અટકાવ કાળા રંગનો આવતો હોય અને સંધિવાની અસર હોય; અટકાવ ઓછો આવે; પ્રસંગે ઇંડાની સફેદી જેવો અટકાવ આવે; રાત્રે અને દિવસે અટકાવ આવે; સવારમાં ખરાબ રહે અને અટકાવની વાસ ગળી આવતી હોય; દસ્ત ધોળા અને ગંધાતા થતા હોય; અટકાવપૂર્વે દિવસના ભાગમાં ઉંઘ આવે; અજાણમાં સાંજના ભાગમાં મલાઈ જેવો ધોળો પદાર્થ વહે, સ્નાન કરવાથી અટકાવ અટકી જાય; માથું ધબકે અને દુઃખે અને અટકાવ આવ્યા પછી વધતું હોય; અટકાવ પૂર્વે માથાના જમણા પડખે સોય ભોંકાવા જેવું દરદ જણાય. જમણા થાપા-થી ડાબા થાપાસુધી દરદ થતું જણાય; અટકાવ ઓછો થતો હોય પણ તેની સાથે પ્રદર વધતું હોય; સ્તન કઠિન થયાં હોય, મોટાં થયાં હોય, બાળક સ્તનને મોંમાં લેવાની ના પાડતું હોય; દુધ ખારૂં અને આસમાની રંગનું હોય; સ્તનમાં દાહ થતો હોય કે વેદના થતી હોય.

૧૯ **બોચી તથા પીઠઃ**—ખભાની વચમાં કે નીચેના ભાગમાં દુઃખાવો હોય અથવા વેદના થતી હોય; મોં ફાડીને બગાસું ખાતાં પીઠ અને આજુબાજુના અવયવો તણાતા હોય, પાછળ વાળમાં દુઃખાવો રહે, સાંજે ખરાબ રહે, સવારમાં પણ ખરાબ રહે, હાલવા ચાલવાથી ખરાબ રહે; જરા પણ વધારે ચાલતાં પીઠના ભા-ગમાં વેદના થાય; છાતી અને ગરદનની આજુબાજુની શિરાઓ સુજેલી હોય; બાળકોની ગરદન પાતળી હોય; ગરદનમાં આંકડી આવવા જેવું દરદ થતું હોય, અને તે એક બાજુથી શરૂ થઈ બીજી બાજુ વધતું હોય; કરોડ વળી ગઇ હોય, લંગડાપણું હોય, ગળા ઉપર ખરાબ ગુમડાં થયાં હોય, ગળા ઉપર વાની અસર હોય અને તે જડ થઇ ગઈ હોય. અને તેના ઉપર જરાસરખો પવનનો સપાટો આવવાથી અસર થઇ જતી હોય તો આ ઔષધ ચાલે છે.

**૨૦ હાથ પગ વગેરે અવયવો**—હાથની નીચે કઠણ અને આસમાની રંગના લોચાજેવું જણાય; ખસ થઇ ગયા પછી કંઇ રસ અંદરથી નીકળતો હોય, હાથ તથા આંગળાં ધ્રૂજતાં હોય, ખભાથી માંડીને આંગળીઓ સુધી હાથમાં દુ:ખાવો થતો હોય, પાંસળીથી માંડીને કાંડા સુધી દુખાવો હોય, અને હવા બદલાવાથી વધારે વેદના થતી હોય, ખભાના સાંધાથી માંડીને આખા હાથ ઉપર ફાટ થતી હોય કે તીક્ષ્ણ વેદના થતી હોય, હાથની નીચેના ભાગમાં સોજા જેવું જણાય, દાહ થતો હોય, ચળ આવતી હોય, હાથ જડ જેવા થઇ જતા હોય, હાથ અને અંગુઠાના હાડકાં દુ:ખતાં હોય, રાત્રે તથા ખરાબ હવામાં ખરાબ રહેતું હોય, કાંડામાં વેદના થતી હોય, કાંડાની તળેના ભાગમાં અને દુ:ખાવો હોય, અંગુઠા અને સાંધામાં સંધિવા હોય, જમણા હાથના અંગુઠાના નખમા ચાંદાં જેવું થયું હોય અને તેને લીધે વેદના થતી હોય; જમણા હાથનો અંગુઠો જાણે સાંધામાંથી ઢીલો પડી ગએલો જણાય, આંગળીઓમાં દુ:ખાવો થતો હોય, હાથ ઉપર ફોલ્લીઓ થઇ હોય, હાથ પગના સાંધામાં સંધિવા થયો હોય અને તેની સાથે જડતા જણાતી હોય, આંગળાં અને અંગુઠાના ટેરવા ઉપર સોજો જણાતો હોય, કાણીમાં કંઇ વાગ્યું હોય તેવી વેદના થતી હોય, બેઠા હોઇએ ત્યાંથી ઉઠવાનું મન ન થતું હોય, જાંગમાં દુ:ખતું હોય, માથામાં દુ:ખતું હોય, માથામાં દુ:ખાવો થતો હોય, હાથ પગના તળીઆમાં વેદના થતી હોય, થાપાનું હાડકું અંદર જતું જણાય, બાળકોના પગ વાંકા વળી ગએલા હોય, ઘુંટીના સાંધા ઉપર ચાંદાં પડેલાં જણાય, ઘુંટી ગણા દિવસથી સૂજી ગએલી જણાય, ડાબા પગમાં થાપાથી હેઠ આંગળાંસુધી ફાટ જણાય; પગ શ્રમિત જણાય, નબળા જણાય, શાંતિવિનાના જણાય; જમણા ઘુંટણમાં સાર પાડવા જેવી વેદના જણાય અને તે રાત્રે વધતી હોય, પગનાં તળીયાંમાં દાહ જેવી વેદના થતી હોય, સંધિવા હોય અને તેની સાથે સોજો હોય, અને તે મુખ્યત્વે કરીને ઠંડી હવામાં થતો હોય, વસંતઋતુમાં મટી જતો હોય અને પાનખરઋતુમાં પાછો શરૂ થતો હોય, ચાંદી ની અસર હોય અને ચાંદાં પડેલાં હોય તો આ ક્ષાર ગુણ કરે છે.

**૨૧ શિરાઓ**:—ઘણા વખતનો શરીરના સાંધાઓમાં વા હોય, બાળકોનાં હાડકાં વળી ગએલાં હોય, ભાગેલાં હાડકાં સંધાતાં ન હોય, પોષણ ઘણું ઓછું મળતું હોય હાડકાં પાતળાં હોય અને ભાગી

જાય તેવાં હોય, ઉદર રોગની અસર હોય, સાંધામાં સોજો હોય તો આ નંબર વાપરવો.

**૨૨ ચામડી:**—લોહીની ક્ષીણુતાની સાથે ખસ હોય, દાહ થતો હોય, કે ચળ આવતી હોય, મુખ્યત્વે કરીને હાથ ઉપરની ચામડી લુખી પડી જતી હોય, ગડગુમડું ફોલ્લી વગેરે થયું હોય, ચાંદાં પડયાં હોય, ચામડીમા ચીરા પડયા હોય, આ વગેરે અવ્યવસ્થામાં ઔષધ ચાલે છે.

---

## પ્રકરણુ ૨ જું.

### નં. ૨ કલેશ્યમ સલ્ફેટ (Calc. Sulph.)

સલ્ફેઇટ ઓફ કેલ્શ્યમ, જીપ્સમ અથવા પ્લાસ્ટર ઓફ પેરીસ વગેરે આ ક્ષારનાં નામ છે. શિરાઓની મધ્યમાં જ્યારે રોગવાળો વિજાતીય પદાર્થ એકત્ર થાય છે ત્યારે તેને બહાર કાઢી નાખવાને આ વપરાય છે. જે સકરણુ કહેવાતો પદાર્થ છે તેને બહાર કાઢી નાખવાને માટે પણુ આ વપરાય છે. કે જેથી કરીને અધિક કોહાણુ થતું અટકે છે, અને આજુબાજુના ભાગ તેથી બગડતા અટકે છે. આ ક્ષાર ઓછો હોય છે તો પાક વિશેષ સમય પહોંચે છે. આ ક્ષારથી કોઈ ભાગ પાકતો હોય છે તો તે જલદી સારો થઈ જાય છે. સળેખમ, ઉધરસ, ક્ષય, શ્વાસેન્દ્રિયની અવ્યવસ્થા, ગુમડાં, ચાંદાંની ત્રીજી ભુમિકામાં આ ક્ષાર કામ આવે છે.

જે રૂધિર ક્ષીણુ થઈ ગયેલા અણુઓ હોય છે તેમને કાઢી નાખવાનું કામ આ ક્ષાર કરે છે. આ ક્ષાર યકૃત્માં રહેલો છે, અને તે ક્ષીણુ થએલા અણુઓમાંથી જલનું શોષણુ કરી તેને કાઢી નાખે છે, પણ જ્યારે આ ક્ષાર ઓછો થાય છે ત્યારે આ નકામાં થએલાં અણુઓ લોહીમાંથી નીકળતાં નથી અને તેમની સંખ્યા વધવાથી તે ગડ, ગુમડાં, શ્લેષ્માદિના રૂપમાં બહાર નીકળે છે.

જે ભાગ પકવવો હોય કે પાકેલા ભાગમાંથી તે સત્વર પાકીને તેમાંથી પરૂ નીકળી જાય માટે નં. ૧૨ વાપરવામાં આવે છે. પરૂ તેમ છતાં બંધ ન થતું હોય તો નં. ૨ વપરાય છે. અથવા ગડગુમડાં જો આરંભથી આ ક્ષાર વાપરવામાં આવે છે તો વગર પાકયે પણુ તે મટી જાય છે.

જ્યારે નંબર ૧૨ સીલીશીયા કોઇ ભાગને નિયમિત રીતે જલદી પકવે છે ત્યારે આ નંબર તેને યોગ્ય સમયે રૂઝવી દે છે અને પાકને અટકાવી દે છે. ઘણા મનુષ્યોને એની મેળે જ રૂઝાઈ જાય છે તેનું કારણુ તેમના લોહીમાં રહેલો આ ક્ષાર જ છે.

જે જે ભાગમાંથી પરૂ નીકળતું હોય તે તે ભાગને આ નંબર આરામ કરી દે છે. અથવા આંતરડાંમાં કંઈ સોજા જેવું જણાય કે ગાંઠ થઇને કોઈ ચાંદું પડચું હોય તો તેને મટાડી દે છે.

શરીરના કોઈપણ ભાગમાંથી પરૂ વહેતું હોય તે સર્વમાં આ નંબર ઘણો ઉપયોગી છે. ગડ, ગુમડાં, ચાંદાં, ભગંદર, ખીલ, ફોલ્લા, પ્લેગની ગાંઠ, સાંદી ગાંઠ, દાઝવું, પરૂ નીકળતું હોય તેવો પ્રમેહ, આ વગેરેમાં આ ક્ષાર વપરાય છે. આ નંબરથી પરૂ નીકળતું બંધ થઇ જાય છે. ઘણી મુદ્દતથી નીકળતું પરૂ બંધ થઇ જાય છે, અને પ્રસંગે તેને બહાર પણ કાઢી નાખે છે.

**ખાસીએત:**—ભીના થવાથી ખરાબ જણાતું, ખુલ્લી હવામાં સારૂં લાગવું; ખુલ્લી હવાની ઇચ્છા થવી; ગરમ, લુંખી હવાથી આરામ જણાવો અને ભેજવાળાં હવાથી ઠીક ન જણાવું.

**૧ મનઃ**—ભાન જતું રહેતું હોય, કોઇ કરવાની ઈચ્છા થતી હોય પણ તે કામ કરવા જતાં ઈચ્છા જતી રહેતી હોય, ખાધા પછી સ્મૃતિ જતી રહેતી જણાય કે વિચારનું બળ ઓછું થઈ ગએલું જણાય, પ્રસન્નતા એકદમ શોક અને ઉદાસીમાં પલટાઇ જતી હોય, સવારમાં ઉઠતાં દરદી ચીસ પાડીને દરદી ઉઠતો હોય.

**૨ માથુ:**—માથું દુઃખતું હોય અને તેની સાથે આંખો લાલ રહેતી હોય અને ચુંક નાખતી હાય, આચકો કે ધકકો લાગવાથી માથું દુઃખતું હોય, આંખો ઉંડી જતી રહેલી જણાય; અટકાવ વખતે છાતીમાં દુઃખાવો થતો હોય અને તેની સાથે માથું દુઃખતું હોય; માથા ઉપર ટોપી કે પાઘડી પહેરી રાખી હોય તેમ માથે લાગણી થતી હોય, ચાલતાં ચાલતાં તમરી આવી જતી હોય, માથામાં અને પેટમાં નબળાઇ જણાતી હોય; સખત ઉલટીની સાથે ચક્કર આવતા હોય; માથાની આરપાર તીક્ષ્ણ વેદના થતી હોય; માથામાં અને ઉપલા જડબામાં અસ્પષ્ટ દરદ થતું હોય કપાળમાં અને ટોચ ઉપર વેદના થતી હોય, જમણા પડખે માથામાં વેદના હોય; માથાના આગલા ભાગમાં વેદના થતી હોય અને જમ્યા પછી વધતી હોય કે રાત્રે કે ચાલતાં તે વધતી હોય; ચાર વાગ્યાના સુમારમાં ઉલટીની સાથે શિરોવેદના હોય; સાંજે છ વાગ્યા પછી કંઈક ઠીક જણાતું હોય; માથું ઓરતાં વાળ સહજ ખરી જતા હોય; આગલા ભાગમાં બળતરા થાય તેવાં સુજેલાં ચાંદાં થયાં હોય; નાના બાળકના

માથામાં તાલ પડી હોય, માથાઉપર દુખે તેવા ફોલ્લા થયા હોય અને તેમાંથી પીળું પરૂ નીકળતું હોય માથાઉપર સોજો આવ્યો હોય અને તેમાંથી જરા તણાતાં લોહી નીકળતું હોય તો આ નંબર વપરાય છે.

૩ **નેત્ર:—**આંખના બહારના ભાગમાંથી પીઆ કે પરૂ નીકળતું હોય, આંખમાં કોઇ વિજાતીય પદાર્થ પડેલો હોય તેવી લાગણી થતી હોય, આંખે પ્રસંગે પ્રસંગે સુજતું ન હોય, જમણી આંખમાં ચાલુ અસ્પષ્ટ દરદ થતું હોય, અને તે રાત્રે વધતું હોય; ઘણો સોજો હોય, ગડગુમડ કે ચાંદુ થયું હોય, પીળું જાડું પરૂ નીકળતું હોય, અને તેની સાથે આંખનો સોજો હોય કીકીના ઉપર સોજો હોય અને તેની ત્રીજી ભૂમિકા હોય, કાળા ડોળા ઉપર દબાણ થવા જેવી વેદના થતી હોય, ડોળા જરા બહાર નીકળેલા જણાય; પદાર્થો અર્ધા (Hemiopia) દેખાતા હોય કાગળના કટકા તરફ જોવાથી જમણી આંખમાં દુ:ખાવો થતો હોય, ડાબી આંખમાંથી આંસુ નીકળતાં હોય, ડાબી આંખ ઉપર ગુમડું થયું હોય તો આ નંબર ગુણ કરે છે.

૪ **કાન:—**જમણી પેરોટીડ (Parotaid) નામની ગ્રંથિમાં સોજો આવ્યો હોય સવારમાં કાળો બદામી રંગનો મેલ જમણા કાનમાંથી નિકળતો હોય કાન ઉપર તમાચો માર્યો પછી અંદર કંઇ સોજો આવ્યો હોય. કાનની પાછળના ભાગમાં સોજો આવ્યો હોય અને તેમાથી પરૂ નીકળવા જેવું લાગતું હોય, ગરમ ઓરડીમાં જવાથી કાનની બહારના ભાગમાં દાહ થતો હોય કે ચળ આવતી હોય, જમણા કાનની ટોચઉપર ફોલ્લી થઇ હાય, કાનમાં અવાજ સંભળાતો હોય, કાનમાંથી વહેતો પદાર્થ જાડો હોય, પીળો હોય કે પ્રસંગે લોહીથી ભળેલો હોય, બહેરાપણું હોય અને કાનના મધ્યભાગમાંથી કોઇ પદાર્થ તેની સાથે વહેતો હોય અને તેની સાથે પ્રસંગે લોહી પણ નીકળતું હોય તો (નંબર ૧૨ પછી) આ ઔષધ સારો ગુણ કરે છે.

૫ **નાક:—**નાકમાંથી કોઈ પદાર્થ નીકળતો હોય અને તેને ધોયા પછી તથા સવારમાં ઠીક રહેતું હાય તથા ખુલ્લી હવામાં સારૂં રહેતું હોય; નાકમાંથી લોહી નીકળતું હોય, સ્નાન કર્યા પછી લોહીવાળો શ્લેષ્મ નીકળતો હોય; નાકનાં પાછલાં દ્વાર બંધ થઇ ગયા જેવાં જણાય, નાકમાંથી પાણી જેવો પદાર્થ નીકળતો હોય, દિવસના જમણા નાકમાંથી કોઈ પદાર્થ નીકળતો હોય અને રાતના ડાબા નાકમાંથી નીકળતો હોય, જાડો

પીળો પદાર્થ નીકળતો હોય અને તેની સાથે લોહી કોઇ પ્રસંગે નીકળતું હોય, ડાબા નાકમાંથી સહજ પીળો પદાર્થ નીકળતો હોય અને આંખમાંથી આંસું નીકળતાં હોય, નાકના મૂળમાં થરકાટ જેવું હોય અને તે વધીને ગાલસુધી પહોંચતો હોય, નાકના છેડા સુજેલા હોય, તો આ નંબર વાપરવો.

૬ ચહેરો:—ફીકકો પડી ગયો હોય અને માંદા જેવો જણાતો હોય, ગાલ સુજેલા હોય અને તેનીસાથે દાંત દુઃખતા હોય; અને તેમાંથી પાકવાનો ભય રહેતો હોય, મોઢા ઉપર અથવા ડાબા ગાલ ઉપર કઠણ, રસથી ભરેલા ખીલ કે ફોલ્લા હોય, યુવાવસ્થામાં યુવાન સ્ત્રીપુરુષોના કપાળઉપર ખીલ થયા હોય, મુખઉપર ગરમી હોય, દાઢી તળે કોમળ ખીલ થયા હોય અને તેમાંથી ચીકણો કે લોહીજેવો પારદર્શક પદાર્થ વહેતો હોય, મોઢાઉપર સોજો આવ્યો હોય, નીચલા હોઠની જમણી બાજુએ 'પ્લાસ્ટર' માર્યો જેવો સોજો આવ્યો હોય, ચાંદાં પડયાં હોય, તેમાંથી લોહીજેવો પદાર્થ નીકળતો હોય, અને તેની વૃદ્ધિ થતી થતી દાઢીના જમણા ખુણાતરફ જતી હોય વગેરે વ્યાધિમાં આ નંબર ચાલે છે.

૭ દાંત અને અવાળાં:—દાતણ કરવાથી કે બ્રશવડે દાંત ઘસવાથી અવાળાંમાંથી લોહી નીકળતું હોય, ટાઢા પાણીથી વેદના વધતી જણાતી હોય પણ તરત જ આરામ જણાતો હોય, રાત્રિ પડયા પછી કે ઉંઘમાં દાંત દુઃખતા હોય, અવાળાં આવેલાં હોય, તે કોમલ હોય અને તેમાંથી લોહી ઝટ નીકળતું હોય, નીચેની જમણી દાઢ સડી ગઈ હોય, અને તેના ઉપર ઠંડી હવા કે ઠંડુ પાણી લાગવાથી વેદના થતી હોય, દાંતના મૂળમાં ચાંદાં પડયાં હોય, વાને લીધે દાંત દુઃખતા હોય, અને ગાલ સુંજેલા હોય. ઉપરના જમણા જડબામાં દુઃખાવો થતો હોય, અવાળામાં ગુમડાં થયાં હોય, વગેરે.

૧૪ મૂત્રવિષયક અવયવો:—'બ્રાઇટ' નો રોગ (પિશાબમાં એલ્બ્યુમન જેવો પદાર્થ જવો) હોય અને તેની સાથે તેવાં જ બીજાં સહકારી ચિહનો હોય, મૂત્રપિંડને લગતો કોઇ વ્યાધિ હોય, પિશાબ લાલ થતો હોય અને ક્ષયની સાથે જ્વર હોય, અથવા લોહી પિશાબમાંથી જતુ હોય, ગ્રંથિઓની ચાંદી હોય, તેમાંથી પરૂ નીકળતું હોય, ઘણા વખતની ચાંદી હોય. પ્રમેહ, હોય, અને તેમાંથી પરૂ નીકળતું હોય, પ્લેગની ગાંઠ હોય, પિશાબમાં ધાત જતી હોય, અને નપુંશકપણું હાય.

અટકાવ ઘણો મોડો આવતો હોય, માથું દુઃખે, અટકાવના દિવસોમાં નબળાઈ જણાતી હોય, પ્રદર હોય, અને જાડો, પીળો, લોહીમિશ્રિત પદાર્થ વહતો હોય, છાતીનો સોજો હોય, અને પરૂ થવાની શરૂઆત હોય, કે પરૂ થયા પછી તેને અટકાવવું હોય.

૯ **હાથ પગ વગેરે અવયવોઃ**—આંગળાં સખત થઈ ગયાં હોય, સોજો હોય, અને વેદના થતી હોય, સવારમાં ખરાબ રહેતું હોય, ક્ષયની સાથે જ્વર હોય અને તેની સાથે પગનાં તળીયાંમાં દાહ થતો હોય, જ્વર હોય અને પગ થોડો સુજેલો હોય, થાપાના સાંધામાં સોજો હોય; થાપાના દરદમાં પરૂ નીકળતું હોય, ( નં. ૪ સાથે ) સંધિવા હોય, કંઇ વાગવાથી ઘુંટણમાં વેદના થતી હોય, સાંધામાં વેદના થતી હોય, ઘુંટણમાં કંઇ ભોંકાવા જેવી લાગણી થતી હોય, ડાબા ઘુંટણની અંદરના ભાગમાં સવારમાં સ્નાન કર્યાથી જડતા જણાતી હોય, જલદી ચાલવાથી કે નીચા વળવાથી ઘુંટણમાં વેદના થતી હોય, પછીથી પાછળના ભાગમાં વેદના વધતી હોય, પગ કઠણ થઇ ગયા હોય અને દુઃખાવો થતો હોય, અને મુખ્યત્વે કરીને જમણા પગમાં વેદના થતી હોય, સાંજે ખરાબ રહેતું હોય; ચાલ્યા પછી થાકી જતા હોય, પગને અડકવાથી દુઃખ થતું હોય એટલા તે કોમળ જણાતા હોય, ચાલતાં પગના અંગુઠા કોમળ પડી ગએલા જણાતા હોય.

૧૦. **ત્વચાઃ**—પગના તળીએ ચળ આવતી હોય, દઝાયું હોય અને પરૂ નીકળતું હોય, સીસાના રંગ કે લીલા રંગની ચામડી પડી ગઇ હોય, ચામડી ઉપર લીલાં, આસમાની, બદામી કે પીળાં ચાઠાં પડયાં હોય અને તેમાં લોહીમિશ્રિત પદાર્થ વહેતો હોય, ગ્રંથિઓ કઠણ થઈ હોય કે તેમાંથી પરૂ નીકળતું હોય. જખમ થયા પછી તેમાંથી પરૂ નીકળતું હોય, ગુમડાં થયાં હોય, પરૂ ઓછું કરવું હોય કે અટકાવી દેવું હોય, કંઇ વાગ્યું હોય, જખમ થયું હોય; ઘસાયું હોય; છોલાયું હોય, પરૂ નીકળતું હોય, અને જલદીથી રૂઝાતું ન હોય. દાઝવાથી કે ચાઠાં પડીને પરૂ નીકળતું હોય; સોજામાંથી પરૂ નીકળતું હોય; બળીઆમાંથી પાણી નીકળતું હોય,

**૬× અને ૧૨× પાવરનું આ ઔષધ સાધારણ રીતે વાપરવું હિતકર છે. આંખમાંથી પરૂ નીકળતું હોય તો ૩× વપરાય છે. નં. ૫ જયારે પોતાનું કામ કરી રહે છે ત્યાર પછી આ ઔષધની શરૂઆત થાય છે.**

---

# પ્રકરણ ૩.

## નં. ૩. કેલ્શ્યમ ફ્લોરાઇડ Calc. Florid.

કેલ્કેરીઆ ફ્લોરીકા, કેલ્શ્યમ ફ્લોરાઇડ અથવા ફ્લોરાઇડ ઓફ લાઇમ, આ ક્ષારનાં નામો છે. આને ડૉ. સુસ્લર હાડકાંનો ક્ષાર (bone salt) કહે છે. તે દાંતની સફેતીમાં. દાંતની સપાટી ઉપર સ્થિતિસ્થાપક તંતુઓ છે તેમાં અને, ત્વચાની બહારની છાલના (Epidermio) અણુઓમાં જણાય છે. તેમજ તે રકતવાહિની શિરાઓ, સંયોજક જાળ (Connectivv tissues) વગેરે સ્થાનમાં પણ હોય છે.

આ ક્ષાર જે રેશાઓ સંકોચ વિકાસને (સ્થિતિસ્થાપક) પામનાર છે તેમાં રહેલો હોવાથી જયારે અવયવો વિકાસને પામીને ઢીલા પડી જાય છે ત્યારે તેમનો સંકોચ કરવા માટે આ ક્ષાર વપરાય છે. દષ્ટાંત તરીકે મળનો સંચક થતો હોય પણ આંતરડાંથાંથી તે બહાર નીકળી શકતો ન હોય. મૂત્રાશયમાંથી મૂત્ર બહાર ન નીકળી શકતું હોય, સગર્ભા સ્ત્રીને યોગ્ય સમયમાં પ્રસવ ન થતો હોય, તો આ ક્ષાર વપરાય છે અને તેના વડે સંકોચ થવાથી દસ્ત ઉતરે છે, પિશાબ થાય છે અને બાળક જન્મે છે વગેરે વ્યવસ્થા સહજ થાય છે.

જે અણુઓ સંકોચ કરવાનું કામ કરે છે તે ઓછા થઇ ગયા હોય તો પણ આ ક્ષાર તે અણુઓને ઉત્પન્ન કરવાનું કામ કરે છે.

મેગ્નેશીઆ ફૉસ નં. ૮ વિકાસ કરવાનું કામ કરે છે અને કેલસીયમ ફ્લોરાઇડ સંકોચ કરવાનું કામ કરે છે. નં. ૪ અને નં. ૧ એ બેને સામર્થ્ય આપવામાં આ ક્ષાર અમુક અંશમાં મળતો છે.

આ ઔષધ ઉંચી પાવરનું ખામ કરીને અસ્થિના વ્યાધિમાં લાભ કરે છે. ડૉ. સુસ્લર ૧૨× પાવરનું વાપરવાની ભલામણ કરે છે. ચીરા પડયા હોય, આમળ બહાર નીકળી હોય, રસોળી, અર્શ વગેરેમાં આ ઔષધ બહાર લગાડવામાં આવે છે. વેસેલીનમાં નાખીને મલમ કરીને કે પાણીમાં નાખીને પોતાં મૂકાય છે.

**ખાસીએતઃ**—ભેજવાળી હવામાં અને આરામ લીધા પછી વ્યાધિની વૃદ્ધિ થવી, અને શેક કરવાથી કે ઘસવાથી સારૂં લાગવું.

**૧ મનઃ**—કોઈ નિશ્ચય ઉપર આવી શકાતું ન હોય, નિરૂત્સાહ થઇ જવાતું હોય, ચિંતા, ગ્લાનિ વગેરે રહેતાં હોય; પૈસાને માટે ચિંતા રહેતી હોય, શું ખાઇશું અને શું પીશું એવી કારણ વગરની ચિંતા રહેવી,

હંમેશાં સ્વાભાવિક રીતે જ પ્રત્યેક પ્રસંગ પ્રત્યેક વસ્તુની કાળી બાજુ જ જણાય વગેરે.

**૨ માથું:**—બંધકોશ હોય અને તેની સાથે માથુ દુઃખતું હોય, અને ચક્કર આવતાં હોય, માથાનો આગલો ભાગ દુઃખતો હોય; અને તેની સાથે સાંજે ઉલટી થતી હોય તથા સવારમાં સારૂં રહેતું હોય, આખું માથું દુઃખતું હોય, માથામાં કંઇક અવાજ જેવું થાય, તણાય, ફાટ થાય અને ઉંઘમાં વિક્ષેપ થતો હોય, માથાના હાડકા ઉપર ચાંદુ પડયું હોય, અને તે કઠણ હોય તથા તે ઠેકાણે ગાંઠો જેવું જણાય, હાડકાંની ઉપરની ચામડી ઉપર ચાંદાં પડયાં હોય;

**૩ નેત્ર:**—આંખમાં દુખાવો હોય, થોડો વખત નેત્રનો ઉપયોગ કર્યા પછી નેત્રના ડોળા દુઃખે, નેત્ર બંધ કરવાથી કે તેના ઉપર જરા દાબવાથી ઠીક લાગતું હોય, બરાબર દેખાતું ન હોય, કે આંખ આગળ પ્રસંગે લખવા વાંચવાથી ઝાંખ જણાતી હોય, આંખો આગળ તણખા બળતા હોય, આંખમાં મોતીઓ પડયો હોય, થોડું સુજે અને થોડું ન સુજે, આંખના પોપચામાં ફોલ્લા થયા હોય, આંખની meibomian નેત્રની ગ્રંથિઓનો વિકાસ થયો હોય વગેરે.

**૪ કાન:**—**ટીમ્પેનીક** (tympanic) નામની અંદરની ચામડીઉપર કેલકેરીઆના અણુઓ જામ્યા હોય, કાનનું કોઇ દરદ હોય, અને તેમાં હાડકાંને અસર થઇ હોય.

**૫ નાક:**—નાકમાંથી લોહી નીકળતું હોય, નાકમાંથી પુષ્કળ શ્લેમ નીકળતો હોય, અને છીંકની ઇચ્છા થતાં છીંક આવતી ન હોય, માથામાં શરદી થઈ હોય, અને નાકમાંથી પીળો; જાડો, લીલો ગંધાતો પદાર્થ અંદરથી નીકળતો હોય, નાકના હાડકાંનો કોઈ વ્યાધિ હોય.

**૬ દાંત:**—દાંતની સફેતી ઓછી હોય, સફેતી જાડી હોય, કે ઘણી પાતળી હોય કે ભાગી જાય તેવી હોય, દાંત કોમળ હોય અને જડબામાં મજબુત બેઠેલા ન હોય, દાંત હાલતા હોય અને તેની સાથે દુઃખાવો હોય, સફેતી ઓછી હોય અને જલદી સડી જતા હોય, દરદ અથવા દરદ વગર અસ્વભાવિક રીતે હાલી જતા હોય, ખોરાક દાંતને અડતાં દુઃખાવો થતો હોય.

**૭ મોઢું:**—ગાલની અંદર ચાંદાં પડયાં હોય, જડબાના હાડકામાં સોજો હોય અને હોઠ ફાટી ગયા હોય, અવાળું આવ્યું હોય અને તેની

સાથે જડબા ઉપર કઠણુ સોજો હોય, મોઢું અને ગળું ઘણું સુકાઇ જતું હોય.

૯ ગળું:—ગળામાં દુઃખાવો થતો હોય, ગળામાં દાહ થતો હોય, વળવળાટ થતો હોય, ગુંગળાઈ જવા જેવું થતું હોય, રાત્રે અગર ઠંડો પદાર્થ પીવાથી ખરાબ રહેતું હોય, ગરમ પદાર્થ પીવાથી સારૂં રહેતું હોય, ઉધરસ હોય અને જીણો ગળફો પડતો હોય કે પીળો શ્લેષ્મ નીકળતો હોય, ગળામાં કોઇ વિજાતીય પદાર્થ જવાથી ગલીપચી થતી હોય અને તેને ગળી જવાની ઇચ્છા થતી હોય, પણ આરામ ન થતો હોય વારંવાર દિવસના ભાગમાં હેડકી આવવાથી ગળફો પડતો હોય, ગળાની સ્થિતિ શિથિલ રહેતી હોય, ગળામાં ગળફો ઉતરી પડતો હોય અને ગલીપચી કે ચળ આવતી હોય, 'ડીપથેરીઆ' હોય અને તેની અસર પવનની નલિકાસુધી પહોંચી હોય, કંઠનાળ સુકાઈ જતી હોય, ગળું બેસી જતું હોય, ચળ આવતી હોય, ગળામાં ગલીપચી થતી હોય, અને તે ત્રણ ઇંચ સુધી નીચે ઉતરતી હોય, ગળફો કાઢી નાખવાની ઇચ્છા થતી હોય, હસવાથી કે મોટેથી વાંચવાથી ગળું બેસી જતું હોય, શ્વાસ હોય અને તેમાં પીળો પદાર્થ પરાણે અંદરથી નીકળતો હોય, દરદી શિથિલ થઈ જતો હોય, શ્વાસ લેતાં અડચણ પડતી હોય, શરદી થયા પછી જેવી અસર થતી હોય તેવી અસર જણાતી હોય, તથા ઉધરસમાં મુખ્યત્વે કરીને આ નંબર ચાલે છે.

૧૦ જઠર:—જમ્યા પછી હેકહેક થાય તેવી ઉધરસ હોય, નહિ પચેલો ખોરાક ઉલટીમાં નીકળતો, હોય, પિત્તાશયમાં દુઃખાવો થતો હોય અને નીચે સૂઇ જવાથી આરામ જણાતો હોય, અથવા ચાલવાથી આરામ જણાતો હોય, સવારમાં આઠ વાગે પિત્તાશયમાં ચસક આવતી હોય, બેસવાથી તે વધતી હોય અને ચાલતાં સારૂં રહેતું હોય, મધ્યરાત્રે પિત્તાશયમાં તીક્ષ્ણ વેદના થતી હોય. અગીઆરમી પાંસળીમાં વેદના થતી હોય, ઉંધા સુવાથી કે જે બાજુ વેદના ન થતી હોય તે બાજુ સૂવાથી ઠીક જણાતું હોય, પેઢુ માં દુઃખાવો હોય, સાંજે અથવા ઘોડા ઉપર બેસવાથી વધારે ખરાબ રહેતું હોય, રાત્રે સૂઇ જવાથી આરામ જણાતો હોય, યકૃતૂમાં દુઃખાવો હોય અને તેથી બેચેની જણાતી હોય.

૧૧ અપદ્વાર:—રાત્રે ચળ આવવાથી જાગી જવાતું હોય, અર્શ હોય; અને તેમાંથી લોહી નીકળતું હોય, અને માથે લોહી ચઢી જતું હોય, અર્શ હોય તેમાં ચળ આવતી હોય અને તે બહાર નીકળતા હોય,

અર્શ હોય, પણ તે દુઝતા ન હોય અને પીઠઉપર દુઃખાવો થતો હોય, બંધકોશ રહેતો હોય, દસ્તનો પહેલો ભાગ સ્વાભાવિક હોય અને છેલ્લો ભાગ પાતળો હોય, ગુદાદ્વારમાં ચીરા પડયા હોય, બંધકોશ હોય અને તેની સાથે ફેર આવતા હોય અને માથું દુઃખતું હોય, ગુદાદ્વારના સ્નાયુઓ શિથિલ પડી જવાથી દસ્ત વખતે અડચણ પડતી હોય અને દસ્ત બરાબર થતો ન હોય.

**૧૨ મૂત્રાદિક અવયવો:**—સવારના આઠથી બપોરના ત્રણ વાગ્યાસુધી ફીકકો, પાણી જેવો પિશાબ ઘણો થતો હોય, રાત્રે પણ તેજ પ્રમાણે થતું હોય, વારંવાર પિશાબની હાજત થતી હોય, હંમેશાં ધાત જતી હોય, મૂત્રની ખરાબ ગંધ આવતી હોય, ઘણા ઘાટા રંગનો અને ઘણો ઓછો પિશાબ થતો હોય, પિશાબની નળી ( Urethra ) માં તીક્ષ્ણ વેદના થતી હોય, અથવા પિશાબ કરતી વખતે આગળના ભાગમાં તેવી વેદના થતી હોય; વૃષણ કઠણ થઇ ગયા હોય, વૃષણમાં પાણી ભરાયું હોય, છાતીમાં કઠણ ગાંઠો બાઝી હોય, પીઠની પાછળના ભાગમાં અને સાથળોમાં વેદના થતી હોય, અટકાવ ઘણોજ થતો હોય, નીચેના ભાગમાં વેદના થતી હોય; જો ગર્ભ રહ્યા પછી આ ઔષધ આપવામાં આવે છે તો ગર્ભનું પોષણ સારી રીતે થાય છે.

**૧૩ ગરદન તથા પીઠ:**—શરીરે બેચેની રહેતી હોય અને પીઠની નીચેના ભાગમાં સાંજના વખતે ઘણું દુઃખ થતું હોય અને થાકનું ભાન થતું હોય, આમતેમ ચાલવુંજ જોઈએ, ઘણી મુસાફરી ઘોડાઉપર બેસીને કરી આવ્યા હોય તેમ પીઠની પાછળના ભાગમાં વેદના થતી હોય, અને કોઈ પણ સ્થિતિમાં બેસવાથી આરામ ન જણાતો હોય, ઘોડા ઉપર બેસવાથી પીઠમાં સખત વેદના થતી હોય, અથવા કેડ રહી ગઇ હોય, આરામ લીધા પછી વધારે ખરાબ રહેતું હોય, ગરમીથી અથવા થોડું ચાલવાથી આરામ જણાતો હોય, સખત કઠણ ગાંઠો જેવું હોય, પીઠની તળેના ભાગમાં વેદના હોય, નબળાઇ જણાતી હોય અને વેદના થતી હોય.

**૧૪ હાથપગ વગેરે અવયવો:**—પગના અંગુઠા, આંગળીઓ અને સાંધામાં દુઃખાવો થતો હોય, હાડકાં ઉપર કઠણ સોજો હોય, હાથ પગ ઉપર વ્રણ, ક્ષત વગેરે હોય, કોણીના સાંધા ઉપર સોજો આવ્યો હોય, કાંડાની પાછળના ભાગમાં ગુમડું થયું હોય, સાંધા ઉપર સંધિવાને લીધે કંઇ સોજો કે વૃદ્ધિ જેવું હોય, ઘુંટણના સાંધા ઉપર સોજો હોય સાંધા ઉપર કાટ પડી હોય, હાડકાંમાંથી પરૂ નીકળતું હોય.

**૧૫ ત્વચાઃ**—ત્વચા કર્કશ અને સુકી પડી ગઇ હોય, ટાઢને લીધે હોઠ અને હાથ ઉપરનાં છોડાં ઉખડયાં હોય, ગુદામાં ફાટ પડી હોય, ભગંદર, વ્રણ, ક્ષત વગેરે હોય અને તેમાંથી જાડું, પીળું પરૂ નીકળતું હોય, આંગળીઓ એકઠી થઈ જતી હોય; રક્તવાહિની શિરાઓનો વિકાસ હોય.

---

## પ્રકરણ ૪

### નં. ૪ ( ફેરમફોસફેઈટ; Fer Phos. )

ફેરમ ફોસફેટ, ફેરમ ફોસફોરિકમ, ફોસફેટ ઓફ આયર્ન, લોહનું ફોસફેટ વગેરે આ ક્ષારનાં નામ છે.

પ્રત્યેક ' સેલ 'માં અને રૂધિરના લાલ અણુઓમાં આ ક્ષાર રહેલો છે તે. પ્રત્યેક સેલ એલ્બ્યુમેનમાંથી રચાય છે અને એલ્બ્યુમેનમાં આ ક્ષાર હોય છે તેથી તે પ્રત્યેક સેલમાં તે હોય છે. લોહમાં એ સ્વભાવ છે, કે ઓકસીજનને તે ગ્રહણ કરી લે છે. આપણે જે શ્વાસ લેઈએ છીએ તેમાંથી આ ઓકસીજનને ગ્રહણ કરે છે અને તેને સર્વ સ્થાનમાં અભિસરણમાર્ગે પહોંચાડે છે. આ ક્રિયા હંમેશાં લોહ અને પોટાશ્યમ સલ્ફેટના આકર્ષણથી ચાલ્યા કરે છે. અને જો લોહીમાં આ ક્ષારની ન્યૂનતા થાય છે તો જોઇએ તેટલો ઓકસીજન શરીરમાં મળતો નથી અને તેથી અનેક રોગ થવાનો સંભવ આવે છે. મુખ્યત્વે કરીને જ્વર આ અવ્યવસ્થાને લીધે થાય છે. Villi–નામના આંતરડાના એક ભાગમાં આ ક્ષાર ઓછો થતાં તે શિથિલ થાય છે અને તેથી દસ્ત થાય છે. જ્યારે આંતરડાના ભાગમાં જે ન્યૂનતા થાય છે ત્યારે તે શિથિલ થવાથી તેની સંકોચાવાની શક્તિ જતી રહે છે અને તેથી મળ બહાર નીકળી શકતો નથી અને તેથી બંધકોશ થાય છે. સ્નાયુમાં આ ક્ષારની ન્યૂનતા થાય છે તો તે શિથિલ થાય છે અને લોહીને લઇ જનારી લાવનારી જે શિરાઓ છે તેમાં જો આ ક્ષાર ઓછો થાય છે તો તેમનો વિકાસ થાય છે અને પ્રસંગે તે ફાટી પણ જાય છે, જેથી તેમાંથી લોહી બહાર નીકળે છે. તેથી જ્વર, અતિસાર, બંધકોશમાં, તથા સ્નાયુ, શિરાઓ વગેરેને દૃઢીકરણ કરવા અર્થે આ ક્ષારનો ઉપયોગ થાય છે.

ઉષ્ણુતાથી રૂધિરની શિરાઓ પહોળી થઇ જાય છે અને તેથી તેમાંથી લોહી નીકળે છે કે તે ઠેકાણે સોજો આવે છે. તેથી લાલાશ, સોજો, ઉષ્ણુતા કે સ્થાનીય વેદનામાં આ ક્ષાર ચાલે છે જે સ્થાનિક વેદના છે તેને વરમ કહેવામાં આવે છે અને તે અનેક કારણોથી શરીરમાં થાય છે. અને આ સર્વનો ઉપાય આ એક જ છે. ફેફસાંનો વરમ તે ન્યુમોનીઆ કહેવાય છે, ફેફસાંના પડદાનો વરમ તે 'પ્લુરસી' કહેવાય છે, વગેરે તેથી વરમમાત્રની પ્રથમ ભૂમિકામાં આ નંબર અપાય છે. વરમની બીજી ભુમિકામાં નં. ૫ કાલીમ્યુર અપાય છે. વરમના ઉપર સહજ સોજો હોય તો તે તેની પહેલી ભુમિકા છે અને તેમાં પાણી ભરાય છે તો તે તેની બીજી ભૂમિકા છે. મોટે ભાગે બીજી ભુમિકા વરમની થતાં વાર લાગતી નથી. તેથી નં. ૪ પછી નં. ૫ તરત જ આપવાનો હોય છે. નં. ૪ તથા નં. ૫ ના સંબંધમાં એમ કહેલું છે કે તે બે જ જો ઘણાખરા વ્યાધિમાં આપવામાં આવે તો સોએ પચાશ ટકા દરદો મટે છે. ઘણા વ્યાધિઓ ઓકસીજનની શરીરમાં ભરતી થાય છે તો મટે છે તેથી નં. ૪ આપવાથી ઘણા વ્યાધિઓમાં લાભ થાય છે.

ઉપર આપણે જણાવી ગયા છીએ કે રક્તને વહી જનારી શિરાઓમાં જો આ ક્ષાર ઓછો થાય છે તો તેમનો વિકાંસ થઇને તે તુટી જાય છે તેથી લોહી તેમાંથી નીકળે છે. તેથી નાકમાંથી, ફેફસાંમાંથી, અશમાંછી, ઉલટીમાં કે મરડામાંાં વાગવાથી, અટકાવમાં કે ગમે તેમાં લોહી નીકળે છે તે સવમાં આ ક્ષાર અપાય છે; કારણ કે તેનો સ્વભાવ સ્નાયુ, શિરાઓ વગેરેને સુદૃઢ કરવાનો છે.

આ ક્ષાર શરીરની વૃદ્ધિ કરે છે, નબળા પડી ગએલા અવયવોને બળવાન કરે છે, દસ્તને સાફ આણે છે. ડૉ. સુસ્લર ઉપર પ્રમાણે આ ક્ષાર સંબંધમાં વિવેચન કરે છે. તે ૧૨x પાવરનું આ ઔષધ સાધારણ રીતે લેવાનું સુચવે છે. પ્રમેહ, ગ્રંષ્મના વ્યાધિ વગેરેમાં ૨૦૦x પાવરનું આ ઔષધ વાપરવાની કેટલાક દાકતરો ભલામણ કરે છે, કારણ, કે તેથી તેવા વ્યાધિઓ સત્વર મટી ગયાનું તે જણાવે છે.

તાજો કોઈ ઘા થયો હોય, અને લોહી નીકળતું હોય, ઘરડા મનુષ્યોને આપવાથી, આ ક્ષાર સારો ગુણ કરે છે.

**ખાસીએત:**—જે વેદનાનો સંબંધ લોહ સાથે હોય, અને જે હાલવા ચાલવાથી વધે તથા ઠંડા પાણીથી કે ઠંડા પાણીનું પોતું મૂકવાથી આરામ જણાય.

૧ મન:—અસ્વાભાવિક રીતે ઉશ્કેરાઇ જવાતું હોય, વાતોડાપણું હોય, વિચારને એકાગ્ર કરી શકાતો ન હોય, નામ અને બનેલી વસ્તુઓનાં નામ ભુલી જવાતાં હોય, મગજની અવ્યવસ્થા હોય, ધૈર્ય અને આશા જતાં રહેતાં હોય, પણ ઉઘ્યા પછી તે આવતાં જણાતાં હોય, નજીવી વસ્તુ મોટા પર્વત જેવી જણાતી હોય; સહજ સહજમાં ચીડાઇ જવાતું હોય, ચકરી આવતી હોય, કોઇ એક વસ્તુની ગાંડાઈ હોય, પથારીમાંથી ઉઠીને શક્તિ ન હોય છતાં આમ તેમ દોડવાની ઈચ્છા થતી હોય.

૨ માથું:—માથે લોહી ચઢવાથી માથું દુખતું હોય, માથું દુઃખતું હોય અને તેમાં ચસક આવે, ધબકારા જેવી દબાણ જેવી વેદના થતી હોય, હાલવા ચાલવાથી વધારે ખરાબ રહેતું હોય, માથું હલાવવાથી કે નીચા વળવાથી ખરાબ રહેતું હોય, દરેક પગલું ભરતાં જાણે તે માથામાં વાગતું હોય, જમણી બાજુમાં વધારે વેદના હોય, જે ભાગમાં માથું દુઃખતું હોય તે ભાગમાં કોઈ ઠંડો પદાર્થ દાબવાથી આરામ જણાતો હોય, બાળકોના માથું દુઃખવામાં આ ઉપાય મુખ્ય છે. માથાનો આગલો ભાગ દુઃખતો હોય પણ નાકમાંથી લોહી નીકળવાથી આરામ જણાતો હોય, ફેર આવતા હોય, દરેક વસ્તુ દરદીની આસપાસ ફરતી જણાતી હોય, માથું જાણે એકદમ આગળ પડી લચી પડતું હોય, લોહીનો જમાવ માથાના વિવિધ ભાગમાં થવાથી ફેર આવતા હોય, સૂર્યના તડકાની ખરાબ અસર થતી હોય, માથાના પાછળના ભાગમાંથી આગળના ભાગસુધી તીક્ષ્ણ વેદના થતી હોય, ઠંડી હવા લાગવાથી માથાની ઉપરના ભાગમાં લાગણી થતી હોય, માથામાં અવાજ સંભળાતા હોય, માથાની ખોપરી સુંકામળ હોય અને ઉપર સોજો આવ્યો હોય, માથાના વાળને કોઈ અડકે તો તે સહન થઈ ન શકતું હોય, અટકાવના સમયમાં સ્ત્રીઓને સુસ્તી રહેતી હોય અને ભારે માથું દુઃખતું હોય, અને અટકાવ ઘણો આવતો હોય, કપાળમાં હથોડા મારવાજેવી વેદના હોય, લમણામાં વેદના થતી હોય અને જમણી બાજુએ વધારે ખરાબ હોય, માથે લોહી ચઢીને મરી જવાનો દરદીને ભય રહેતો હોય, માથું દુઃખતું હોય અને નહિ પચેલો ખોરાક ઉલટીમાં નીકળતો હોય વગેરે.

૩ નેત્ર:—સોજો હોય, આંખ લાલ થઇ હોય અને પોપચાંમાં રેતીનો કણ પડયો હોય તેવી લાગણી થતી હોય, આંખોને હલાવવાથી વેદના

વધતી હોય, દાંત આવવાના સમયમાં આંખઉપર સોજો આવ્યો હોય, ophthalmia અથવા Conjunctivitis નામના વ્યાધિની પ્રથમ ભૂમિકા હોય, આંખો લાલ થઈ હોય, અને ઘણી વેદના હોય તથા પરૂ કે કંઇ નીકળતું ન હોય, આંખમાં ખીલ થયા હોય, અથવા કોઇ જાતનો જ્વર આવ્યો હોય, આંખોને હલાવતાં કે તેનો ઉપયોગ કરતાં ઘણી વેદના થતી હોય, પ્રકાશ જોઈ ન શકાતો હોય, તેમાં કૃત્રિમ પ્રકાશ તો જરા પણ જોઇ ન શકાતો હોય, નીચા વળવાથી જોઈ શકાતું ન હોય, આંખમાં લોહી એકઠું થતું જણાતું હોય, આંખમાં દાહ બળતો હોય, લોહી નીકળતું હોય, સોજો હોય,

**૪ કાનઃ**—શ્લેષ્મને લીધે કાનની નળીમાં કંઇ ઇજા થઈ હોય, અને તેની સાથે છાતીમાંથી કફ નીકળતો હોય, અછબડા નીકળી ગયા પછી 'પેરોટાઇડસ' માં લાલ સોજો હોય, અંદર દાહ થતો હોય, અંદર લાલાશ આવી ગઈ હોય, વેદના થતી હોય અને તેની સાથે પરૂ કે શ્લેષ્મજેવો પદાર્થ અંદરથી નીકળતો હોય, વેદના કમી ન થતી હોય અને અંદરથી લોહી નીકળવાજેવું જણાતું હોય, પાણીનો ધોધ વહેતો હોય તેવો અવાજ કાનમાં થતો હોય, અથવા માથે લોહી ધસવાથી માખીના ગણગણાટ જેવો અવાજ થતો હોય, અવાજ સાંભળી શકાતો ન હોય, બહેરાટ હોય, કાન દુઃખતા હોય, તીક્ષ્ણ કંઇ ભોંકાવાજેવી ધમધમ કે કંઈ વાગવાજેવી વેદના થતી હોય, કાનના બહારના ભાગમાં સોજો હોય.

**૫ નાકઃ**—બાળકોના નાકમાંથી લાલ ચળકતું લોહી નીકળતું હોય, માથું દુઃખવા પછી લોહી નીકળતું હોય અને તેથી માથું દુઃખવામાં આરામ જણાતો હોય, લોહી નીકળવાનો ભય રહેતો હોય, નાકના દ્વારમાં ચળ આવતી હોય, મુખ્યત્વે કરીને જમણા નાકમાં ચળ આવતી હોય અને શ્વાસ લેવાથી ખરાબ જણાતું હોય, સળેખમ થયો હોય અને નાકમાં ગલીપચીજેવી લાગણી થતી હોય,

**૬ ચહેરોઃ**—અટકાવમાં વેદના થતી હોય અને તેનીસાથે ચહેરો લાલ થયો હોય, ચહેરો ફીકકો પડી ગયો હોય, અને તેનું કારણ લોહીમાંથી લાલ અણુઓ ઓછા થઇ ગયા હોય, મોઢાઉપર દુઃખાવો હોય અને ઉષ્ણતા રહેતી હોય અને લાલાશ હોય, દાંત દુઃખતા હોય અને ગાલ ગરમ રહેતા હોય; ચહેરો ફીકકો પડી ગએલો હોય અને ગળામાં ઠંડી લાગતી રહેતી હોય, દુઃખાવો રહેતો હોય અને ગરમી રહેતી હોય અને

ઠંડી પોતાં લગાડવાથી કે ઠંડી વસ્તુથી આરામ જણાતો હોય, માથાના આગલા ભાગમાં અને દાઢીમાં દુઃખાવો હોય, સોજો હોય કે લોહીનો જમાવ થયો હોય.

**૭ દાંત અને અવાળાં**:—દાંત દુઃખતા હોય, ઠંડીથી ઠીક રહેતું હોય, અને હાલવા ચાલવાથી ખરાબ રહેતું હોય, દાંત ઉગતાં વ્યથા થતી હોય, ગાલ ગરમ રહેતા હોય અને દાંત ઉગતા હોય, ગરમ પદાર્થ પીવાથી દાંતનો દુઃખાવો વધતો હોય, ઠંડો પદાર્થ પીવાથી આરામ જણાતો હોય, ખોરાક ખાધા પછી દાંત દુઃખતા હોય. ચાવવાથી ખરાબ રહેતું હોય, દાંતમાં શૂળજેવી વેદના થતી હોય, અવાળાં આવવાથી દાંત દુઃખતા હોય, અવાળાં લાલ હોય અને સુજેલાં હોય.

**૮ જીભ તથા સ્વાદ**:—જીભ સુજી ગઇ હોય, તે ચોખ્ખી હોય, પણ કાળી હોય, લાલ હોય, ચોરિઆ હોય અને જીભઉપર સોજો આવેલો હોય, જીભ લાલ હોય અને દુઃખાવો થતો હોય પણ જીભમાંથી કોઇ પદાર્થ નીકળતો ન હોય.

**૯ ગળું**—ગળામાં સોજો આવ્યો હોય, અવાજ બેસી ગયો હોય, ગળું સુકુ પડી ગયું હોય, લાલ થઈ ગયું હોય. વરમ આવ્યો હોય, વેદના થતી હોય, ગાનાર તથા ભાષણ કરનારના ગળામાં વેદના હોય, અવાજ બેસી ગયો હોય અને સોજો આવ્યો હોય, ગળું સુજ્યું હોય, અને તેનું કારણ વધારે બોલવું કે શરદી હોય, તાળવું, ચોરીઆ અને ગળાના pharin નામના ભાગનો વરમ હોય, સોજો હોય, લાલાશ હોય અને વેદના થતી હોય, જમણી બાજુ ચોરીઆ હોય અને તેમાંથી ચીકણો કોઇ જાડો પદાર્થ વહેતો હોય, નાનાં છોકરાંનુ મોં આવ્યું હોય, કે ધાવણવાળી માતાનું મોં આવ્યું હોય, ગળામાં ચાંદી પડી હોય અને જ્વર હોય તથા દુઃખાવો થતો હોય, ગળાની અંદરના ઉપરના ભાગ (fauces) માં વરમ હોય.

**૧૦ શ્વાસેન્દ્રિય**:—કંઠનાળનો વરમ હોય, જ્વરની શરૂઆત હોય, ઉષ્ણતા, જણાતી હોય, વેદના હોય, અને લોહીનો સંચય થયો હોય, વેદનાવાળી ઉધરસ હોય, અને તેનીસાથે ફેફસાંમાં સોજો હોય અનેગળામાં ગલીપચીજેવી લાગણી થતી હોય, ફેફસામાં વરમ (pneumonia) હોય, કંઠનાળનો વરમ હોય, ફેફસાંના પડનો વરમ હોય, આંકડી આવતી હોય, કઠમાં સોજો હોય, અને આ સર્વ સાથે જ્વર ચાલુ હોય, અને વેદના

પણ ચાલુ હોય, ફેફસામાંથી લાલ ચળકતું લોહી નીકળતું હોય, કંઠનાળને વરમ હોય, શ્લેષ્મ હોય અને શ્વાસ લેતાં અડચણ પડતી હોય, છાતીમાં સોજો હોય, અને છાતીમાં ખોખરો અવાજ થતો હોય અને ગળામાં ઘણો શ્લેષ્મ એકઠો થયો હોય, છાતીમાં સોજો આવવાથી શ્વાસ દમ થયો હોય, બાજુમાં વેદના થતી હોય અને ફેફસાંના પડમાં વરમ હોય, માથું નીચું વાળવાથી કે ગળાને અડકવાથી દુઃખદ ઉધરસ આવતી હોય, ફેફસાંનો વરમ હોય અને ચોખું લોહી છાતીમાંથી પડતું હોય, હડખાઇ ઉધરસ હોય અને સળેખમ કે વરમની ભૂમિકા હોય.

**૧૧ છાતી અને ફેફસાં:**—છોકરાંની છાતીમાં વરમ થયો હોય; ઉધરસ ખાતાં ચોખ્ખું લોહી નીકળતું હોય, ફેફસાંનો કે ફેફસાંના પડનો વરમ હોય અને તેની પ્રથમ ભૂમિકા હોય, અને લોહીનો ગળફો તેમાંથી નીકળતો હોય, ક્ષય હોય અને ગળફામાં લોહી પડતું હોય, ફેફસાંમાંથી લોહી પડતું હોય, નાડી ગોળ ચાલતી હોય અને તે પૂર વેગમાં ચાલતી હોય, લોહીનો સંચય થયો હોય, અને બહાર નીકળી જવા જેવો પદાર્થ ન નીકળવાથી વરમ આવ્યો હોય, થુંકમાં લોહીની અસર જણાતી હોય. અને તેનું કારણ શરદી હોય અથવા સહજ જોર કરવું પડતું હોય, સામેના ફેફસામાં સંચય હોય, છાતીના ઉપરના ભાગમાં વા આવ્યો હોય, ફેફસાંના પડમાં જમણી બાજુ વરમ હોય અને તેમાં વેદના થતા હોય, અને તે દીર્ઘ શ્વાસ લેવાથી વધતી હોય કે ઉધરસ ખાવાથી વધતી હોય, ફેફસાનાં ઉપરના ભાગનો વરમ હોય.

**૧૨ જઠર:**—રુચિ જતી રહી હોય, માંસ ખાવાની રુચિ ન થતી હોય, ઉલટી થયા પછી ખાવાને ઉઠી શકાતું ન હોય, દુધ તથા માંસનો અભાવ પ્રગટયો હોય, ચાહા પીવાથી ઠીક રહેતું હોય, સુકી રોટલી, કે 'કેક' ખાવાથી, કાફી પીવાથી કે ખાટી વસ્તુઓ ખાધાથી ઠીક રહેતું હોય, કોઇ ઉત્તેજક પદાર્થ લેવાની કે દારૂ પીવાની ઇચ્છા થતી હોય, ઘણું પાણી પીવાની તરસ લાગતી હોય, ખાતી વખતે શરદી જણાતી હોય, પેટમાં વરમ હોય, દુઃખાવો થતો હોય, સોજો હોય અને નિર્બળતા હોય અને તેની સાથે નહિ પચેલો ખોરાક ખાવામાં નીકળતો હોય, અજીર્ણ હોય, ચહેરો ગરમ રહેતો હોય અને ફીક્કો રહેતો હોય, જરા સરખો ખોરાક ખાવાથી દુઃખ થતું હોય, છાતીમાં દાહ થતો હોય, પેટના ઉંડાણમાં દાહ થતો હોય, વેદના થતી હોય અને પેટને અડકતાં લાગણી

થતી હોય એટલુ તે આળું થઈ ગયું હોય, વાયુનો મોટો ઓડકાર આવવાથી ખોરાકમાં રુચિ પ્રકટતી હોય, ખાધા પછી ઉલટી થતી હોય, નહિ પચેલો ખોરાક કે લોહી ઉલટીમાં નીકળતું હોય, ખાટી ઉલટી થતી હોય, અને દાંત ખટાઈ જતા હોય, સવારનો નાસ્તો કરવા પહેલાં પ્રસંગે ઉલટી થતી હોય, પેટમાં સખત વેદના થતી હોય, સોજો પેટમાં સંકોચ થવા જેવું જણાતું હોય, કપડાં ઢીલાં કરવાં પડતાં હોય, ખાવાથી પેટમાં દુઃખાવો વધતો હોય અને પેટ ઉપર દબાવવાથી વધારે વેદના થતી હોય પેટના ભાગમાં પખ્ખ પખ્ખ જેવી વેદના થતી હોય, આંતરડામાંથી ચળકતું લાલ લોહી નીકળતું હોક, યકૃત્‌નો વરમ હોય અને તેથી પ્રથમ ભૂમિકા હોય, લોહીનો જમાવ થયો હોય, જાડા અને મજબુત જણાતા મનુષ્યને એબ્ડોમનનું અંતર્ગળ હોય, પાણી જેવો દસ્ત થતો હોય અને પેટમાં દુઃખાવો હોય, દસ્ત થતા પહેલાં આંકડી આવતી હોય, પાણી જેવા દસ્ત થતો હોય અને તેની સાથે આંકડી આવતી હોય.

૧૩ દસ્તઃ—નહિ પચેલો ખોરાક દસ્તમાં નીકળતો હોય, પાણી-જેવો દસ્ત થતો હોય, દસ્ત ઘણો ઓછો થતો હોય, કે વધારે થતો હોય, દસ્ત વખતે કરાંઝવું પડતું હોય, મરડો હોય, અને સખત જ્વર હોય. બાળકોને દસ્ત થયા હોય અને ચહેરો સુકાઇ ગયો હોય, ચામડી ગરમ રહેતી હોય, તરસ લાગતી હોય, બાળક પોતાનું માથું આમતેમ ફેરવતું હોય અને શોક કરતું હોય, આંખો અરધી ઉઘાડી રહેતી હોય, બાળક ઉંઘમાંથી ઝબકી ઉઠતું હોય, રાત્રિ દિવસ ક્રોધ રહ્યા કરતો હોય, ઝાડામાં લોહી જતું હોય, ઉનાળામાં દસ્ત થતા હોય, લીલો, પાણી જેવો દસ્ત થતો હોય; દસ્ત થતા હોય, જ્વર હોય, તરસ લાગતી હોય, અને પાણી જેવો પીળો દસ્ત થતો હોય, કોલેરા હોય અને તેની પ્રથમ ભૂમિકા હોય, બંધકોશ રહેતો હોય, અર્શ હોય, તેમાંથી લોહી વહેતું હોય, અજીર્ણ હોય, કરમીઆ હોય અને નહિ પચેલો ખોરાક નીકળતો હોય.

૧૪ હૃદયઃ—( રક્તાશય. ) જ્વર હોય અને લોહી ગંઠાઈ ગયું હોય કે સંચય થયો હોય, હૃદય ધડક ધડક નિયમ કરતાં વધારે થતું હોય, હૃદયનો વિકાસ થયો હોય અથવા રક્તવાહિની શિરાઓનો વિકાસ થએલો હોય, હૃદયમાં ન સમજાય તેવું દુઃખ થતું હોય, અને તે કરોડ કે પીઠ સુધી વધતું હોય, હવાફેર થવાથી લોહી ઉડી ગયું હોય, (લોહીમાં નં. ૧ આપવા છતાં લાલ અણુઓ ઓછા જણાતા હોય તો નં. ૪ આપવો.

કારણ કે ઉપર જણાવી ગયા તે પ્રમાણે ઓકસીજનને આકર્ષણ કરવાનું બળ આમાં રહેલું છે. લોહીમાં લાલ અણુઓ ન હોય તો તેની વૃદ્ધિ કરવામાં નં. ૪ ઉત્તમ ઉપાય છે.)

**૧૫ મૂત્રાદિક અવયવો:**—મૂત્રાશય અથવા મૂત્રની નળીમાંથી લોહી નીકળતું હોય, પિશાબ કરતા પૂર્વે વેદના થતી હોય, જોરથી પિશાબ થતો હોય અને ઉધરસ તેની સાથે હોય, પિશાબ ઘણો વખત અટકાવી દાબવાથી સખત જ્વર આવ્યો હોય અને તેની સાથે મૂત્રાશયમાં વરમ હોય, પિશાબ કરતાં વેદના થતી હોય અને અંદર વળવળાટ થતો હોય; પિશાબ કર્યા પછી દાહ થતો હોય; દિવસે ખરાબ રહેતું હોય અર્થાત્ વધારે વેદના થતી હોય અને ઉભા રહેવાથી પણ વધારે વેદના થતી હોય, પિશાબ અટકી જતો હોય, મૂત્રપિંડ ઉપર દાહ જેવી અને સોજો આવ્યા જેવી વેદના થતી હોય, પિશાબ ઘણો ઘાટા રંગનો થતો હોય, પિશાબ કરવાની વારંવાર હાજત થતી હોય અને પિશાબ કરવાથી આરામ પણ જણાતો હોય, પિશાબ કરવાની તાકીદ રહેતી હોય અને તેની સાથે મૂત્રપિંડના મુખ આગળ તથા પિશાબની ઇંદ્રિયના મથાળા ઉપર વેદના થતી હોય, પ્રસંગે પિશાબ ઘણો થતો હોય; મૂત્રાશયના સ્નાયુઓ શિથિલ થઇ જવાથી રાત્રે પથારીમાં પિશાબ થઇ જતો હોય, હંમેશમાં અજાણતાં પિશાબ થઈ જતો હોય; દિવસે ટીપું ટીપું પિશાબ થયા કરતો હોય, બાળકોને જ્વર હોય પિશાબ અટકી જતો હોય, પિશાબની સાથે લોહી જતું હોય, પિશાબમાં એલ્બ્યુમન જતું હોય; અને જ્વર હોય; પિશાબ ઘણા પ્રમાણમાં હોય, વીર્ય જતું હોય, મૂત્રાશયના ગળા આગળની ગ્રંથિનો વરમ હોય, પ્રમેહ હોય, પ્લેગની ગાંઠ નીકળી હોય અને તેની સાથે જ્વર હોય.

**૧૬ આર્તવ:**—અટકાવ વેદના થઇને આવતો હોય, ચહેરો ફીકકો પડી જતો હોય, નાડી જલદી ચાલતી હોય અને લાલ ચળકતું લોહી નીકળતું હોય, અટકાવના દિવસોમાં નહિ પચેલો ખોરાક ઉલટીમાં નીકળતો હોય, અટકાવના દિવસોમાં ચુંક આવતી હોય, અટકાવના દિવસોમાં માથાના ઉપરના ભાગમાં સખત વેદના થતી હોય; અટકાવ વારંવાર આવતો હોય, દરેક ત્રણ અઠવાડીયે અટકાવ આવતો હોય, અટકાવ વધારે આવતો હોય અને તેની સાથે મૂત્રાશય અને પીઠના ભાગ ઉપર દબાણ જણાતું હોય, અટકાવ વેદના સાથે આવતો હોય, અને તેની

સાથે નાડીની ગતિ વધતી હોય, ચહેરો લાલ થઇ જતો હોય અને નહિ પચેલો ખોરાક ઉલટીમાં નીકળતો હોય, ગર્ભ રહ્યા પછી સવારની મંદગી જણાતી હોય, જેવો ખોરાક ખાધો હોય તેવો પાછો નીકળતો હોય, અને તેનો સ્વાદ ખાટો હોય કે ન પણ હોય, વેદના થઇ ગયા પછી; જ્વર આવ્યો હોય, છાતીનો વરમ હોય, યુવાન્ સ્ત્રીઓના શરીરમાંથી લોહી ઉડી ગયું હોય ( Chlorosis ); સગર્ભાવસ્થામાં ઉધરસ હોય અને તેની સાથે પિશાબ થઈ જતો હોય.

**૧૭ હાથ પગ વગેરે અવયવો**:—ઉપરના અવયવોમાં દાહ થતો હોય, પગના અંગુઠામાં દાહ થતો હોય, જમણા હાથમાં બહેરાટ જણાતો હોય અર્થાત્ જડજેવો જણાતો હોય. આંગળીઓ ઉપર સોજો આવ્યો હોય, નૈયું પાકવાની પ્રથમ ભૂમિકા હોય, આંગળીઓનો વરમ હોય અને તેમાં વેદના થતી હોય, હાથની હથેળી ગરમ રહેતી હોય; જમણા ખભામાં અને હાથના ઉપરના ભાગમાં ફાટ થતી હોય, ખેંચાતું હોય, હાથ હલાવવાથી વેદના ઘણી વધતી હોય, કાંડામાં વા આવ્યો હોય અને તે ચેતનરહિત થઈ ગએલું જણાતું હોય: જમણા ખભામાં વા આવ્યો હોય, કપડાંનું વજન પણ સાંખી શકાતું ન હોય, સાંધામાં વા આવ્યો હોય અને તેને લીધે તે રહી ગયા હોય અને તેની સાથે જ્વર અને વરમ હોય ત્યાં સુધી એક સાંધામાંથી બીજા સાંધામાં વા પ્રસરતો હોય; જ્વર સખત હોય, ઘુંટણમાં વા આવ્યો હોય; પગમાં વેદના થતી હોય અને તે નીચે ઉતરતી હોય તથા ઉપરના ભાગમાં અંદરથી વેદના થતી ચઢતી હોય, પગમાં આખા ભાગમાં સખત વેદના થતી હોય, હાલવા ચાલવાથી વેદના વધતી હોય.

**૧૮ વા, સંધિવા**:—શરીરના સાંધાનો સંધિવા હોય, મુખ્યત્વે કરીને ખભામાં હોય, વેદના વધતી વધતી છાતીસુધિ જતી હોય, અને એક પછી એક સાંધાને તે પકડતી હોય; સંધિવા હોય અને તેની સાથે વરમ હોય, સંધિવાને લીધે હાથપગ રહી જતા હોય કે લકવો થઇ જતો હોય, શરદીને લીધે શિરોવેદના હોય અને માથામાં ધબકારા સખત થતા હોય તથા માથામાં ખીલો ભોકી દેવાજેવી વેદના થતી હોય ચહેરો મ્લાન થઈ ગયો હોય, દાહ થતો હોય, ગરમી જણાતી હોય અને જ્વર હોય.

**૧૯ ત્વચા**:—ગડગુમડ હોય, ખીલ હોય, વરમ હોય, આ સર્વેને લીધે જ્વર આવવાની તૈયારી હોય, દાહ થતો હોય, વેદના થતી હોય,

લોહી ગંઠાઈ ગયું હોય, ઘણી કસરત કરવાથી કોઇ ત્વચાનો વ્યાધિ થયો હોય, કે ગરમ ઓરડામાં રહેવાથી કોઈ ત્વચાનો વ્યાધિ થયો હોય, અછબડા નીકળ્યા હોય, બળીયા હોય, અને આ સર્વની નીકળવાની શરૂઆત જ હોય; શિરાઓને દૃઢ કરનાર નં. ૪ એ રામબાણ ઉપાય છે. વૃષણમાં વેદના થતી હોય.

**૨૦. શિરાઓ:**—શરીરના કોઈપણ ભાગમાંથી લોહી નીકળતું હોય; લોહી ચળકતું લાલ હોય અને તેને જલદી ગંઠાઈ જવાની ધાસ્તી રહેતી હોય.

**૨૧ જ્વર:**—તમામ પ્રકારના જ્વરમાં નં. ૪ એ મુખ્ય અને પ્રથમ ઉપાય છે. સતત જ્વર હોય, ટાઇફોઈડ જ્વર હોય, ઉલટીમાં નહિ પચેલો ખોરાક નીકળતો હોય અને તેની સાથે સતત જ્વર હોય; નાડી ઘણી જલદી ચાલતી હોય, ગરમી શરીરમાં વધી જતી હોય, દાહ થતો હોય કે વેદના થતી હોય; વરમને લીધે શ્લેષ્મને કે સંધિવાને લીધે જ્વર આવતો હોય; તમામ જાતના જ્વરમાં આરંભમાં નં. ૪ આપવો જ જોઇએ અછબડા. ઓરી, બળીયા વગેરેની શરૂઆતમાં પણ આક્ષાર આપવો. વરમ હોય, ઉષ્ણતા હોય અને વેદના હોય ત્યાંપર્યંત આ ક્ષાર આપવો. જ્વરની સાથે ઉધરસ હોય, મૂત્રાશયનો વરમ હોય, પિશાબ અટકી જતો હોય, સંધિવા હોય, ઉલટી થતી હોય, સાધારણ રીતે ગરમી રહેતી હોય અને તરસ ઘણીજ ઓછી લાગતી હોય; સવારના ૪ થી ૭ સુધીમાં પરસેવો થતો હોય, બપોરના એક વાગે શરદીની અસર જણાતી હોય; પ્લેગની ગાંઠ નીકળી હોય તો જ્વરની શરૂઆતમા, ગ્રંથિનો વરમ હોય અને ગાંઠ પૂરેપૂરી નીકળી હોય.

**૨૨ નિદ્રા:**—ચિંતાવાળાં સ્વપ્ન આવતાં અને તેથી બેચની જણાતી હોય, રાત્રે ઉંઘન આવતી હોય, ગાંડપણજેવું જણાતું હોય, શરીરમાંથી લોહી ઉડી ગયું હોય. સાંજના ભાગમાં ફેર આવતા હોય, બેઠાં બેઠાં ઉંઘી જવાતું હોય, સખત વેદના થવાથી ઉંઘમાં વિક્ષેપ નડતો હોય, નબળાઈ જણાતી હોય અને તેથી સૂઇ રહેવાની ઇચ્છા રહેતી હોય.

હલકા પાવરનો જો આ ક્ષાર વાપરવામાં આવે છે તો ઉંઘમાં નિક્ષેપ થાય છે અને ઉંઘ નથી આવતી પણ ઉંચા પાવરનો જો વાપરવામાં આવે છે તો ઉંઘ આવે છે.

---

# પ્રકરણ ૫.

## નં. ૫ કાલીમ્યુર Kali Mur.

**કાલી મ્યુરીએટીકમ, પોટાશ્યમ** ક્લોરાઇડ **ક્લોરાઇડ ઓફ** પોટાશ્યમ, **કાલીક્લોરેટમ**, વગેરે આ ક્ષારનાં નામો છે. લોહીના અણુઓમાં, સ્નાયુમાં, મજ્જાતંતુ અને મગજના પુટોમાં, **તથા** પુટોની વચ્ચે રહેલા પ્રવાહી પ્રદાર્થમાં આ ક્ષાર રહેલો છે. મસ્તિકષ્કમાં નવા પુટો આ ક્ષારને લીધે ઉત્પન્ન થાય છે. આપણા શરીરમાં **એલ્બ્યુમેન** નામનો ઈંડાની સપેતીજેવો પદાર્થ રહેલો છે અને તેને **નં. ૧** સાથે જેમ સંબંધ છે તેમ આપણા શરીરમાં fibrine નામનો બીજો પદાર્થ છે અને તેને **સોડીઅમ** ક્લોરાઇડ સાથે રાસાયણિક સબંધ છે, આ ફાઇબ્રીન નામનો પદાર્થ દુધ જેવા રંગનો ધોળો છે, અને તેનામાં **સોડીઅમ**. ક્લોરાઇડના ઘણા ગુણો રહેલા છે. આપણા શરીરમાંથી શ્લેષ્મમાં ( mucus ) ધોળા બળખમ, પ્રદરમાં તથા ફોલ્લી વગેરેમાંથી જે ધોળો પદાર્થ નીકળે છે તે પદાર્થ આ છે. તેનું કારણ આ છે. આ ફાઇબ્રીન શરીરમાં અગત્યનો પદાર્થ છે અને આ પદાર્થને **નં. ૫** કાલીમ્યુર સાથે ખાસ સંબંધ છે. અર્થાત્ આ ક્ષાર ફાઇબ્રીનની શરીરમાં વ્યવસ્થા કરે છે. યોગ્ય પ્રમાણમાં જ્યારે આ ક્ષાર શરીરમાં હોય છે ત્યારે ફાઇબ્રીન કાર્ય બરાબર કરે છે, પણ જ્યારે ઓછો થઇ જાય છે ત્યારે ફાઇબ્રીનનો ઉપયોગ કોઇ કરનાર નહિ હોવાથી તે નકામો થાય છે અને તેથી કુદરત તેને શરીરની બહાર કાઢી નાખવા પ્રયત્ન કરે છે. અને કુદરતના આ પ્રયત્નના પરિણામમાં શ્લેષ્મ, કફ, પ્રદર, પિશાબ, ફોલ્લા વગેરે વાટે બહાર નીકળી જાય છે. અને તેથી જો આ સર્વ પ્રસંગમાં **ન. ૫** લેવામાં આવે છે તો આ પદાર્થ બહાર નીકળતો અટકે છે અને તેનો શરીરમાં ઉપયોગ કરાય છે. કારણ કે **નં. ૫** શરીરમાં જવાથી તે ફાઇબ્રીન નામના પદાર્થને કામે લગાડે છે. આ ફાઇબ્રીન નામનો પદાર્થ સુકાઇ જાય છે ત્યારે તે ઠેકાણે ધોળી પોપડી બાઝે છે તે પણ **નં. ૫** લેવાથી મટે છે. વળી આ ક્ષાર અજીર્ણ, મિષ્ટાન્ન ખાવાથી થતો અપચો, ધોળા દસ્ત ઉલટીમાં ધોળો પદાર્થ નીકળવો, વગેરેમાં પણ ચાલે છે, કારણ, કે આવા વ્યાધિઓ યકૃત્‌ની મંદતાથી થાય છે અને આ ક્ષાર યકૃતને સતેજ કરનાર છે.

વરમની બીજી ભૂમિકામાં શું થાય છે? સોજો આવે છે અને તેમાં તરત જ પાણી ભરાય છે અને આ પાણીમાં ફાઇબ્રીન નામનો ઉપર

કણો તે પદાર્થ પણ હોય છે. અને તેથી વરમની બીજી ભૂમિકામાત્રમાં આ ક્ષાર આપવામાં આવે છે. ફાઈબ્રીન ઓછું થઇ ગયું હોય, કે નકામું પડી ગયું હોય, કે બળી ગયું હોય, તે સર્વમાં આ ક્ષાર કામ કરે છે. ફાઈબ્રીન ઓછું થઇ ગયું હોય છે તેને પણ આ ક્ષાર ઉત્પન્ન કરે છે, કારણ કે તે એલ્બ્યુમેન સાથે મળે છે અને નવા ફાઈબ્રીનને ઉત્પન્ન કરે આ ક્ષાર હાઇડ્રોજન સાથે મળીને હાઇડ્રોક્લોરીક એસીડને ઉત્પન્ન કરે છે તેથી તે જંતુઓને મારી નાંખવામાં પણ ઉપયોગી થાય છે અને તેથી તે પ્લેગ વગેરે વ્યાધિમાં પણ વપરાય છે. નં. ૪ પછી આગલા પ્રકરણમાં જણાવી ગયા પ્રમાણે નં. ૫ ઘણા વ્યાધિમાં આપવામાં આવે છે. શિરાઓને સંકોચવામાં આ ક્ષાર ઘણો ઉપયોગી છે. કોમળ અવયવના સોજામાં નં. ૫ અપાય છે અને હાડકાં વગેરેના સોજામાં નં. ૧ તથા નં. ૩ અપાય છે. તે જ પ્રમાણે કોઈ ઠેકાણે નીકળેલી ગાંઠ વગેરે પોચું હોય તો નં. ૫ અને નહિ તો નં, ૧ તથા નં. ૩ અપાય છે. આ ક્ષાર કાર્ય કરી રહે છે પછી નં. ૧૨ અને નં. ૨ કે નં. ૭ નું કામ પડે છે અને ત્યાર પછીથી તેજ અપાય છે.

**ખાસીએતઃ**—જીભના મૂળમાં ધોળો અથવા ભૂરો થર બાઝવો, જાડો, પીળો, બળખો નીકળવો અથવા શ્લેષ્મલ શિરાઓમાંથી શ્લેષ્મ નીકળવો, ફાઈબ્રીન નામનો પદાર્થ બહાર નીકળવો; ગ્રંથિઓનો સોજો, મિષ્ટાન્ન ખાવાથી કે ચરબીવાળા પદાર્થ ખાવાથી અજીર્ણ થવું, હાલવા-ચાલવાથી વેદના થવી.

**૧ માથુંઃ**—પિત્ત ઓછું થવાને લીધે, કે યકૃત્ મંદ પડવાને લીધે માથું દુઃખવું, અને તેની સાથે બંધકોશ હોવો, અને તેની સાથે જીભ-ઉપર જાડો ધોળો થર બાઝવો. ધોળો શ્લેષ્મલ પદાર્થ ઉધરસમાંથી પડવો કે ધોળી ઉલટી થવી, ડાબા લમણામાં દુખ થવું; માથાના પાછલા ભાગમાં વેદના થવી તથા તણાવું; સખત કસરત કરવાથી ચકરી આવે, માથું દુઃખે અને માથે લોહીનો સંચય થાય. જડબામાં દુઃખાવો વધતો વધતો જાય. માથામાં અવ્યવસ્થા જણાય. ગળાના સ્નાયુઓમાં એક પ્રકારની વિલક્ષણ લાગણી થતી હોય, બાળકોના માથામાં તાલ પડી હોય, માથામાં ખોડો હોય, સવારમાં બેભાન થઇ જવાય તેવી ચકરી આવતી હોય.

**૨ નેત્રઃ**—આંખના તમામ દરદોમાં જ્યારે આંખમાંથી જાડો ધોળો

પદાર્થ નીકળતો હોય ત્યારે નં. ૫ વાપરવો. પણ જે આ બહાર નીકળતો પદાર્થ પીળો કે લાલાશ પડતો હોય તો નં. ૭ સાથે વારાફરતી નં. ૫ આપવો. આંખના ખુણા ઉપર ચળ આવતી હોય, છીંક ખાધા પછી, કે ઉધરસ ખાધા પછી આંખ આગળ તેજ જણાતું હોય, પોપચાંના ખુણાઉપર પરૂ નીકળે તેવી સ્થિતિ થઇ હોય, પોપચાંઉપર પરૂનાં ચાઠાં જણાય, આંખો લાલ હોય અને સાંજે ખરાબ રહેતી હોય, જાણે આંખમાં રેતીનો કણ પડયો હોય, ( નં. ૪ સાથે વારાફરતી ) લીલો કે પીળો પદાર્થ અંદરથી નીકળતો હોય, કે ધોળો પરૂજેવો પદાર્થ નીકળતો હોય, આંખો મોટી જણાતી હોય અને ડોળા બહાર નીકળ્યા જેવા લાગતા હોય, અજવાળું જોવાથી ત્રાસ આવતો હોય, વેદના થતી હોય કે ન પણ થતી હોય, આંખમાં મોતીયો પડયો હોય. ( નં. ૩ પછી. ) આ નં. ૫ કાલીમ્યુર વાપરવો.

૩ **કાનઃ**—કાનના દરદોમાં **નં. ૫** એ ઘણો ઉપયોગી અને વિશ્વાસપાત્ર ઉપાય છે. કાન દુઃખતો હોય, ગ્રંથિઓનો સોજો હોય, ચોરીઆ આવ્યા હોય, કાનમાં અવાજ સંભળાતો હોય, નાક સાફ કરતાં કાનમાં ધાક પડતા હોય, બહેરાશ જણાતી હોય, અને તેનું કારણ કાનની બહારનો અથવા અંદરનો ભાગ સોજાવાળો હોય, અંદરનું અવાજનું પડ ( drum ) જાડું થયું હોય, કે ગળામાં કોઈ દરદ થયું હોય, શિરાઓનો સોજો હોય, કાનમાંથી ભીનો ભુરો અને જાડો પદાર્થ નીકળતો હોય.

૪ **નાકઃ**—માથામાં શરદી થઇ હોય અને તે સજ્જડ થઇ ગયું હોય તથા નાકની અંદરથી જાડો ધોળો પદાર્થ નીકળતો હોય, શ્લેષ્મ થયો હોય; પારાનો ઉપયોગ કરવાથી ધોળો બળખો નીકળતો હોય પણ તે પારદર્શક ન હોય, ગાલ સહજ તણાતા હોય અને તેને લીધે છીંક ખાવાની ઈચ્છા થતી હોય, સખત છીંક આવતી હોય, અને નાકમાંથી ઘણી લીંટ નીકળતી હોય; દાઢના સ્નાયુમાં વેદના હોય; ધોળો અને અપારદર્શક પીળો પદાર્થ વહેતો હોય; સાંજે અથવા રાત્રે નાકમાંથી લોહી નીકળતું હોય, પાછળના ભાગમાંથી નાક નસીકવાથી શ્લેષ્મ નીકળતો હોય; નાકના મૂળમાં ચળ આવતી હોય.

૫ **ચહેરોઃ**—દુઃખને લીધે ચહેરો ફીકકો પડી ગયો હોય, મંદવાડીયો થઇ ગયો હોય; ગાલઉપર આંકડીજેવી વેદના થતી હોય અને તે વધીને જડબાસુધી જતી હોય, ગરમી જણાતી હોય, ચહેરાની ડાબી

બાજુ લાલચોળ દેવતાજેવી રહેતી હોય, મોઢાના અવયવો તણાતા હોય કે ધ્રૂજતા હોય, લમણાની ધોરી નસ ધડકતી હોય, બોલવાથી કે ચાવવાથી વધારે ખરાબ રહેતું હોય, કંઇ પણ ખાટું ખાવાથી વધારે ખરાબ રહેતું હોય, જરા સ્પર્શ થવાથી ઉશ્કેરાઇ જવાતું હોય. મોઢા ઉપર વીજળીના જેવો દરદનો હુમલો થતો હોય, અને ધીમે ધીમે આ પ્રમાણે વારંવાર બનતું હોય. મોઢાઉપર ડાઘા પડયા હોય, ચહેરો દુઃખતો હોય, અને તેની સાથે અવાળું આવ્યું હોય કે ગાલઉપર સોજો આવ્યો હોય ચહેરો દુઃખે અને તેનીસાથે ચહેરાનો લકવો થયો હોય એટલે ચહેરાઉપરના અવયવો લકવાવાળી સ્થિતિના થયા હોય જે ભાગમાં દરદની અસર થઇ હોય તે ભાગ એટલો બાળો થઈ ગયો હોય કે તેને અડકી નશકાય કે તેનાઉપર દબાણ ન કરી શકાય. આખો ચહેરો સુકોમલ થઇ ગયો હોય. કે જરા અઠકતાં લાગણી થઇ જાય; ઉપરના જડબામાં ફાટ થતી હોય, ખસ થઈ હોય, ટાઢને લીધે હોઠ ફાટયા હોય, કર્ણમૂળ—ગળસુણો હોય પણ જ્વર ન હોય; નીચલા જડબાના સ્નાયુમાં વેદના થતી હોય, બન્ને જડબામાં વેદના થતી હોય; હોઠ ઉપર ખીલ હોય, કે ફોલ્લા હોય, હોઠ સુજ્યા હોય અને પારાનો ઉપયોગ કર્યા પછી અવાળુ આવ્યાં હોય.

**૬ દાંત તથા જીભઃ**—દાંતમાં દુઃખાવો હોય, અવાળાંની બાજુઉપર ચાંદાં પડયાં હોય, અવાળું સુજ્યું હોય, પરૂ ન નીકળતું હોય ત્યારે નં. ૪ સાથે; અવાળાંનો વરમ હોય, અવાળાં લાલચોળ થઇ ગયાં હોય, સોજો આવ્યો હોય અને અંદરની બાજુથી કોમલ થઇ ગયાં હોય; થુંક ઘણું નીકળતું હોય અને અવાળાં ઘણાં લાગણી થાય તેવાં થઇ રહ્યાં હોય, વાદળીજેવો સોજો અવાળાંઉપર આવ્યો હોય, ઉપરના જડબામાં દાંતનો દુઃખાવો હોય, મોંમાં કડવો સ્વાદ જણાય, જીભઉપર અને કંઠમાં ઠંડી લાગણી રહેતી હોય; નાસ્તો લીધા પછી કે જમ્યા પછી ઠીક રહેતું હોય, જીભઉપર ભુરો–ધોળો, મેલો, સુકો, કે ચીકણો થર બાઝયો હોય, દાહ થતો હોય, કડવાશ જણાય, ખારાશ લાગે, અરુચિકર સ્વાદ જણાય, ખાટો સ્વાદ જણાય, ચાંદી થઇ હોય અને તેને લીધે ધોળો થર જીભઉપર બાઝયો હોય, જીભઉપર પાતળો ધોળો પણ શ્લેષ્મરહિત થર હોય, ખાટું થુંક વિશેષ પ્રમાણમાં આવતું હોય; નાનાં છોકરાં કે આયા કે ધાવણવાળી માની શ્લેષ્મલ શિરાઓઉપર ચાંદી પડી હોય; નાનાં છોકરાંના ગાલઉપર અને જીભઉપર શ્લેષ્મલ શિરાઓની ચાંદી પડી હોય,

ગળાની અંદરના ઉપરના ભાગમાં ચાંદાં પડયાં હોય, શ્વાસ ગંધાતો હોય, મોઢું સુજી ગયું હોય, ચીકણો મલાઈ જેવો પદાર્થ અંદરથી ઉધરસમાં નીકળતો હોય, મોઢાની શ્લેષ્મલ શિરાઓમાંથી ધોળો પદાર્થ નીકળતો હોય, હોઠ ઉપરની ચામડી ઉતરી જતી હોય, થુંકની ગ્રંથિઓ વિકાસ પામી હોય અને કોમળ થઈ ગઇ હોય, મોઢું સુજ્યું હોય અને અવાળાઓમાંથી લોહી નીકળતું હોય, જીભઉપર સોજો આવ્યો હોય અને ચાંદાં પડયાં હોય.

૭ ગળું:—ગળામાંથી ભુરો અથવા ધોળો પદાર્થ નીકળતો હોય, ચોરીઆ હોય, અને તે સુણેલા હોય અને વરમ હોય, ગળાઉપર ભુરાં ચાંદાં પડયાં હોય, છાતી સુકાઈ જતી હોય, ગળું સુકાઈ જતું હોય અને તેની સાથે સખત ઉધરસ આવતી હોય, અને જાણે ગંધકની વરાળને લીધે ઉધરસ આવતી હોય, કોઇ પદાર્થ ગળતાં અડચણ પડતી હોય, ચોરીઆનો વરમ હોય, સોજો હોય, અને ' ડીપ્થેરીઆ ' ( ગળામાં શ્વાસનો માર્ગ રૂંધાઇ જવો અને સાથે તાવ સખત હોવો ) ની અસર હોય, ડીપ્થેરીઆ હોય. નં. ૫ નં. ૪ સાથે વારાફરતી આપવા નં. ૫ ૨× અથવા ૩×નાં ૧૦ થી ૧૫ ગ્રેન પાણીમાં નાખીને કોગળા કરવા. મોઢામાં તથા ગળામાં ભુરાં અનેક ચાંદાં પડયાં હોય, થુંક ઘણું નીકળે અથવા ચીકણો શ્લેષ્મ નીકળે. ગળું લુખું પડી જાય અથવા વેદના થાય, અવાજ બેસી જાય. ઉધરસ ઘણી આવતી હોય. શ્વાસ લેતાં અડચણ પડે તથા મોઢામાંથી પાણી જેવું ફીણ નીકળે. કંઠમાળ હોય અને સોજો આવે કે તરત જ. ગળસુણો હોય. ( નં. ૪ સાથે વારાફરતી. ) ગળાની અંદરનો ઉપરનો ભાગ સુકકો પડી ગયો હોય અને ખરબચડો થઈ ગયો હોય તથા ચાંદીની અસર હોય અને તેની બીજી ભૂમિકા હોય, મોઢામાં તથા ગળામાં ચાંદી હોય, કંઇ ગળતાં દુઃખ થતુ હોય અને એક બાજુ વધારે દુઃખતું હોય, ચોરીઆની અસર હોય, સોજો ઘણો આવ્યો હોય અને તેનાઉપર ભુરો અથવા ધોળો થર હોય, ગળાનાં તમામ દરદોમાં નં. ૫ ના કોગળા કરાવવા જોઇએ. ઉપરે જણાવી ગયા. તે પ્રમાણે એક પ્યાલામાં ૧૦ થી ૧૫ ગ્રેન ૨× અથવા ૩×પાવરની આ દવા નાખીને તેના કોગળા કરાવવા.

૮ શ્વાસેન્દ્રિયઃ—શ્વાસેન્દ્રિયની સઘળી અવ્યવસ્થામાં નં. ૫ વાપરજો, એ ઉત્તમ છે. કંઠનાળના સોજામાં, ફેફસાંના સોજામાં, ફેફસાંના પડતા સોજામાં, ઉધરસમાં, શ્વાસમાં, દમમાં, ક્ષયમાં વગેરેમાં આ નંબર વપરાય છે. જ્યારે ગળફો જાડો હોય, ચીકણો, અને દુધ જેવો ધોળો

હોય અને જ્યારે જવરની સાથે ઉધરસ કે શ્વાસમાં અવાજ થતો હોય, ગળામાં અવાજ ચાલ્યા કરતો હોય અને કઠણ ઉધરસ હોય, રાત્રે ઉંઘ ન આવતી હોય, સુકી ઉષ્ણતા જણાય અને ઘણું દબાણ જણાતું હોય, જીભ ધોળી રહેતી હોય અને ડોળા બહાર નીકળેલા જણાય, કંઠનાળમાં સુકી ઉધરસ આવતી હોય, ઉધરસ લુખી હોય, ગળામાં ગલીપચી થતી હોય, અને પીળો કે લોહીયુક્ત બળખો પડતો હોય, અવાજ બેસી ગયો હોય, ચિંતાવાળી સ્થિતિ હોય અને શ્વાસ હોય તથા પરાણે ધોળો બળખો પડતો હોય, ક્ષય હોય અને તેને લીધે ધોળો જાડો ગળફો પડતો હોય, ઉધરશ ઘણા વખતની ન હોય, ટુંકી આવતી હોય અને હુમલો થઈને આવતી હોય, અને તેમાં વેદના થતી હોય, બાળકને ગળફો કાઢતાં ગળું પકડવું પડતું હોય, દુધના જેવો ધોળો ગળફો હોય, ઉટાંટીયું કે હડખાઇ ઉધરસ હોય અને ધોળો પારદર્શક ગળફો નીકળતો હોય, જમણા ફેફસામાં ઇજા થઇ હોય, શ્વાસ લેતાં અવાજ થતો હોય, બેચેની રહેતી હોય, ફીકાશ રહેતી હોય, શરીર સુકાઇ ગયું હોય, સહજ જ્વર હોય, ઉધરસમાં ઘણો ગળફો નીકળતો હોય, ફેફસાંના પડનો વરમ હોય અને તેની સાથે ઉધરસ હોય, છાતીમાં શરદી હોય અને ગળફો પીળો નીકળતો હોય, ફેફસાંનો વરમ હોય, ફેફસાંમાંથી લોહી નીકળતું હોય, ફેફસાંને દોરીવડે બાંધી લીધાં હોય તેમ જણાતું હોય, ફેફસાંના પડનો વરમ હોય અને તેની બીજી ભૂમિકા હોય, સ્થિતિસ્થાપક બળખમ અંદરથી પડતો હોય.

૯ **હૃદય** ( રક્તાશય ):—હૃદય ઘણું જ ધડક ધડક થતું હોય, છાતી ઉપર ઘણું દબાણ જણાતું હોય, નાડી ઘણી જલદી ચાલતી હોય, અથવા ધીમી અને મંદ ચાલતી હોય, અંદર શરદી જેવું જણાતું હોય, હૃદયમાં લોહી વિશેષ પ્રમાણમાં એકઠું થઇ ગયું હોય.

૧૦ **જઠર**:—અજીર્ણ હોય અને જીભ ધોળી હોય; ખાધા પછી દુઃખ થતું હોય, ઘી વગેરે ચરબીવાળો ખોરાક માફક ન આવતો હોય, રૂચિ ઘણી જ ઓછી હોય, જીભ ભુરી અથવા ધોળી હોય, યકૃત્ બીસું કામ કરતું હોય, અને ભુખ ઘણી જ લાગતી હોય, અને દરેક કલાકે ખાવાનું ઈચ્છતું હોય, ખાટી ઉલટી થતી હોય, છાતી અને પેઢું ( એબ્ડોમન ) માં વેદના થતી હોય, ખીર અથવા દારૂ પીવાથી સહજ ફેર ચઢી જતી હોય. ઉલટીમાં લોહી પડતું હોય, અથવા ધોળો શ્લેષ્મ જેવો પદાર્થ

પડતો હોય અને મોંમાં તેની સાથે ખુબ પાણી એકઠું થઇ જતું હોય, સાંજની ઉધરસ આવતી હોય, ધ્રુજારી આવતી હોય, પેટમાં કાપી નાખવા જેવી વેદના થતી હોય, જમણા ખભાની તળે વેદના થતી હોય. પેટ ખાલી લાગતું હોય અને તેની સાથે તેના ઉપર દબાણ જણાતું હોય, વાછુટ થવાથી ચરબી જેવો સ્વાદ તથા માંદગી જેવો સ્વાદ મુખમાં જણાતો હોય, મિષ્ટાન્ન તથા ભારે ખોરાકથી પેટમાં દાહ થતો હોય, યકૃતૂ જમણી બાજુમાં ભારે ભારે જણાતું હોય, યકૃત્ વધેલું જણાય, પેટમાથી લોહી પડતું હોય, ઉલટીમાં કાળું ગંઠાઇ ગએલું લોહી નીકળતું હોય, જલોદર હોય, તેની સાથે યકૃતની કોઇ અવ્યવસ્થા હોય, અને શરદીને લીધે કમળો થઇ ગયો હોય, યકૃતૂના ભાગમાં તણાવા જેવી વેદના થતી હોય; યકૃતૂ વધી ગયું હોય, પેટમાં ખાલી ખાલી લાગતું હોય, જમણી બાજુ વેદના થતી હોય. બંધકોશ હોય, એબ્ડોમનમાં વેદના થતી હોય, છરીવડે કોઈ કાપતું હોય તેવી વેદના થતી હોય, દરેક પંદર મિનિટે ઝાડે ફરવા જવું પડતું હોય, અને વખતે રડવું પડે તેટલું જોર કરવું પડતું હોય, ઝાડામાં લોહી પડતું હોય, સહજ પીળા રંગનો ઝાડો થતો હોય અને જીભ પીળી કે ધોળી રહેતી હોય, ગુદાની આસપાસ ચાંદીની અસર હોય અને તેમાં પરૂ સાથે લોહી પડતું હોય.

**૧૧ દસ્તઃ**—યકૃતની મંદતાને લીધે, પિત્તના ઓછાપણાને લીધે બંધકોશ રહેતો હોય અને જીભઉપર ઉલ બાઝેલી રહેતી હોય, ઝાડો સહજ પીળો થતો હોય કે માટીના જેવા રંગનો થતો હોય, કે પરૂની સાથે મળીને કઠણ અને સુકકો થતો હોય, (એબ્ડોમેન) પેઢુમાં સોજો હોય, ગુદા આગળ ચળ આવતી હોય, અંદર હંમેશાં વેદના થતી હોય અને તે એટલે સુધી કે દરદીને રડવું પડતું હોય કે બુમો પાડવી પડતી હોય ગુદા આગળ ગડગુમડાં થયાં હોય, ઘીવાળા ચરબીવાળા પદાર્થો ખાવાથી કે મિષ્ટાન્ન ખાવાથી અતિસાર થયો હોય, દસ્ત પરૂસાથે ધોળો થતો હોય, ટાઈફોઇડ જ્વરની સાથે અતિસાર હોય, દસ્તમાં લોહી અને પરૂ જતું હોય, દસ્ત વેદના સાથે થતા હોય, પરૂ વિના બીજું કંઈ જ દસ્તમાં ન પડતું હોય, કરમીઆ ધોળા દોરા જેવા પાતળા હોય અને તેને લીધે ગુદાઆગળ ચળ આવતી હોય. (નં. ૧૦) મરડો હોય, અને દસ્તમાં પરૂ જતું હોય, દસ્તને માટે હંમેશાં કરાંજવું પડતું હોય અને જોર કરવું પડતું હોય, અને તેથી વેદના થતી હોય, લોહી નીકળતું

હોય અને તે કઠણુ અને જાડું હોય, તેમાં ફાઇબ્રીન નામનો પદાર્થ જતો હોય લોહી ગંઠાઇ ગએલુ હોય.

**૧૨ મૂત્રાદિક અવયવો:**—મૂત્રાશયનો થોડા કે ઘણી વખતથી વરમ હોય, પિશાબમાં એલ્બ્યુમેન જતો હોય. યકૃતની મંદતાને લીધે પિશાબમાં યુરીકએસીડ જણાતું હોય (નેટમસલ્ફ) અથવાં પીળાં કે મેલા રંગના રજકણુ પિશાબમાં જણાતા હોય, પિશાબ કાળા રંગનો અને જાડો થતો હોય, મૂત્રાશયનો વરમ હોય અને તેની સાથે સખત જ્વર હોય, મૂત્રપિંડનો વરમ હોય અને તેમાંથી ધોળો પદાર્થ વહેતો હોય. મૂત્રાશયનો વરમ હોય અને તેની બીજી ભુમિકા હોય, સોજો આવી ગયો હોય, અને જાડો ધોળો ચીકણો પદાથ નીકળતો હોય, અશક્તિ હોય, પિશાબમાં ખાંડ જતી હોય; જઠર તથા યકૃતની અવ્યવસ્થા હોય, જીભ ધોળી અથવા ભુરી હોય, કઠણુ અને આછા રંગનો દસ્ત થતો હોય, મૂત્રપિંડમાં વેદના થતી હોય, મૂત્રપિંડની દરદની સાથે જલંદર હોય, પ્રમેહમાં નં. ૫ એ મુખ્ય ઉપાય છે અને તે રામબાણુ અશર કરે છે. બહાર તગા અંદર બે રીતે તેનો પ્રયોગ કરવો જોઇએ અને તે ૩x વાપરવો.

સલ્ફેઇટ ઓફ કોપરને વાપર્યા પછી ખરાબ પરિણામ આવ્યો હોય, પ્લેગની ગાંઠ હોય અને તેમાંથી પરૂ નીકળતું હોય. વિદ્રધી હોય, મૂત્રની નળીમાં ચળ આવતી હોય, પિશાબમાં ધાત જતી હોય, ચાંદી લાંબા વખતની હોય, અને તેમાંથી પરૂ નીકળતું હોય અને જીભ ધોળી અથવા ભુરી રહેતી હાય.

સખત અથવા સાધારણુ પ્રદર હોય, અને તેને લીધે નહિ બળતરા બળે એવો દુધ જેવો જાડો પદાર્થ વહેતો હોય. અટકાવ મોડો આવતો હોય, અટકી જતો હોય, અથવા ઘણો વહેલો આવતો હોય, અટકાવ વારંવાર આવતો હોય (નં. ૧) અથવા ઘણા લાંબા વખત સુધી ચાલતો હોય (નં. ૬), અટકાવમાં રજસ ઘણું નીકળતું હોય, કાળું અને ગંઠાઇ ગએલું રજસ નીકળતું હોય.

કોઈ એક જાતની ગાંડાઇ હોય, મગજનો કોઈ વિભાગ અવ્યવસ્થિત થઈ ગયો હોય, છાતીનો વરમ હોય, અને પરૂ ન થતું હોય, સગર્ભાવસ્થામાં સવારની મંદગી હોય અને ઉલટીમાં ધોળો પદાર્થ નીકળતો હોય, અર્થાત્ ધોળી ઉલટી થતી હોય.

૧૩ પીઠ તથા હાથ પગ વગેરે અવયવો:—શરીરના કોઇ પણ ભાગમાં સંધિવા હોય અને તેના ઉપર સોજો આવ્યો હોય, હાલવા ચાલવાથી વેદના થતી હોય, અને વધતી હોય જીભ ધોળી રહેતી હોય, રાત્રે સંધિવાને લીધે વેદના થતી હોય અને ગરમીને લીધે કે ગરમ પથારીને લીધે તે વધતી હોય, પીઠથી પગસુધી વીજળી જેવી અસર થતી હોય, પથારીમાંથી ઉઠીને બેસવું જ પડતું હોય, ગરદનની ગ્રંથિઓનો સોજો હોય, ગરમીવાળા ભાગમાં રહેવાથી ગરદન કઠણ થઈ ગઈ હોય બોચી ઉપર ટાઢ લાગતી હોય, અને પગ ગરમ રહેતા હોય તથા પીઠ ઉપર પણ ઠાઢ વહાતી હોય, જમણા હાથમાં અંદરથી શરદી જણાતી હોય. હાથ ઉપર ખસના ફોલ્લા હોય, હાથના કાંડાના સાંધામાં તાણ જેવું તથા ચીરી નાખવાજેવી વેદના થતી હોય, લખતાં હાથ અકડાઇ જતા હોય, હૃદય ધડક ધડક થતું હોય અને પગ ઠંડા થઇ જતા હોય, જમણા ઘુંટણમાં તીક્ષ્ણ વેદના થતી હોય; જાંઘમાં તણુવાજેવી વેદના થતી હોય, પગ અને બીજા અવયવોનો શોજો હોય, પ્રથમ આ શોજો નરમ હોય પણ પછીથી કઠણ થઇ જતો હોય, પગના અગુંઠાના નખ અંદર વધતા હોય, પગમાં દુઃખાવો થતો હોય, ઘુંટણુની નીચેના પગનો સોજો હોય, સંધિવાને લીધે ચાલી શકાતું ન હોય અને પગ લાલચોળ થઇ ગયા હોય, શરીરના સાંધાનો સંધિવા હોય, લકવો હોય અને તે સંધિવાને લીધે થયો હોય, દવાનો ઉપયોગ બાહાર તથા અંદર બે રીતે કરવો.

૧૪ જ્વરઃ—જે જ્વરમાં ભુરી કે ધોળી જીભ રહેતી હોય, કે લુખી કે ચીકણી રહેતી હોય, તે સર્વ જ્વરમાં. નાનાં છોકરાંના તાવની શરૂઆતમાં ( નં. ૪ સાથે ) સાંજના વખતે શરદી જેવું જણાતું હોય; હંમેશાં શરદી જેવું જણાતું હોય. હાથ કઠણ થઇ જતા હોય, ધોળી ઉલટી થતી હોય. અને પથારીમાં ઓઢીને સુઈ જવાથી આરામ જણાતો હોય, ટાઇફોઈડ જ્વર હોય અને બંધકોશ હોય, જીભ ભુરી કે ધોળી હોય અને સતતજ્વર હોય, સંધિવાને લીધે જ્વર હોય, અવયવો ઉપર સોજો હોય અને હાલવાચાલવાથી વેદના વધતી હોય, માથે ન સહન થાય તેટલી ઉષ્ણુતા જણાતી હોય, મગજની શિરાઓનો વરમ હોય, ફેર આવતા હોય અને તેનું કારણ આંકડી હોય.

૧૫ ત્વચાઃ—ચામડીનાં તમામ દરદોમાં, ધોળો પદાર્થ અંદરથી નીકળતો હોય, ફાઇબ્રીન નામનો પદાર્થ નીકળતો હોય, ચામડીમાં ચાંઠાં

પડયાં હોય, દાઝવાથી ચાંઠાં પડયાં હોય, અને તેમાં રસ ભરાયો હોય, રાત્રે પથારીમાં સુવાથી આખા શરીરે ચળ ચાલતી હોય, અછબડા હોય, બળીયા હોય, તો પરૂને અટકાવવા માટે આ મુખ્ય ઉપાય છે. જીભ કે ફેફ્સામાંથી ધોળો પદાર્થ નીકળતો હોય, પીળાં કે ભુરા રંગનાં કે લીલાં ચાઠાં શરીર ઉપર પડયાં હોય, ગડગુમઠ થયાં હોય, સોજો હોય અને પરૂ ન થયું હોય તે પૂર્વે ઓરી નીકળ્યાં હોય;

---

## પ્રકરણ ૬

### નં. ૬ કાલી ફોસ Kali Phos

કાલી ફોસફોરીકમ, પોટાશ્યમ ફોસ્ફેટ, ફોસ્ફેટ ઓફ પોટાશ, વગેરે આ ક્ષારનાં નામો છે.

આ ક્ષાર મગજમાં, મજ્જાતંતુઓ, સ્નાયુ, લોહીના પુટોમાં અને આ લોહીના પુટોમાં જે રસ રહેલો છે તેમાં રહેલો છે. આ ક્ષારમાં જો મજ્જાતંતુને બોળી રાખવામાં આવે છે તો તે દીર્ઘ સમયશુધી પોતાના સામર્થ્યથી રહિત થતો નથી; તેથી આ ક્ષાર મજ્જાતંતુને બળવાન્ કરનાર છે, એ પ્રયોગથી સિદ્ધ થયું છે. વળી પિશાબમાથી આ કાલીફોસ વહી જાય છે તેને જો વહેતું ઓછું કરવામાં આવે છે તો શરીરમાં એવું બળ કાયમ રહે છે. કેતે ટાઈફ્સ જ્વર વગેરેની સામે ટક્કર ઝીલે છે. અર્થાત્ આ ક્ષાર શરીરમાં થતા વિષને અટકાવે છે અને શરીરને બળવાન્ કરે છે આ ક્ષાર બારે ક્ષારમાં રાજારૂપ ગણાય છે અને તેનું કારણ આ છે. આપણા શરીરમાં મજ્જાતંતુઓ અતિ અગત્યના અવયવો છે. આ મજ્જાતંતુઓ મગજ તથા પુષ્ઠદંડમાં છે, તેમાં મગજમાં બે જાતનો દ્રવ રહે છે, એક ભૂરો અને બીજો ધોળો. ભુરા પદાર્થનો સંબંધ આ ક્ષાર સાથે છે અને ધોળાનો નં. ૮ સાથે છે. હવે આ ભુરો પદાર્થ આપણા શરીરમાં જે જે વસ્તુઓ છે તેમાં રાજાજેવો છે અને તેથી તેને પોષનાર આ ક્ષાર હોવાથી આપણા સર્વ ક્ષારોમાં રાજારૂપ ગણાય છે. કારણ કે કામ કરી થાકી જનાર મનુષ્યોને આ અતિ વિશ્રાંતિ આપે છે, જેમને મગજનું ઘણું કામ કરવાનું છે એવા લેખકો, વિદ્યાર્થી વગેરેને તે નવું જીવન આપે છે, સગર્ભા સ્ત્રીઓને જો આ ક્ષાર નિયમિત રીતે આપવામાં આવે છે તો સુખપૂર્વક પ્રસવ થાય છે. અને તેથી આ ક્ષાર નીચેની અવ્યવસ્થામાં આપતાં સુખજનક પરિણામ આણે છે.

સ્નાયુના અણુંઓ નિર્બળ પડી ગયા હોય, લોહીના અણુઓમાં આ ક્ષાર ઓછો થવાથી નિર્બળતા આવી ગઇ હોય. મજ્જાતંતુ ઉત્તજિત થઇ ગયા હોય તો તેમને બળવાન્ બનાવે છે. તેથી આ ક્ષાર બે રીતે કાર્ય કરે છે. એક Stimulant અને બીજી Sedative રીતે જો રહી રહીને મજ્જાતંતુની અવ્યવસ્થા થતી હોય તો નં. ૮ અપાય છે અને બહેર મારી જવું કે શ્રમિત થઇ જવામાં નં. ૬ વપરાય છે. શાધારણ રીતે ૩× પાવરનો આ ક્ષાર વપરાય છે, તોપણ ૬× કે ૧૨× પાવરનો વાપરવાથી પણ તે સારી અસર કરે છે.

**ખાસીએતઃ**—અવાજથી, શ્રમથી, બેસી રહેવાથી, એક વખત બેઠા પછી ઉઠતાં કે એકલા હોઇએ ત્યારે વ્યાધિની વૃદ્ધિ થવી, સહજ હાલવા ચાલવાથી, ખાવાથી અને આનંદી સહવાસથી આરામ જણાવો.

**૧ મનઃ** કાલીફોસ એ મગજ અને મજ્જાતંતુની અવ્યવસ્થામાં મુખ્ય ઉપાય છે. કામ વિશેષ કરવાથી મગજને હદ કરતાં વધારે શ્રમ પડવાથી, મગજને હમેશાં કોઇ કાર્યમાં જોડી રાખવાથી કે ચિંતા આદિથી મગજ કે મજ્જાતંતુની શક્તિ ઓછી થઇ ગઇ હોય, તે સર્વમાં આ ક્ષાર ઉત્તમ ઉપાય છે. મનની સ્થિતિ ઉદાસ, મ્લાન, નિરાશાવશ, સહજ ચીડાઇ જાય તેવી, રહેતી હોય, ઘણું જ અધૈર્ય રહેતું હોય; કોઇ નિશ્ચય થઇ શકતો ન હોય, વ્યર્થ તર્કઉપર તર્ક આવતા હોય, સ્વભાવ ઘડીએ ઘડીએ બદલાતો હોય, દરદી હંમેશાં દરેક વસ્તુની કાળી બાજુ જ જોતો હોય, સહજ સહજમાં તે ચીડાઇ જતો હોય અને તેને ત્રાસ થઇ જતો હોય, સ્મરણશક્તિ જતી રહેતી હોય, રાત્રે ઉઠીને તે કોઇ કાર્ય કરતો હોય; અનેક ભ્રમને તે વશ થતો હોય, પૈસાના સંબંધમાં તેને ઘણી કાળજી રહેતી હોય, રખેને અમુક તો નહિ બને એવો ભય રહેતો હોય, ધર્મસંબંધી ગ્લાનિ રહેતી હોય, અશુભ ચિહ્ન જણાતાં હોય; દારૂડીઆને ભય રહેતો હોય, ગમે તેમ લવતો હોય; મિથ્યા કલ્પનાથી ઉત્પન્ન થતી વસ્તુઓને તે સાચી માનતો હોય; સહજમાં તે બી જતો હોય, અશાંત રહેતો હોય, પાછલી વસ્તુઓનાં સ્મરણ અને તેના ચિતારથી તે ગ્રસિત થતો હોય, રડવાથી કે ઉધરસ ખાવાથી તે બેભાન થઈ જતો હોય, જીંદગીથી તે કંટાળી ગયો હોય છતાં મરણનો ભય લાગતો હોય. વહેમી હોય; ઉદાસ રહેતો હોય, કોઇની સાથે વાત કરતાં તેને અણગમો ઉપજતો હોય, કોઇની સાથે બેસતાં ઉઠતાં

તેને ગમતું ન હોય, ગાંડપણ જણાતું હોય, ફેફરૂં આવતું હોય. અને તેનું કારણ એકાએક લાગણી થઇ આવતી હોય તે હોય, ફેફરૂં આવતા પૂર્વે જેવું બગાસું આવે તેવું બગાસું આવે, અકારણ શોક થાય, સહજ શ્રમ પણ ભારે જણાય; ગાંડપણ અને મગજની બીજી અવ્યવસ્થા હોય, મગજ ઘણુંજ કોમળ થઇ ગયું હોય, ફેર આવતા હોય, બાળકોમાં મગજની અવ્યવસ્થા જણાતી હોય, ચીડીઓ સ્વભાવ હોય, ખરાબ સ્વભાવ થઇ ગયો હોય, ભયભીત સ્વભાવ થઇ ગયો હોય, બાળક ચીસો પાડી ઉઠતું હોય, રાત્રે ભય થતો હોય, બીકણ સ્વભાવ હોય અને અતિશય સંકોચ રહેતો હોય, ઉંઘમાં વાતો કરતો હોય, સહજ જાગ્રત્ થઇ જતો હોય, જાગતાં એક ઓરડામાંથી બીજા ઓરડામાં જવાની કે લઇ જવાની ઇચ્છા કરતો હોય.

૨ **મગજઃ**—કામ કરવાથી થાક લાગવાથી કે નિર્બલતાથી મગજ ફરી જતું હોય કે ચકરી આવતી હોય કે નીચા વળતાં ચકરી આવતી હોય, બહાર જવાથી ચક્કર આવતાં હોય અને તેમાં મુખ્યત્વે કરીને સૂર્યની સામા ઉભા રહેવાથી ચક્કર અવતાં હોય. માથાના પાછલા ભાગમાં વેદના થતી હોય, સુસ્તી જણાતી હોય અને ખાવાથી ઠીક રહેતું હોય, કપાળના ભાગમાં આંખો ઉપર બેન્ડ વાગતું હોય તેવી અસર થતી હોય, શિરોવેદના હોય, આંખથી માંડીને માથાના પાછલા ભાગસુધી સખત વેદના થતી હોય, રાત્રે વધારે ખરાબ રહેતું હોય, ખાધા પછી અને સહજ હાલવાચાલવાથી ઠીક રહેતું હોય, સવારમાં ઉઠતાં શિરોવેદના થતી હોય, અતિશય શ્રમથી મગજમાં ઘોંટાળો જણાતો હોય, આંખની આસપાસ અસ્પષ્ટ વેદના થતી હોય, ડાબીબાજુએ વધારે વેદના થતી હોય; ખુલ્લી હવામાં જવાથી ઠીક જણાતું હોય, પેટમાં ખાલી લાગતું હોય અને માથું દુઃખતું હોય, વિચાર કરવાની અશક્તિ જણાતી હોય, માથું દુઃખતું હોય, શરીરમાંથી બળ જતું રહેતું જણાતું હોય, થાક જણાતો હોય, બગાસાં આવતાં હોય અને શરીરને મરડવાનું મન થતું હોય, અટકાવના વખને માથું દુઃખતું હોય અને સાથે ભુખ હોય, મજ્જાતંતુની નબળાઇને લીધે માથું દુઃખે, અવાજ જરાપણ સહન ન થઈ શકતો હોય, માથાના પાછલા ભાગમાં વેદના થતી હોય અને શ્રમ ઘણો જણાતો હોય, માથું દુઃખતું હોય અને કાનમાં માખી ગણગણવા જેવો અવાજ થતો હોય, કપાલમાં ભારે દબાણ જણાતું હોય, કપા-

-લની આરપાર વેદના થતી હોય કે બન્ને લમણામાં દુઃખતું હોય, ઉંઘ જતી રહેવાને લીધે તથા વિશેષ કામ કરવાને લીધે વિદ્યાર્થીનું માથું દુઃખતું હોય, ડાબા લમણામાં સખત, તીક્ષ્ણ અને અલ્પસમય ટકે તેવી વેદના થતી હોય, માથાના પાછલા ભાગમાં સોજાજેવું જણાય અને જાણે વાળ ખેંચવાને લીધે તેમ થયું હોય એમ લાગે, ડાબી આંખથી માથા તરફ દરદ વધતું જણાતું હોય, સંધિવાને લીધે માથું દુઃખતું હોય, ગરમ ઓરડામાં રહેવાથી વધારે ખરાબ રહેતું હોય, સાંજે ખરાબ રહેતું હોય અને એકલા હોઇએ ત્યારે ખરાબ રહેતું હોય, ખુલ્લી હવામાં સારૂં રહેતું હોય અને આનદ જણાય ત્યારે સારૂં રહેતું હોય, ઉલટી થતી હોય અને ખાટો પદાર્થ અંદરથી નીકળતો હોય અને ઉલટી હોય, માથા-ઉપર તાલ પડી હોય, ઘણી જ ચળ આવતી હોય, સવારમાં વધારે ખરાબ રહેતું હોય.

૩ **નેત્રઃ**—ડોળામાં વાગવાથી તે દુઃખતા હોય તેમ દુઃખવું, આંખમાં દાહ થવો કે આંખો ફોરી પડી જવી, આંખમાં રેતી કે કઈ કસ્તર પડયાની લાગણી થવી, સ્નાયુઓની નિર્બળતાને લીધે નેત્રનું સહજ ઢળી પડવું, આંખો ચમકેલી જણાય, ડોળાનો વિકાસ થએલો જણાય, પોપચાંની ગતિ ભારે જણાય. ડાબી આંખમાં સખત વેદના થવાથી જાગી જવાતું હોય, સૂર્યના અજવાળામાં ખરાબ રહેતું હોય, નેત્રના જ્ઞાનતંતુઓ શ્રમિત થઇ જવાથી ઓછું જણાતું હોય, ડોળા સુજેલા જણાય, પોપચાંની બાજુમાં સોજો જણાય, ધુમાડો ભરાઈ જવાથી દાહ થતો હોય તેવો દાહ થતો હોય, ડોળા સુજેલા હોય, પાસેના પદાર્થો ન જણાતા હોય.

૪ **કાનઃ**—જે મજ્જાતંતુઓવડે સાંભળી શકીએ છીએ તે નિર્બળ થઇ ગયા હોય, તથા તે શ્રમિત થઈ જવાથી કે નબળા પડી જવાથી બહેરાપણું આવ્યું હોય, કાનના ઉંડાણમાં દુઃખ થતું હોય, ચળ આવતી હોય, મઈ જવાથી વધારે ખરાબ રહેતું હોય, મજ્જાતંતુના શ્રમને લીધે કાનમાં અવાજ સંભળાતો હોય, કાનમાં ગાવાજેવો, ગર્જના થવા જેવો અને રણુકારાજેવો અવાજ થતો હોય, જરા પણ કોઈ પણ જાતનો અવાજ સહન ન થઇ શકતો હોય, કાનની મધ્યમાં સોજો હોય. લોહીસાથે કે લોહીવગર ગંધાતુપરૂ અંદરથી નીકળતું હોય, ડાબા કાનમાં અને ડાબા ગાલની નીચે તીક્ષ્ણ વેદના થતી હોય.

૫ નાકઃ—નાકમાં પીળાં અને દુર્ગંધમારતાં પડ બાઝતાં હોય, ડાબા નાકમાં કઠણુ, લીલી કે પીળી પોપડી બાઝે, અને તેને કાઢી નાખવાથી સુજેલો ભાગ તે ઠેકાણે જણાય, રાત્રે નાક બંધ થઇ જતાં હોય, સવારમાં જાડી પીળી અને ગંધાતી લીંટ નાકમાંથી નીકળતી હોય, જમણા નાકમાંથી લીંટ ઘણી ઓછી નીકળતી હોય, ડાબુ નાક બંધ થઇ જતું હોય, જરા ખુલ્લામાં જવાથી છીંકો આવતી હોય, ઘણી છીંકો આવતી હોય અને ખુલ્લી હવામાં જવાંથી વધારે ખરાબ રહેતું હોય, કોમલ પ્રકૃતિવાળા મનુષ્યોના નાકમાંથી લોહી નીકળતું હોય, લોહી પાતળું હોય, કાળું હોય અને ગંઠાઈ ગએલું ન હોય, લોહી નીકળવાની તૈયારી જણાતી હોય.

૬ ચહેરોઃ—ચહેરાનો ભાગ દુઃખતો હોય, ઉના પાણીનો શેક કરવાથી ઠીક રહેતું હોય, પાણીમાં કામ કરવાથી ચહેરાના અવયવો કામ ન કરી શકે તેવા થઇ ગયા હોય ચહેરો ફીક્કો પડી ગયો હોય, આંખો પોકળ થઈ ગઇ હોય, અને ચહેરો માંદા જેવો જણાતો હોય, દાઢીની નીચે ચળ આવતી હોય, ખીલ થયા હોય, ચહેરોના અવયવો અશક્ત થઇ ગયા હોય, અને તેથી મોઢું વિરૂપ થઇ ગયું હોય, ઉપલા દાંતથી ડાબા કાન સુધી વેદના થતી હોય અને ચસકજેવી લાગણી થતી હોય.

૭ દાંતઃ—સડી ગએલા દાંતમાં સખત વેદના થતી હોય, મજ્જા તંતુની નબળાઇવાળાને દાંત દુઃખે અને પછી માથું દુઃખે એમ વારા ફરતી થયા કરતું હોય. શ્રમને લીધે દાંત દુઃખે, ઉંઘ નહિ આવવાથી કે મગજનું કામ ઘણું કરવાથી દાંત દુઃખતા હોય, અને થુંક ઘણુંજ નીકળતુ હોય, દાંતનો સોજો હોય અને મજ્જાતંતુની નબળાઇને લીધે મનુષ્ય ગમે તેમ બડબડતો હોય, બાળકો ઉંઘમાં દાંત કકડતાં હોય, ઉપલા હોઠનો સોજો હોય કે અવાળું આવ્યું હોય, અવાળામાંથી સહજ લોહી વહેતું હોય, અવાળાંઉપર ચાંદી પડી હોય, ફીક્કાં પડી ગયાં હોય, સોજો આવ્યો હોય, નરમ થઈ ગયાં હોય, અને ઘણાં કોમલ થઇ ગયાં હોય, અને આજુબાજુ ચળકતી લાલ કિનારી થઇ હોય, દાંતઉપર સોજો હોય અને જડબામાં વેદના થતી હોય, શરદી થયા પછી તરત જ દાંત હંમેશાં દુઃખતા હોય, અવાળાંપોચાં પડી ગયાં હોય કે અંદર પેસી ગયાં હોય.

૮ જીભ:—જીભ ઘણી લુખી પડી જતી હોય, અને મુખ્યત્વે કરીને સવારમાં લુખી પડી જતી હોય, તાળવે હંમેશાં જીભ ચોટેલી રહેતી હોય તેવું જણાતું હોય, જીભઉપર પીળો, ચીકણો, રાઇજેવો થર બાઝેલો હોય, જીભ લુખી પડેલી રહેતી હોય અને તેનો વરમ હોય, જીભની કિનારી લાલ થઈ હોય અને સુજેલી હોય; સ્વાદ કડવો, ખાટો અને ખરાબ જણાતો હોય.

૯ મોઢું:—મોઢામાંથી કંટાળો આવે એવો દુર્ગંધ નીકળતો હોય, મોઢામાં ચાંદી પડી હોય, હોઠઉપર ફોલ્લા હોય, ચામડી ઉતરી જતી હોય, અંદર હવા જતી અટકતી હોય અને તેનીસાથે જવર હોય, મુખમાંથી અતિશય ગંધાતી વાસ નીકળતી હોય, ગળામાં લુખાપણું લાગે અને તેમાં સોજો આવ્યો હોય, તેમ જણાય, ચોરીઆ આવ્યા હોય, અને તેનો સોજો હોય, અને જીભઉપર ધોળો થર હોય, થુંક ઘણું જ નીકળતું હોય, જાડું હોય અને ખારાશવાળું હોય, જમણા ચોરીઆમાં સખત વેદના થતી હોય, અને કંઇ પણ ગળતાં વધારે ખરાબ રહેતું હોય, ગળું ઘણું લુખું પડી જતું હોય, થુંક કે બીજું કંઈ ગળી જવાની હંમેશાં ઇચ્છા રહ્યા કરતી હોય ગળામાંથી ખારો શ્લેષ્મ નીકળતો હોય, ડાબા ચોરીઆમાંથી અંદરના કાનસુધી સખત તીક્ષ્ણ વેદના થતી હોય.

૧૦ શ્વાસેન્દ્રિય—કુકડીઆ ખાંસી ( Croup ) છેલ્લી ભૂમિકા હોય, ઘણી જ નબળાઈ હોય, ચહેરો ફીકકો પડી ગયો હોય, ગળું બેસી ગયું હોય, અવાજને ઘણો શ્રમ આપવાથી તે બેસી ગયો હોય, કંઠગત અવયવોના લકવાને લીધે અવાજ જતો રહ્યો હોય, વાણી ધીમી પડી ગઇ હોય, અને તે ન સમજાય તેવી નીકળતી હોય, ઘણો ઓછો ખોરાક ખાવાથી શ્વાસ–દમ થયો હોય, શ્વાસ લેતાં અડચણ પડતી હોય અને દરદી લોથ પોથ થઇ જતો હોય. ( વિશેષ પ્રમાણમાં અને વારંવાર દવા આપવી.) દાદરે ચઢતાં શ્વાસ લેતાં અડચણ પડતી હોય, કંઠનાળનો વરમ હોય, હડખાઈ ઉધરસ હોય, મજ્જાતંતુની નબળાઇ હોય અને શ્રમ ઘણો જણાતો હોય, રાત્રે ઉધરસ આવતી હોય, ગળામાં ગલીપચાજેવી વેદના થતી હોય, અવાજ બેસી જતો હોય, અને જમ્યા પછી ગળું લુખું પડી જતું હોય, જાડો પીળો બળખો ઓછા પ્રમાણમાં નીકળતો હોય, ગળામાં દબાણ ગળફો નીકળતા પૂર્વે રહેતું હોય, બળખો ન પડતો હોય, અને છાતીમાં અવાજ થતો હોય, લીલો કે સાબુના ફીણજેવો બળખો પડતો હોય, છાતીમાં

દુઃખાવો હોય અને અડકી ન શકાય તેવો સોજો હોય, ડાબે પડખેથી ખભાસુધી વેદના થતી હોય, દબાણુ કે હાલવાચાલવાથી વેદના થતી હોય, છાતીમાં અને બાજુમાં તીક્ષ્ણુ વેદના થતી હોય. અશક્તિ જણાતી હોય, ચહેરો ફીકકો પડી ગયો હોય, છાતાના ડાબા પડખે નીચેના ભાગમાં વેદના હોય, ઉધરસ ખાતાં ખરાબ રહેતું હોય, સહજ શ્લેષ્મયુક્ત ઉધરસ આવતી હોય, જીભ સુકી પડી જતી હોય, નાડી જલદી ચાલતી હોય, ટુંકી ચાલતી હોય, અને સતત ચાલતી હોય, રુચિ ન હોય, નબળાઇ હોય, છાતીની નીચે જમણી બાજુમાં તીક્ષ્ણુ કપાઈ ગયા જેવી અલ્પકાલીન વેદના થતી હોય, તથા તેવીજ વેદના કટિના પ્રદેશમાં થતી હોય.

**૧૧ હૃદય:** ( રક્તાશય. ):—દાદર ચઢતાં હૃદય ધડકધડક થતું હોય, શ્વાસ પૂરો લેવાતો ન હોય, ચિંતા રહેતી હોય, મગજની નબળાઇ રહેતી હોય, નિદ્રા ન આવતી હોય, અને બેચેની હોય, માનસિક જરા લાગણી થતાં હૃદય ધડકી જતું હોય, મગજની નબળાઇવાળા મનુષ્યોના શરીરમાં લોહીની ગતિનો વેગ મંદ હોય. લોહી શરીરમાંથી ઉડી ગયું હોય, હૃદયની ગતિ મંદ હોવાને લીધે, ભય કે શ્રમને લીધે મૂર્છા આવતી હોય, નાડી અનિયમિત ચાલતી હોય, ધીમી ચાલતી હોય, એટલી ધીમી હોય, કે તે ચાલે છે કે બંધ છે તે જાણી શકાતું ન હોય, હૃદય ધડકધડક થતું હોય અને ઉલટીમાં લોહી નીકળતું હોય, સખત લાગણી થવાથી, શોક કે, ચિંતાથી હૃદય ધડકતું હોય અને તેની ગતિ અનિયમિત હોય.

**૧૨ જઠર:**—ગળી વસ્તુવિના બીજી વસ્તુ ખાવાની ઈચ્છા થતી ન હોય, સરકાની ઈચ્છા થતી હોય, પેટ ભરીને ખાય છતાં તૃપ્તિ ન થતી હોય, નબળાઇ હોય, મજ્જાતંતુની નબળાઇ હોય. તરસ ગણી જ લાગતી હોય અને તે સત્વર છીપતી ન હોય, ઠંડી વસ્તુ પીવાથી તરસ લાગતી હોય, ખાધા પછી ગુંગળાઇ ગયા જેવું જણાતું હોય અને ઉલટી થવા જેવું થતું હોય, મગજનાં તંતુઓ ઉશ્કેરાઈ ગયેલા હોય અને તેવી સ્થિતિમાં ખાવાથી ઉલટી થતી હોય, હૃદય અથવા પેટની ડાબી બાજુએ વિકાસજેવું જણાય અને તેમાં દરદ થતું હોય, જઠરમાં ભુખ કે કંઇ જ જણાતું ન હોય, હૃદયમાં દાહ થતો હોય, નિર્બળતા અને શ્રમને લીધે પેટમાં દુઃખતુ હોય, અને તેનું કારણ ચિંતા. શોક, મગજ તંગ અવસ્થા, ગ્લાનિ, ક્રોધ વગેરે હોય, પેટમાં દાહ થતો હોય, પેટ ભરાયલુ લાગતું હોય, અજીર્ણ હોય અને પેટના ઉંડાણુમાં અસ્પષ્ટ લાગણી થતી હોય, સોજો હોય; પેટ જાણે ચુરા થઇ જતું હોય તેમ લાગતું હોય,

ખાતી વખતે પરસેવો થતો હોય. કરોડમાં વેદના થતી હોય અને હાલવાઃ ચાલવાથી તે વધતી હોય. પેઢુ ( એબ્ડોમેન ) માં કાપી નાખવા જેવી વેદના થતી હોય, અને તે વા છુટ થવાથી ઓછી થતી હોય, પેઢુની આરપાર જમણી બાજુમાં વેદના થતી હોય, સોજો હોય, અને આખા શરીરના સ્નાયુઓમાં તાણુ થતી હોય, દરદ નીચેના ભાગમાં ઉતરતું હોય ઉંધા વળીને સુઈ રહેવાની મરજી થતી હોય, ડાબી બાજુ સુવાથી ખરાબ રહેતું હોય; ખાધા પછી ખરાબ રહેતું હોય કે પાણી પીધા પછી ખરાબ રહેતું હોય, અંદર ચાંદું પડ્યું હોય, ચુંક આવતી હોય અને ખુબ કરાંઝવા છતાં દસ્ત ન થતો હોય.

**૧૩ અતિસારઃ**—દસ્ત કાળો કે ભુરો થતો હોય, દસ્તમાં પીળું કે લીલું પરૂ જતું હોય, પગમાં દુઃખ થતું હોય અને દસ્ત તથા ઉલટી હોય, દસ્ત ગંધાતો હોય, ટાઇફોઇડ જ્વર હોય અને તેની સાથે અતિસાર હોય, ભય અથવા એવાં બીજાં કારણોથી અતિસાર થયો હોય, પાણી જેવા દસ્ત થઈ જતા હોય અને વેદના ન થતી હોય, દસ્ત ગંધાતો અને અવાજની સાથે થતો હોય, દસ્ત જવાની વારંવાર ઇચ્છા થતી હોય, પણ પરૂની સાથે માત્ર થોડો જ દસ્ત થતો હોય, ગુદાનો વિકાસ થયો હોય, ગુદા અને મોટો નળ શિથિલ થઇ ગયાં હોય, કોલેરા હોય અને ઓસામણ જેવો દસ્ત થતો હોય.

**૧૪ મૂત્રાદિક અવયવો**—મૂત્રાશયમાં કાપી નાખવા જેવી વેદના થતી હોય. પિશાબ ઘણો થતો હોય, મૂત્રાશય તથા મૂત્રના માર્ગમાં વેદના તીક્ષ્ણ થતી હોય, મુત્રના માર્ગમાં ચળ આવતી હોય, પિશાબમાં એલ્બ્યુમેન જતો હોય. જ્ઞાનતંતુઓ નબળા થઈ ગયા હોય, નિદ્રા ન આવતી હોય અને શહજ ઉશ્કેરાઇ જવાતું હોય, મૂત્રના માર્ગમાં દાહ થતો હોય, બાળકોને વારંવાર પિશાબ થતો હોય, રાત્રે પથારીમાં પિશાબ જઇ જતો હોય, ( કરમીઆને લીધે હોય તો નેટ્રમફોસ આપવું ) અશક્તિ હોય, જ્ઞાનતંતુની નબળાઈ હોય, શ્વાસનો ગંધ અમુક જાતનો હોય કે તેની વાસ 'હે'–નામના ઘાસ જેવી આવતી હોય, તરસ લાગતી હોય. દરદી સુકાઇ ગએલો હોય, વરૂનાજેવી ભુખ લાગતી હોય, આ સઘળું યકૃતની અવ્યવસ્થાને લીધે, મૂત્રાશયની શિથિલતાને લીધે રાત્રે પથારીમાં પિશાબ થઈ જતો હોય, નબળાઈને લીધે તેમ થતું હોય, ઘરડા મનુષ્યોમાં તેમ થતું હોય, મૂત્રાશયનો વરમ હોય અને તેની બીજી ભૂમિકા હોય, અને

સોજો આવી ગયો હોય, ઘોળુ જાડું પરૂ નીકળતું હોય, કેશરના રંગનો કે લાલ પિશાબ થતો હોય, પિશાબ ઘણો ઓછો નીકળતો હોય, થોડો પિશાબ અંદર રહી જતો હોય, પિશાબમાં પીળા, લાલ રેતીના જેવા કણ ઠરતા જણાય, પ્રમેહ હોય અને તેમાં લોહી જતું હોય રાત્રે પિશાબ થઇ જતોહોય.

**૧૫ આર્તવઃ**—અટકાવ ઘણો મોડો આવતો હોય, ઘણો ઓછો આવતો હોય, અટકી જતો હોય, સ્ત્રીનું શરીર ફીકકું પડી ગયું હોય, જ્ઞાનતંતુની નબળાઈ હોય, જરાજરામાં લાગણી થાય તેવું હોય અને નીશ્ચયબળ જતું રહ્યું હોય, અટકાવ ઘણો આવતો હોય કે ગંધાતો હોય, લોહી ઘાણું રાતું હોય, કે કાળાશ પડતું હોય, પાતળું હોય અને ગંઠાઈ ગએલું ન હોય, અટકાવ વખતે વેદના થતી હોય, આનંદ જતો રહ્યો હોય, અને ઉત્સાહ નરમ પડી ગયો હોય, શિથિલતા જણાય અને જ્ઞાનતંતુની નબળાઇ હોય, અટકાવના વખતમાં નીચેના ભાગમાં વેદના થતી હોય, અટકાવના વખતમાં છાતીએ સોજો હોય અને પરૂ નીકળતું હોય, અટકાવ પહેલાં શ્રમનું ભાન થતું હોય, અટકાવના વખ-ખતમાં થાક જણાય, ઉંઘ આવે અને પીઠમાં વેદના થાય, અટકાવ ના વખતમાં ડાબા પગમાં અને જંઘામાં દુઃખે, કે ડાબી બાંજુમાં કે ગર્ભા-શયમાં વેદના થાય, ફેફરૂં આવતું હોય, કોઇ લાગણી થવાથી દરદનો હુમલો થઇ આવતો હોય, ગળામાં કોઇ ગોળા જેવો સોજો હોય તેવું ભાન થતું હોય, પ્રદર હોય; પ્રસુતિજ્વર હોય. ગમે તેમ તર્ક આવતા હોય અને એક જાતની ગાંડાઇ હોય, ગર્ભાવસ્થાના સમયમાં લોહી વહેતું હોય, પ્રસૂતિની વેદના થતી હોય અને પ્રસવ ન થતો હોય, ગર્ભાવસ્થામાં રાત્રે વેદના થતી હોય, સતત જ્વરની બીજી ભૂમિકા હોય, પ્રસવ થતા પૂર્વે નિયમિત રીતે એક મહિનો જો નં. ૬ આપવામાં આવે છે તો સુખપૂર્વક પ્રસવ થાય છે.

**૧૬ પીઠ તથા ગરદનઃ**—પીઠ તથા ગરદનમાં વેદના થતી હોય પણ ચાલવાથી ઠીક લાગતું હોય, કોઈ વ્યાધિ થવાથી ક્ષીણુતાથી કરો-ડની અશક્તિ આવી ગઈ હોય, અને તેમાંથી લોહી ઉડી ગયું હોય, ખભાથી નીચેના ભાગમાં પીઠમાં વેદના થતી હોય; ગ્રંથિઓનો સોજો આવવાથી ઓચી સજ્જડ થઈ ગઇ હોય, કરોડદંડ નરમ થયો હોય, શક્તિ જતી રહેતી હોય અને સહજ પડી જવાતું હોય, સંધિવાજન્ય વેદના હોય, લંગડાતું હોય, અવયવ ગંઠાઇ ગયા હોય, સખત કસરત કરવાથી ઠીક રહેતું હોય, પણ સહજ હાલવાચાલવાથી ખરાબ રહેતું હોય,

પીઠના ભાગમાં સંધિવાજન્ય વેદના હોય અને જરા હાલવા જતાં કે આરામ લીધા પછી ખરાબ રહેતુ હોય, બેઠા હોઇએ ત્યાંથી ઉઠતાં વધારે વેદના થતી હોય, લકવાની અસર જણાતી હોય.

**૧૭ હાથ પગ વગેરે અવયવોઃ**—ખભામાં વેદના થતી હોય, પણ સહજ હાલવાચાલવાથી ઠીક જણાતું હોય, રાત્રે પગમાં ચળ આવતી હોય, પગ જડ અને નિર્બળ જણાતા હોય, હાથની અંદર ચળ આવતી હોય, હાથની આંગળીઓ જડજેવી જણાતી હોય, સંધિવા કે લકવાને લીધે લંગડાપણું જણાતું હોય, પગનાં તળીઆંમાં ખેંચાવા જેવી લાગણી થતી હોય કે લંગડાપણું જણાતું હોય, જે ભાગમાં અસર થઈ હોય તે ભાગ ભુરો જણાતો હોય, પગમાં દાહ થતો હોય, થાપાના જ્ઞાનતંતુને અસર થઇ હોય, અને વિશ્રાંતિના વખતે ખરાબ રહેતું હોય પણ જરા હાલવાચાલવાથી ઠીક જણાતું હોય, જંગો રહી જતી હોય, હાથ પગ રહી જતા હોય, હાથ પગમાં દુઃખ થતું હોય, **શરીરનો કોઈ પણ ભાગ રહી જતાં નં. ૬ મુખ્ય ઉપાય છે,** બળ જતું રહેતું જણાય, પ્રકાશ અને અવાજ સાંખી ન શકાય, સિરોવેદના હોય અને તેનું કારણ શરીરનો કોઈ અવયવ નિર્બળ થઇ ગયો હોય તે હોય, એકલા પડતાં વેદના વધતી હોય, કોઇ પણ વ્યાજબી કારણવિના જ્ઞાનતંતુ ઉશ્કેરાઇ જતા હોય, દરદી પોતાના દરદનું વર્ણન કરતાં રડતો હોય.

**૧૮ નિદ્રાઃ**—બાળકો ઉંઘમાં રડી ઉઠતાં હોય, ઉઠતાં બીને ઉઠતાં હોય અને ચીસ પાડી ઉઠતાં હોય, ઉંઘમાં ચાલતાં હોય, બગાસાં ખાતાં હોય, કે હાથ પગ વગેરે અવયવો તણાતા હોય, ઉશ્કેરાઇ જવાથી ઉંઘ ન આવતી હોય, ચિંતા, ગ્લાનિ હોય અને મગજનું ઘણું જ કામ કર્યું હોય, ઉંઘમાં માથાની આરપાર ભાલો ભોકાઈ ગયો હોય તેવી લાગણી થવી. દેવતા, ચોર, ભુત કે પડી જવાનાં હંમેશાં સ્વપ્ન આવવાં, સવારમાં ઉઠવાની ઇચ્છા ન થવી.

**૧૯ ત્વચાઃ**—ચામડી ઉપર ચરબીવાળાં, ગંધાતાં ચાઠાં પડયાં હોય, ચામડી ઉપર ચળ આવતી હોય, સહજ ઘસવાથી આરામ થતો હોય પણ વધારે ઘસવાથી સોજો આવી જતો હોય, હાથની અંદરના ભાગમાં કે પગના તળીઆમાં ચળ આવતી હોય, કે જ્યાં ચામડી જાડી હોય, બળીઆ હોય, અને તેની ગંધાતી સ્થિતિ હોય.

---

# પ્રકરણ ૭.

## નં. ૭ કાલી સલ્ફ. Kali Sulph.

કાલી સલ્ફયુરીકમ, સલ્ફેટ, ઑફ પોટાશ, કાલીસલ્ફસ, પોટાશ્યમ સલ્ફેટ, વગેરે આ ક્ષારનાં નામો છે. ડા. સુસ્લરના અભિપ્રાય પ્રમાણે આ ક્ષાર બહારની ત્વચા અને બહારની ત્વચાંના પુટો અને શિરાઓને માટે મુખ્ય ઉપાય છે. આ ક્ષાર શરીરમાં ઓછો થવાથી જીભ ઉપર પીળો, ચીકણો થર બાઝે છે કોઈ પણ બહારની શિરામાંથી ચીકણો, પાતળો. લીલો, કે પાણી જેવો પદાર્થ બહાર આવે છે

કુદરતમાં સલ્ફેટસ્ ઓફ અને ઓકસાઇડ ઑફ આયર્ન એ બે ઓકસીજનને લેઈ જવાનું કાર્ય કરે છે. જો આ બે એકી વખતે સકરણ પદાર્થ કે જે કોહોવાની સ્થિતિમાં હોય છે તેના સંબંધમાં આવે છે તો તે પોતાને ઓકસીજન બહાર કાઢે છે અને તેથી સલ્ફેટ ઓફ આયર્ન રચાય છે. આનું વળી હવામાં રહેલા ઓકસીજનથી હજી પૃથક્કરણ થાય છે, અને રાસાયણિક ફેરફારથી સલ્ફયુરીક એસીડ અને આયર્ન ઓકસાઈડ રચાય છે; અને આ બે અનુકૂલ સ્થિતિમાં પુનઃ ઓકસીજનને લેઇ જનાર થાય છે. આજ પ્રમાણે મનુષ્યના શરીરમાં પણ બને છે. તેટલા માટે સલ્ફેટ-કાલીસલ્ફ નં. ૭ એક અગત્યનું કાર્ય શરીરમાં બજાવે છે. કારણ કે તે પુટોમાં અને પુટોની અંદર રહેલાં રસમાં. સ્નાયુમાં, મજ્જાતંતુમાં, બહારની ત્વચામાં, અને બહારની ત્વચાના પુટોમાં અને શિરાઓમાં અને લોહીના અણુઓમાં રહેલો છે. આ ક્ષાર ઓકસીજનને વહન કરી જનાર મનાય છે. લોહીના અણુઓમાં જે લોહ રહેલું છે તે જે ઓકસીજનને ગ્રહણ કરે છે તે કાલીસલ્ફ અને લોહ એ બેના પરસ્પરના કાર્યવટે દરેક પુટમાં લેઇ જવાય છે, દરેક પુટને પોતાની વૃદ્ધિ અને વિકાસને માટે ઓકસીજનની શક્તિપ્રદ સહાય જોઈએ છીએ, પણ તે સતત કામ કરે છે તેથી પુટના મૂળરૂપ સકરણ પદાર્થનું ઓકસીડીઝેશન થઇ જાય છે અને તેથી તે છુટા પડે છે. કાલીસલ્ફ ઓછો થવાથી નીચેનાં ચિહ્નો પ્રતીત થાય છે, ભારે ભારે જણાવું, થાક જણાવો, ફેર આવવા, શરદી લાગવી, હૃદય ધડ કવું; ભય થવો, શોક, ગ્લનિ, દાંત દુઃખવા, શિરોવેદના, અવયવોમાં દુઃખાવો, કે જે એક સ્થાનેથી બીજે સ્થાને બદલાય. આ પ્રકારની અવ્યવસ્થા બંધ ઓરડામાં વધે છે, ગરમીવાળાં ભાગમાં રહેવાથી વધે

છે તથા સાજના ભાગમાં વધે છે અને ખુલ્લી હવામાં ઠીક રહે છે કે, જેમાં પુષ્કળ ઓકસીજન હોય છે.

બહારની ચામડી ઉપર રહેલા પુટોને જો ઓકસીજન ન્યૂન પ્રમાણમાં મળે છે તો તે છૂટા પડીને જલદી બહાર નીકળી જાય છે ને કાલીસલ્ફ અંદર લેવામાં આવે છે તો તેમને બહતો ઓકસીજન મળે છે અને તેથી તે પુટો નવા રચાય છે.

આપણા શરીરમાં એક પ્રકારનુ તેલ રહેલું છે તે જો કામે નથી લાગતું તો જે છિદ્રોવાટે પરસેવો નીકળે છે તે છિદ્રોને પુરી દે છે. હવે જો નં ૭ ઓછો થયો હોય છે તો આવી સ્થિતિ થાય છે અને તેથી તે જો લેવામાં આવે છે તો આ તૈલને આ ક્ષાર કામે લગાડે છે, જેથી છિદ્રો બંધ થઈ જતાં નથી અને પરસેવાની–સ્વેદનક્રિયા બરાબર ચાલે છે. જેથી નં. ૪ થી જે જ્વરમાં પ્રસ્વેદ ન થતો હોય તેમાં આ ક્ષાર આપવાથી પ્રસ્વેદ થાય છે. તેથી આ ક્ષાર સ્વેદક–ડાયેફોરેટીક ગણાય છે. શરીરમાંથી ચીકણો, પીળો પાણી જેવો પદાર્થ બહાર નીકળે છે ત્યારે પણ આ નં. ૭ અપાય છે કારણ કે તેનો તૈલ સાથે સંબંધ છે, એ આપણે ઉપર જણાવી ગયા છીએ. આ ક્ષારમાં ગંધકનો તેજાબ રહેલો છે જેથી તે જંતુને પણ મારી નાખનાર મનાય છે અને તેથી જંતુજન્ય જ્વર વગેરેમાં તે અપાય છે.

**ખાસીએત**:—શ્લેષ્મલ શિરાઓમાંથી, નેત્ર, નાક, કાન, ફેફસાં, દસ્ત, ત્વચા વગેરેમાંથી પીળો કે લીલો પદાર્થ નીકળવો. ગરમ ઓરડામાં કે સાંજે ખરાબ રહેવું, ખુલ્લી હવામાં સારૂં રહેવું. શરીરના કોઇ પણ ભાગમાં કે સાધામાં સંધિવા હોવો અને તે એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવો, જીભ ઉપર ચીકણો પીળો થર હોવો, કોઈ વખતે બાજુ ઉપર ધોળાશ જણાવી, મુખમાં કડવો સ્વાદ જણાવો.

**૧ માથું**:—ઊંચે જોવાથી ફેર આવે, સૂતા હોઇએ ત્યાંથી ઉઠતાં વ્યાધિની વૃદ્ધિ જણાવી, પડી જવાનો ભય રહેવો. સંધિવાને લીધે જ માથું દુઃખવું, કે ગમે તે જાતનું માથું દુઃખવું, ખુલ્લી હવામાં સારૂં રહેવું, ગરમ ઓરડામાં કે સાંજે ખરાબ રહેવું, માથું પાછળના ભાગમાં વાળવાથી બાજુ ઉપર વાળવાથી વેદના થવી, માથામાં ગડગુમડ થવાથી તેમાંથી પીળો રસ નીકળવો. વાળ પડી જવા, ખોપરી ઉપર પીળો ખોડો હોવો, ( નેટ્રમમ્યુર ૨ × નાખીને માથું ધોવું. )

૨ નેત્રઃ—મોતીઓ હોય અને ઝાંખ જણાતી હોય, (નેટ્રમમ્યુર સાથે વારાફરતી) આંખમાંથી પુષ્કળ પ્રમાણમાં જાડો, પીળો, ચીકણો પદાર્થ નીકળતો હોય. પોપચાંની કોર ઉપર બળતુ હોય, પોપચાં ઉપર પાતળી પીળી પોપડી બાઝી હોય.

૩ કાનઃ—જમણા હાથમાંથી ભુરો ગંધાતો રસ નીકળતો હોય, કાનના વચલા ભાગમાં સોજો હોય, કાન પાકયો હોય, 'યુસ્ટેચીઅન' (Eustachian) નામની નળીમાં સોજો હોય અને તેને લીધે બહેરાપણું જણાતું હોય, પાણી જેવો પીળો પદાર્થ નીકળતો હોય અને સાંજના વખતે વધારે દરદ થતું હોય, કાનમાંથી પાણી જેવો પદાર્થ કે પરૂ નીકળતું હોય, કાન દુઃખતો હોય, વરમ થયા પછી તેમાંથી પાતળો, ચળકતો, કે લીલો ચીકણો પદાર્થ નીકળતો હોય, કાનની તળે તીક્ષ્ણ કાપી નાખવા જેવી વેદના થતી હોય, ( ૨× પાવરની દવાની પીચકારી એક વખત દિવસમાં મારવી.

૪ નાકઃ—શ્લેષ્મ ઘણા વખતથી થયો હોય, નાકમાંથી પીળો લીલો કે પાણી જેવો પદાર્થ નીકળતો હોય, જાડો પીળો લોચા જેવો પદાર્થ અંદરથી નીકળતો હોય, અને ડાબા નાકમાં વધારે ખરાબ રહેતું હોય, નાક બંધ થઇ જતાં હોય અને તેમાંથી પીળો પદાર્થ નીકળતો હોય, ગંધ ન આવતી હોય, માથામાં શરદી જણાય. (શરૂઆતમાં ફેરમફોસ સાથે વારાફરતી પરસેવો પુષ્કળ લાવવાને આપવો.) ગરમ ઓરડામાં કે સાંજે ખરાબ રહેતું હોય. શરદી હોય, અને ચામડી કઠણ, ખડબચડી હોય તો પરસેવો લાવવાને આ ક્ષાર આપવો. (લીલો પદાર્થ વધારે એકઠો થયો હોય તો સીલીસીયા આપવો.)

૫ ચહેરોઃ—ચહેરો દુઃખે, ગરમ ઓરડામાં અને સાંજે વધારે દુઃખે, ખુલ્લી ઠંડી હવામાં ઠીક રહે, ચહેરો લાલ રહે, આકૃતિ વિરૂપ થઇ ગઈ હોય, મોં તથા હોઠ ઉપર ચાંદાં પડયાં હોય, નીચેના હોઠનો સોજો હોય, નીચેનો હોઠ સૂકાઇ ગયો હોય, ચામડી ઉતરી જતી હોય, મોંમાં ઉષ્ણતા સાથે દાહ હોય.

૬ પેટઃ—જીભ ઉપર પીળો ચીકણો થર હોય, અજીર્ણ હોય, અપચો હોય, પેટના ઉંડાણમાં દબાણ, ભરેલા જેવી લાગણી જણાય, પેટમાં ચુંક નાખતી હોય, અને જીભ ઉપર પીળો ચીકણો થર હોય અને મેગ્નેશીયાફોસ આપવા છતાં આરામ ન જણાતો હોય, ગરમ વસ્તુ

પીવાનો કંટાળો આવે, અને તરસ ઓછી લાગે પેઢું ( એબ્ડોમેન ) ને અડકવાથી ઠંડું જણાય, અંદર વેદના જણાય, જીભ ઉપર થર હોય અને હંમેશનો બંધકોશ હોય, ગંધાતો, કાળો, અને પાતળો દસ્ત થતો હોય, અને તેની સાથે હડખાઇ ઉધરસ હોય, અતિસાર હોય અને સાથે પીળો પાણી જેવો ચીકણો દસ્ત થતો હોય, અર્શ હોય અને તે દુઝતા હોય, અને જીભ ઉપર પીળો ચીકણો થર હોય અને પીળો ચીકણો દસ્ત થતો હોય.

૭ **જવરઃ**—સંધિવાને લીધે જ્વર હોય, ટાઇફોઈડ જ્વર હોય, સતત જ્વર હોય, અને જીભ ઉપર ચીકણો પીળો થર હોય, અને સાંજે ઉષ્ણુતા વધતી હોય, લોહીમાં વિકાર થવાથી જ્વર આવ્યો હોય; કાલી-સલ્ફથી પરસેવો આવે છે માટે તે ફેરમફોસ સાથે દરેક જ્વરમાં વારા-ફરતી આપવો જોઇએ.

૮ **ત્વચાઃ**—ત્વચા કામ ન કરતી હોય, ( પથારીમાં હોય ત્યારે ઉના પાણીમાં આપવો અને સારી રીતે દરદીને ઢાંકી રાખવો.) ચામડી ગરમ અને સુકી પડી ગઈ હોય તેવા દરેક ચામડીનાં દરદોમાં, ચામડી સુજી હોય, અને ચામડીમાંથી પાતળો, પીળો કે પાણી જેવો પદાર્થ નીકળતો હોય. ગળાની આજુબાજુ ત્વચાનો વ્યાધિ હોય, અને બે હાથની પાછળ કોઇ વ્યાધિ હોય, ખોડો હોય, કેન્સર ચામડી ઉપરનું હોય, અને પીળો ચીકણો પાતળો પદાર્થ અંદરથી નીકળતો હોય, દાહ થતો હોય, ચળ આવતી હોય, કે પરૂ જેવું અંદરથી નીકળતું હોય, ચામડી સુકી રહેતી હોય, ઉષ્ણુ રહેતી હોય અને પરસેવો નહિ થવાથી દાહ થતો હોય, બાળકોને ખસ થઇ હોય, ગડગુમડ નીકળતાં અટકી ગયાં હોય અને ચામડી સુકી અને તીક્ષ્ણુ થઈ ગઇ હોય, ઍલ્કેલીવાળો રસ અંદરથી ઘણો નીકળતો હોય, ખસ હોય અને તેમાં ઘણી ચળ આવતી હોય, ઉના પાણીથી ઠીક રહેતું હોય, વિષનો સંચય શરીરમાં થયો હોય, નખની વ્યાધિવાળી સ્થિતિ હોય, અને વૃદ્ધિમાં ન્યૂનતા રહેતી હોય, ( સીલીશયા સાથે વારાફરતી. ) આપવો.

---

# પ્રકરણ ૮.

## નં. ૮ મેગ્નેશિઆ ફોસ Mag Phos.

મેગ્નેશિઆ ફોસફોરીકા, ફોસ્ફેટ ઑફ મેગ્નેશીઆ, મેગ્નેશ્યમ ફોસફોરીકમ, આદિ આ ક્ષારનાં નામો છે. આ ક્ષાર સ્નાયુ, અસ્થિ, મજ્જાતંતુ, દાંત અને રુધિરના લાલ અણુઓમાં રહેલો છે. તેમાં પણ મુખ્યત્વે કરીને તે મજ્જાતંતુ અને સ્નાયુના જે શ્વેત રેશા ( fibers ) છે તેમાં માલૂમ પડે છે. મજ્જાતંતુઓ તથા સ્નાયુઓ જૂદા જૂદા રંગના રેશાઓના બનેલા છે અને આ દરેક રેશા તારના દોરડાંની માફક કામ કરે છે. આ પ્રત્યેક રેશાઓને અમુક સકરણ અને અકરણ તત્ત્વોની સાથે ખાસ સંબંધ ( affinity ) રહેલો છે અને તે પ્રત્યેક કુદરતના કાયદાને અનુસાર પોતપોતાનું કાર્ય કરે છે. સ્નાયુ તથા મજ્જાતંતુઓમાં જે શ્વેત રેશાઓ છે તે રેશાઓને નિયમમાં રાખનાર આ મેગ્નેશીયા ફોસ છે.

જ્યારે આ નં. ૮ નું યોગ્ય પ્રમાણ શરીરમાં ઓછું થાય છે ત્યારે આ શ્વેત રેશાઓ સંકોચાય છે અને જેથી જેને આપણે આંચકી, તાણ, વંટ, આદિ કહીએ છીએ તેને ઉત્પન્ન કરે છે. આ સર્વ ઉત્પન્ન થાય છે તેથી કુદરતની ભાષામાં એ સૂચવાય છે, કે અંદર નં. ૮ મેગ્નેશીઆ ફોસની જરૂર છે. આ નં. ૮ ની ન્યૂનતાથી જે સ્થિતિ અંદર ઉત્પન્ન થાય છે તેને આપણે જૂદાં જૂદાં નામ આપીએ છીએ, આ શાસ્ત્ર તો કયો ક્ષાર ખૂટે છે તે જ જુએ છે અને તે પૂરો પાડતાં જેને આપણે જૂદાં જૂદાં નામ આપણે આપીએ છીએ તેવા જૂદા જૂદા વ્યાધિઓ મટી જાય છે.

જ્યારે પેટની દીવાલોમાં રહેલી સ્નાયુગત શિરાઓમાં આ ક્ષાર ઓછો થાય છે, શ્વેત રેશાઓ સંકોચાય છે, અને તેથી પેટની અંદર પોલાણ વધે છે. કુદરતી રીતે આ પોલાણને ભરવાને માટે જે વસ્તુઓ અંદર હોય છે, તેમાંથી 'ગેસ' તૈયાર થાય છે અને તેથી આંતરડાંમાં તથા મૂત્રાશયમાં આ 'ગેસ' ભરાવાથી વેદના થાય છે. હવે જો નં. ૮ લેવામાં આવે છે તો તરત જ આ અવ્યવસ્થા શમે છે, ઉપરની અવ્યવસ્થાથી મળમૂત્ર જે રહી રહીને નીકળતાં હોય છે તે યથાનિયમે નીકળે છે, અને વેદના શમે છે.

કોઇ કોઈ પ્રસંગમાં નં. ૮ આપવા છતાં લાભ ન થતો હોય તો નં. ૧ આપવાથી લાભ થાય છે. આનું કારણ આ છે. નં. ૧ અને નં. ૮ ને પરસ્પર સંબંધ છે અને તે બન્ને એક બીજાને ઉપકારક છે. બીજા બધા ક્ષાર કરતાં નં. ૧ નો નં. ૮ સાથે વિશેષ સંબંધ છે. હવે જ્યારે નં. ૮ ઓછો થઈ જાય છે ત્યારે તેનું કાર્ય નં. ૧ કરે છે. પણ તેને દ્વિગુણ કાર્ય કરવાનું હોવાથી તે પણ ન્યૂન થઈ જાય છે. તેથી નં. ૮ ની સાથે નં. ૧ આપવામાં આવે છે તો લાભ થાય છે. તેથી નં. ૮ આપવા છતાં લાભ ન જણાય તો નં. ૧ આપવો.

વળી આ ક્ષાર Anti-Spasmodie અર્થાત્ સ્નાયુને શિથિલ કરનાર છે. વળી આક્ષાર Anodyne અર્થાત્ પીડાશામક પણ છે. લોહીની ગતિ મંદ થઇ હોય તો આ ક્ષાર તેને વધારે છે, કારણ કે તેથી રુધિરમાં રહેલા રેશાઓ સંકુચિત થઇ ગએલા હોય છે તો તે શિથિલ થાય છે અને તેથી લોહી અધિક પ્રમાણમાં વહેવા માંડે છે,

**ખાસીએતઃ**—વેદના અસહ્ય હોવી, તીક્ષ્ણ કાપી નાખવા જેવી, ભાલા ભોંકાય તેવી, સાર પાડવા જેવી, છરી ભોંકવા જેવી, સોય ખોસવા જેવી વિજળીના જેવી એકદમ વેદના આવવી અને જવી, સતત વેદના હોવી, પણ દાહ ન થવો. ભીસાવા જેવી (Constrictive) વેદના થવી એક ઠેકાણેથી બીજે ઠેકાણે વેદના સત્વર જવી, શરીરના જમણા ભાગમાં વેદના હોવી અને ચુંક કે આંકડી આવવી.

સ્નાયુના તથા મજ્જાતંતુના શ્વેત રેશાઓ ઉપર વ્યાધિની અસર હોવી, નં. ૮ ઓછો થતાં આ શ્વેત રેશાઓ ઓછા થાય છે અને તેથી ચુંક, ભીસાવું. આંકડી; લકવો, કાંડામાં દુઃખાવો કે કળતર, શિરોવેદના સાથે દાંત દુઃખવા, ઉધરસ, વેદનાસાથે અટકાવ આવવો વગેરે અવ્યવસ્થા થાય છે. ડો. સુસ્લર કહે છે, કે નં. ૮ લોહીના અણુઓમાં, સ્નાયુમાં, મગજ, કરોડરજ્જુના મેદમાં, મજ્જાતંતુઓમાં, દાંતમાં રહેલો છે અને તે ઓછો થતાં ઉપર કહેલા વ્યાધિઓ થાય છે.

હાલવાચાલવાથી નં. ૮ ઓછો હોવાથી જે વેદના હોય છે તે વધે છે. ઠંડીથી, ઠંડી હવાથી, પવનના ઠંડા સપાટાથી, ઠંડા પાણીએ સ્નાન કરવાથી વેદના વધે છે. જે ભાગમાં વ્યથા થઈ હોય તે ભાગ ખુલ્લો રાખવાથી કે સખત દબાણ કરવાથી પણ વેદના વધે છે. વખતે ઠંડા પાણીમાં ઉભા રહેવાથી કે ભેજવાળા ઘરમાં રહેવાથી પણ પૂર્વોક્ત વ્યાધિ થયા

હોય છે, ગરમીથી, ઉષ્ણતાથી, ઉષ્ણ પદાર્થ પીવાથી, ઉના પાણીથી શેક કરવાથી, કે ગુંક કે આંકડીમાં નીચા વળીને પડી રહેવાથી વેદના ઓછી થાય છે. સહજ દબાણથી પણ વેદના ઓછી થાય છે.

૧ **મનઃ**—ઇંદ્રિયોનો ભ્રમ થતો હોય અને મનની અવ્યવસ્થા હોય, દરદી કંટાળી ગયો હોય, પાતળો થઇ ગયો હોય, સુકાઇ ગયો હોય, શ્રમિત થઇ ગયો હોય, મજ્જાતંતુ અત્યંત ઉશ્કેરાઇ ગયા હોય, વ્યાધિનો હુમલો થતાં ઘણી જ શિથિલતા થતી હોય, અને ઘણો પરશેવો થતો હોય, મગજના દરદોમાં નં. ૬ સાથે નં. ૮ વારાફરતી આપવો એ ઉત્તમ છે, કારણ કે નં. ૬ મજ્જાતંતુના ભુરા રેશાઓની અવ્યવસ્થાઓને દૂર કરે છે અને નં. ૮ શ્વેત રેશાઓની અવ્યવસ્થાઓને દૂર કરે છે.

૨ **માથું**:—માથું પાછળના ભાગમાં દુઃખવાનું શરૂ થતું હોય અને બોચીના ભાગમાંથી શરૂ થતું હોય અને તે વધીને આખા માથામાં ફેલાતું હોય, મજ્જાતંતુની નબળાઇને લીધે માથું દુઃખતું હોય અને આંખના આગળ તણખા જણાતા હોય, શાળામાં જતી કન્યાઓનું માથું દુઃખતું હોય, ઘણો અભ્યાસ કરવાથી કે ઘણો વિચાર કરવાથી કે મનની લાગણી થવાથી માથું દુઃખતું હોય, સવારના ૧૦ થી ૧૧ અને સાંજના ૪ થી ૫ સુધી ખરાબ રહેતું હોય, અને દબાણ કે ઉષ્ણતાથી ઠીક રહેતું હોય, વેદના તીક્ષ્ણ વસ્તુ ભોંકાવા જેવી, સખત લાગવા જેવી, કાપી નાખવા જેવી, એકથી બીજે ઠેકાણે ખસતી, સતત રહેતી, અને ઠંડી હવા અને દબાણથી વધતી હોય, અને ઉના પાણીના શેકથી ઉષ્ણ હવાથી આરામ થતો હોય, દશ વાગે રાત્રે નિત્ય માથું દુઃખતું હોય, કરોડના ભાગમાં શરદીની લાગણી હોય અને માથું દુઃખતું હોય, માથું એની મેળે હાલી જતું હોય તથા ધ્રુજતું હોય (નં. ૬.) લકવો કોઇ પણ કારણથી થયો હોય કે દુરાચારથી થયો હોય અને ઇંદ્રિયોનો વિભ્રમ થતો હોય, માથું દુખ્યા પછી બુદ્ધિ જડ થઇ જતી હોય, માથાનું તાળવું ખડબચડું જણાતું હોય, ઘણો ખોડો થયો હોય.

૩ **નેત્રઃ**—પદાર્થો બેવડા જણાતા હોય, નેત્ર આગળ તણખા અને રંગો જણાતા હોય, પોપચાં લચી પડતાં હોય (નં. ૬.) નેત્રની અવ્યવસ્થાને લીધે માથું દુઃખતું હોય કે ફેર આવતા હોય, માથું દુઃખતું હોય અને આંસુ વધતાં જતાં હોય, શિરોવેદના હોય અને મજ્જાતંતુની નબળાઇને લીધે નેત્રમાં દુઃખાવો થતો હોય, જમણી આંખ ઉપર દુઃખાવો

હોય અને તે સવારના ૧૧ વાગે વધતો હોય, પોપચાંના સ્નાયુઓ સંકોચાઇ જતા હોય તો (નં. ૬) ની સાથે વારાફરતી આપવો.

નેત્રના ઘણાખરા વ્યાધિમાં નં. ૮ બહાર તેમ જ અંદર વાપરવો જોઈએ. જો ઉના પાણી સાથે લગાડવામાં આવે છે તો જલદી આરામ થાય છે. નેત્રમાં ઘણી વેદના થતી હોય અને આંસુ પડતાં હોય તો નં. ૯ વાપરવો નેત્રના જ્ઞાનતંતુઓ નિર્બળ થવાને લીધે ઓછું જણાતું હોય તો નં. ૬ વાપરવો.

૪ કાનઃ—જ્ઞાનતંતુઓને સંકોચી દેનાર અને સતત કાનમાં દરદ થતું હોય, ઉષ્ણતાથી આ દરદ વધતું હોય, અને ઠંડીથી તે વધતું હોય, બરાબર સંભળાતું ન હોય, શ્રવણેન્દ્રિયના રેશાઓની નિર્બળતાએ લીધે બહેરાપણું જણાતું હોય, નં. ૮ કાનની અંદરનાં દરદો માટે ઉત્તમ ઉપાય છે.

૫ નાકઃ—નાક વારાફરતી બંધ થઇ જતું હોય, અને નાકમાંથી પદાર્થ ઘણો નીકળતો હોય, ડાબા નાકમાં ચળ આવવાજેવી લાગણી થતી હોય, સુંઘવાની શક્તિ જતી રહેલી જણાય કે વિપરીત ગંધ આવતી હોય, માથામાં શરદી જણાય, અને નાક ઘડીમાં લુખું થઇ જાય અને ઘડીમાં નરમ થઇ જતું હોય.

૬ ચહેરોઃ—સતત, મજ્જાતંતુજન્ય, તંતુઓનો સંકોચ કરી દેનાર વિજળીના જેવી, ગોળી લાગવાજેવી, તીક્ષ્ણ, ચસકજેવી વેદના થતી હોય અને ચહેરા ઉપર સોજો હોય; ઉપરના જડબામાં મજ્જાતંતુજન્ય વેદના હોય, મોઢું ફાડતાં વેદના થતી હોય, જડબું સજ્જડ થઇ જતું હોય, જમણી આંખઉપર સાર પાડવાજેવી વેદના થતી હોય અને તે વધીને ચહેરાની આખી જમણી બાજુસુધી વધતી હોય. આ સઘળી વેદના ઠંડી, શરદી, ઠંડી હવા, અને સ્પર્શથી વધતી હોય તથા ગરમ વસ્તુ લગાડવાથી, ગરમીથી કે ઉષ્ણ ઓરડામાં જવાથી આરામ જણાતો હોય.

૭ મોઢુંઃ—જીભ ઉપર સહજ પીળો થર બાઝેલો હોય કે તે સ્વચ્છ હોય તોપણ, અતિસારમાં તે ધોળી હોય, મોઢામાં ખરાબ સ્વાદ રહેતો હોય, મોઢામાં ખાટી રોટલીનો સ્વાદ જણાય, અને મુખ્યત્વેકરીને રાત્રિમાં જાગી ઉઠતાં તેમ જણાતું હોય, મોઢું સુજેલું હોય, ખાતાં અડચણ પડતી હોય, મોઢું પાણીથી ભરેલું રહેતું હોય અને બટાટાના પાણીજેવો સ્વાદ માલૂમ પડતો હોય, ચક્કર આવતાં હોય અને તેમાં કારણ મજ્જાતંતુનો

સંકોચ હોય, દાંત બંધ કરીને બોલવાનું દરદી શરૂ કરતો હોય, અને ધીમે ધીમે બોલતો હોય, જડબાં સજ્જડ થઈ ગયાં હોય, મોઢું તથા હોઠ બંધ થઇ જતા હોય અને તેનું કારણ મજ્જાતંતુનો સંકોચ હોય, મોઢાના ખુણા આમતેમ સંકોચાઇ જતા હોય.

૮ દાંતઃ—પથારીમાં સુવા જતી વખતે રાત્રે દાંત દુઃખતા હોય, દરદ એક ઠેકાણેથી બીજે ઠેકાણે જલદી જતું હોય, ખાધા પછી કે પીધા પછી ખરાબ રહેતું હોય, ઠંડુ પાણી કે ઠંડો પદાર્થ ખાધાથી વધારે દુઃખતું હોય, જરાસરખો સ્પર્શ થવાથી દાંત વધારે દુઃખતા હોય, ચુંક તથા આંકડી દાંત ઉગતી વખતે આવતી હોય (નં. ૧ લો નં. ૯ સાથે વારાફરતી આપવો.) મજ્જાતંતુજન્ય વેદના દાંતના મૂળમાં હોય, ઠંડી હવા દાંતથી સહન ન થઇ શકતી હોય, ચસક આવતી હોય અને ગરમીથી ઠીક રહેતું હોય, જો ઠંડા પાણીથી કે ઠંડીથી આરામ જણાતો હોય તો નં. ૪ આપવો. નં. ૪ આપવા છતાં આરામ ન જણાય અને મુખ્યત્વે કરીને સડી ગએલા દાંતમાં આરામ ન જણાય તો નં. ૬ આપવો.

૯ ગળું:—સંકોચને લીધે ઉધરસ આવતી હોય અને તેથી હવાને જવાનો માર્ગ બંધ થઇ જતો હોય, ઉધરસ આવતી હોય પણ બળખો ન પડતો હોય, ગળામાં ભીસાતું હોય, દ્રવ્ય પદાર્થો ગળીજવાનો પ્રયત્ન કરતાં ગુંગળાઇ જવાતું હોય, ગાતાં કે વાત કરતાં એકદમ સ્વર તીણો થઇ જતો હોય (નં. ૬), હડખાઇ ઉધરસ હોય, રાત્રે વધારે ખરાબ રહેતું હોય, અને સૂઈ જતી વખતે અડચણ પડતી હોય, ગળું લાલ થઇ ગયું હોય, સોજો આવ્યો હોય, અને તેનું કારણ છીંકો આવતી હોય તે હોય તથા ગળામાં ગલીપચી થતી હોય, અને તેની સાથે ગળામાં લીંટ ઉતરી પડતી હોય.

૧૦ જઠરઃ—જીભ સ્વચ્છ હોય, મજ્જાતંતુની અવ્યવસ્થાને લીધે સંકોચ થતો હોય, પેટમાં ચુંક નાખતી હોય, દાબવાથી અને ઉનો પદાર્થ લગાડવાથી આરામ જણાતો હોય, ભીસાતું હોય, શરીરની આસપાસ પટો સખત બાંધ્યો હોય તેવી પેટમા વેદના થતી હોય, અજીર્ણ હોય, ઉલ્ટી હોય તેવી પેટમાં વેદના થતી હોય, અજીર્ણ હોય, ખાધા પછી ત્રણ કલાક સુધી બળતુ હોય, જઠરનાં તમામ દરદો ઉનું પાણી પીવાથી, કે ઉના પાણીનો શેક કરવાથી આરામ જણાતો હોય અને

ખાટા પદાર્થ પીવાથી કે ઠંડું પાણી પીવાથી વ્યથા વધતી હોય. આ ક્ષાર હંમેશાં ઉના પાણીમાં આપવો એ વિશેષ હિતકર છે.

**૧૧ ચુંક આંકડી વગેરેઃ**—ત્રણથી ચાર વાગ્યાસુધીમાં બપોરના નિત્ય ચુંક આંકડી આવતી હોય, દરદી બેવડો વળી જતો હોય તેવી ચુંક કે આંકડી હોય, અને તે ઉના પાણીના શેકથી, ગરમીથી કે ઘસવાથી નરમ પડતી હોય, આંતરડામાં કરડવા જેવી વેદના થતી હોય, વાછુટ થતી હોય અને પેઢુ ( એબ્ડોમન ) માં સોજો હોય, નવાં જન્મેલાં કે સહજ મોટી ઉમરનાં બાળકોને ચુક આવતી હોય, પેઢુ ભરેલું લાગતું હોય, કપડાં નરમ કરવાં પડતા હોય, આમતેમ ચાલવું પડતું હોય અને હંમેશાં ગંધાતી વાછુટ થતી હોય.

**૧૨ ગુદાઃ**—લોહી પડતું હોય, સખત કાપી નાખવાજેવી, તીક્ષ્ણ ભોંકાવાજેવી વેદના થતી હોય, એટલી વેદના થતી હોય કે દરદીને મૂર્ચ્છા આવી જતી હોય, ગુદામાં ચળ આવતી હોય, મળના દ્વારમાં વેદના થતી હોય, દસ્ત આરંભમાં કઠણ થતા હોય, અને પછી નરમ થતો હોય, બાળકોને બંધકોશ હોય અને દસ્તવખતે સંકોચને લીધે વેદના થતી હોય, અને બાળક રડતું હોય અને ચીસો પાડતું હોય, ચુંક આવતી હોય અને પેટમાં ઘણો 'ગેસ' ઉત્પન્ન થયો હોય.

દસ્ત, મરડો, આંતરડાનો વરમ વગેરે સર્વ દરદમાં ઉના પાણીસાથે નં. ૮ નાખીને તેનું 'ડુશ' વારંવાર આપવું જોઇએ. ડુશથી રોગવાળા તંતુઓ સ્વચ્છ થઇ જાય છે અને પેઢુના સંકોચાયલા સ્નાયુઓ શિથિલ થાય છે. આશ્ચર્યકારક રીતે દરદ ઓછું થાય છે. અને દરદીને ઘણો જ આરામ જણાય છે.

**૧૩ મૂત્રાદિક અવયવોઃ**—મજ્જાતંતુઓ ઉશ્કેરાવાથી રાત્રે પિશાબ ઘવો, અથવા મજ્જાતંતુ સંકોચાવાને લીધે પિશાબ ન થવો, અને હંમેશાં વેદના થયા કરવી. ( નં. ૪ સાથે વારાફરતી ) પિશાબ ફીકકો થતો હોય, તથા પિશાબ કરતી વખતે સખત તીક્ષ્ણ વેદના થતી હોય, પિશાબમાં 'ફોસ્ફેટસ ' ઘણો ઓછો હોય, કે ઘણો વધારે હોય, પથરીને બહાર કાઢતાં વેદના થવી. ( નં. ૧૧ સાથે. ) મૂત્રાશયના સ્નાયુઓ, મૂત્રાશયના મુખના સ્નાયુઓ અને મૂત્રનળીના સ્નાયુઓ સંકોચાયા હોય, અને તેને લીધે વેદના થતી હોય અને મુખ્યત્વે કરીને પિશાબ કરતા પૂર્વે વેદના થતી હોય, અંદર સળી મૂકયા પછી વેદના થતી હોય.

**૧૪ આર્તવઃ**—અટકાવ ઘણો વહેલો આવતો હોય, અટકાવ કાળો અને ઓછો આવતો હોય, અટકાવજન્ય ચુંક હોય, અટકાવના સમયમાં તીક્ષ્ણ, ભોંકાવાજેવી, વિજળીજેવી વેદના થતી હોય, જમણી બાજુ વેદના થતી હોય, પણ અટકાવ આવતા પૂર્વે ખરાબ રહેતું હોય અને પછીથી ઠીક રહેતું હોય, અટકાવ પછી ઘણી અશક્તિ જણાતી હોય, સોજો આવતો હોય, ગરમીથી આરામ જણાતો હોય તથા ઉંધા સૂઇ રહેવાથી આરામ જણાતો હોય, ગર્ભાશયમાં મજ્જાતંતુજન્ય વેદના હોય, મુખ્યત્વેકરીને જમણી બાજુમાં વેદના હોય નં. ૮ નાખીને ગરમ પાણીનો ઉપયોગ કરવાથી આરામ જણાતો હોય, અટકાવ ઘણો વહેલો આવતો હોય, અને તેમાં કાળો, 'ફ્રાઇબ્રીનવાળો' પદાર્થ વહેતો હોય, સ્નાયુઓ સંકોચાવાને લીધે પ્રસવજન્ય વેદના હોય, પગમાં કળતર થતી હોય, અને તણાતા હોય પ્રસવ પછી ઓર ન પડતી હોય, પ્રસવ થયા પછી અનિયયમિત સમયે માથું દુઃખતું હોય.

**૧૫ પીઠ તથા હાથ પગઃ**—માથામાં સોજો હોય અને તેને લીધે વેદના હોય, બોચીમાં વેદના હોય, હાથ પગ વગેરેમાં મજ્જાતંતુજન્ય વેદના હોય, જાંગમાં વેદના હોય, દરેક રાત્રે વેદના થતી હોય પણ દિવસે તદન આરામ જણાતો હોય, કોણીથી નીચેના ભાગમાં વેદના થતી હોય, હાથમાં ભોંકાવાજેવી વેદના થતી હોય, સાંધામાં વેદના થતી હોય, પગ વગેરે અકડાઈ જતા હોય, હાથમાં ગલીપચીજેવી વેદના થતી હોય અવયવોમાં વિજળીનો આઘાત થવાજેવી વેદના થતી હોય, જમણો પગ કે જમણો હાથ ધ્રુજતો હોય, દરદ એક ઠેકાણેથી બીજે ઠેકાણે જતું હોય, લકવો થયો હોય, જમણી બાજુઉપર મુખ્યત્વે કરીને મજ્જાતંતુઓ નિર્બળ થવાથી તે ભાગ રહી ગયો હોય, સાંજે પગ લાલ થઇ જતા હોય અને ચળ આવતી હોય, પગને શાંત રાખી શકાતા ન હોય, લેખકોની આંગળીઓ અકડાઇ ગઈ હોય, હાર્મોનિયમ, તબલા પીઆનો વગેરે વગાડનારની આંગળીઓ રહી ગઇ હોય, લકવો હોય. જે શક્તિ શરીરના વિવિધ અવયવોને ચલાવનાર છે તે ન્યૂન થઇ હોય, પગ ઘણા જ કોમળ થઈ ગયા હોય.

આ સર્વ વેદના નં. ૮ ઓછો થવાને લીધે થાય છે. તીક્ષ્ણ, ચસક આવવી, સતત અને વિજળીના જેવી વેદના થતી હોય, અને ગરમીથી કે ગરમ શેક કરવાથી આરામ જણાતો હોય.

૧૬ જ્વરઃ—જ્વર હોય અને ટાઢ હોય તથા ચુંક કે આંકડી આ-વતી હોય, સાંજના ૭ વાગે કે સવારના નવ વાગે પ્રસંગે ટાઢ જણાતી હોય, ટાઢ બરડાસુધી પહોંચી જતી હોય, દાંત ધ્રુજતા હોય અને કકડતા હોય, ગરમી જણાતી ન હોય અને પરસેવો થતો હોય, તરસ ન લાગતી હોય, સાંધામાં તથા ઘુંટણના તળેના ભાગમાં કળતર થતી હોય, પિત્તજન્ય જ્વર હોય, પરસેવો ઘણો થતો હોય.

૧૭ નિદ્રાઃ—ઘણી સુસ્તી જણાતી હોય, અભ્યાસ કરતી વખતે કે સવારમાં ઉઠતી વખતે ઉંઘ આવતી હોય, ત્રાસજનક સ્વપ્નાં આવ-વાથી ઉંઘમાં વિક્ષેપ થતો હોય, કોઇ પોતાના ઓરડામાં કે પોતાની પાસે બેઠું હોય એમ ભાન થવાથી દરદી જાગી ઉઠતો હોય, ગરદન તથા પીઠમાં વેદના થવાથી અશાંતિ જણાતી હોય, નીચેનું જડબું સંકોચાતું હોય, અને સ્નાયુઓ સંકોચાવાથી બગાસું આવતું હોય, અને તેથી પ્રસંગે જડબુ છુટું પણ થઈ જતું હોય.

---

## પ્રકરણ ૯ મું.

### નં. ૯ નેટ્રમ. મ્યુર. Nat. Mur.

સોડીઅમ ક્લોરાઇડ, કોમનસોલ્ટ, નેટ્રમ મ્યુરીએટીકમ, ક્લોરા-ઇડ ઓફ સોડીઅમ, ટેબલસોલ્ટ વગેરે આ ક્ષારનાં નામો છે. શરીરના ઘન તથા પ્રવાહી સર્વ પદાર્થમાં આ ક્ષાર રહેલો છે. આપણા શરીરમાં ૭૦ ટકા પાણી રહેલું છે નં. ૧ થી ઉતરતાં જેનું વિશેષ પ્રમાણ શરી-રમાં રહેલું છે તે આ ક્ષાર છે. શરીરની પ્રત્યેક શિરાઓ અને પ્રત્યેક પુટમાં આ ક્ષારનો પ્રવેશ હોય છે. દાંત ઉપર જે સફેતી હોય છે તેમાં પણ આ ક્ષાર રહેલો છે. આ ક્ષારનું કામ શરીરમાં રહેલા જલની વ્ય-વસ્થા કરવાનું છે. આ સ્થળે સોડીઅમ ફોસફેટ નં. ૧૦ તથા સોડી-અમ સલ્ફેટ ન. ૧૧ ના ગુણ પણ સ્વલ્પમાં જાણુવાની જરૂર છે. સોડી અમ નામની ધાતુના આ ત્રણ ક્ષાર છે અને તેનો ઉપયોગ આ રીતે કરાય છે. ન. ૯ જે સ્થાનમાં જેટલું પાણી રહેવું જોઇએ તે (સ્થાનમાં તેટલું પાણી રાખે છે, તે ભાગ શુષ્ક ન થઇ જાય તેની સંભાળ રાખેછે. એક સ્થાનમાં ઓછું પાણી થઇ જાય અને બીજે અધિક થઇ જાય એમ આ ક્ષારને લીધે બનતું નથી. ન. ૧૦ શરીરમાં પાણીને ઉત્પન્ન કરે છે અને ન. ૧૧ શરીરમાં પ્રમાણ કરતાં અધિક જલ હોય છે તો

તેને બહાર કાઢી નાખે છે. અત્ર એ સ્પષ્ટ થાય તેમ છે, કે નં. ૯ અને નં. ૧૧ એ વિરોધી છે, પણ તેમ છતાં પ્રસંગે તે બન્નેનો ઉપયોગ સાથે કરાય છે. કારણ કે જે જલ કામનું છે તેનો યોગ્ય ઉપયોગ નં. ૯ કરે છે અને નં. ૧૧ જે નકામું જલ છે તેને બહાર કાઢી નાંખે છે.

જ્યારે શરીરમાં પાંડુ આદિ વ્યાધિમાં શરીરનાં સેલ્સ—પુટો ઓછાં થઈ જાય છે ત્યારે નં. ૯ આપવાથી નવાં પુટો રચાય છે અને તેથી તે વ્યાધિ મટી જાય છે. નવાં પુટો આ ક્ષારથી આ રીતે રચાય છે. દરેક સેલમાં રહેલું છે અને તેમ જ જૂદા જૂદા પુટોની વચ્ચે જે પ્રવાહી પદાર્થ રહેલો છે તેમાં સોડીઅમ કલોરાઇડ રહેલું છે. હવે જે સોડા છે તે આ સોડીઅમ કલોરાઈડમાંના કલોરાઇનને આકર્ષે છે અને તેથી તેમાં સોડીઅમ કલોરાઇડ થાય છે અને તે પાણીને આકર્ષે છે. આથી તે પુટ પ્રમાણમાં વધે છે, અને તે વિભક્ત થઇને નવા સેલને—પુટને ઉત્પન્ન કરે છે, વિભક્ત થઇને જ શરીરમાં આ પ્રમાણે નવાં પુટો રચાયછે.

વળી નં. ૯ ઓછો થવાથી જલોદરઆદિ વ્યાધિ થાય છે, અનેતે આપવાથી તે મટી જાય છે. નં. ૯ ઓછો થવાથી જલોદર શી રીતે થાય છે તે સ્વલ્પમાં સ્પષ્ટ કરીએ છીએ; જો સેલની વચમાં રહેલું સોડી-અમક્લોલરાઈડ તેમાં રહેલા સોડાવડે આકર્ષી લેવાતું નથી તો તે જલને આકર્ષે છે અને તેથી તે ભાગમાં જલનો જમાવ થતાં જલોદર વગેરે વ્યાધિ થાય છે. આવા વ્યાધિમાં દરદીને ખારા પદાર્થ ખાવાની ઈચ્છા થાય છે અને તેથી નં. ૯ આપતાં તે ઈચ્છા તથા તે રોગ શમે છે. કોઇને અત્ર સહજ શંકા થશે, કે દરદી મીઠું વધારે ખાય તો તે દરદ મટે કે કેમ? પણ મીઠું એ પુટનો—સેલનો આહાર નથી તેથી તે વ્યાધિ મટતો નથી, પણ જ્યારે નં. ૯ લેવામાં આવે છે ત્યારે જ તે સેલને પોતાનો આહાર મળે છે અને ત્યારે જ વ્યાધિ મટે છે.

આ ક્ષારની ન્યૂનતા થતાં શરીરના વિવિધ ભાગ જેવા કે, આંખ આંતરડાં, મુખઆદિ અવયવોમાંથી જલ વહે છે. તેથી શરીરના વિવિધ ભાગમાંથી પાણી ઝરે તો તે સર્વ આ નંબરની ન્યૂનતાને જ સૂચવે છે

વળી આ ક્ષારમાં ક્લોરાઇન રહેલું છે અને તેમાંથી હાઇડ્રોક્લોરીક એસીડ થાય છે જે જંતુઘ્ની છે તેથી જ્યાં જંતુઓનો વિનાશ કરવાનો હોય છે ત્યાં પણ તે વપરાય છે.

કીડી, મંકોડી, વીંછી આદિના દંશ ઉપર નં. ૯ ખાસ અ.

છે. દંશ ઉપર તે ચોપડવાનો તથા ખાવાનો હોય છે. સર્પદંશ આ ક્ષારવડે મટયાનો કોઇ દષ્ટાંત આ શાસ્ત્રમાં જડતો નથી, તોપણ તેનો પ્રયોગ કરી જોવાને અડચણ નથી.

નં. ૯ શરીરમાં રહેલું પાણી નિરર્થક થઈ પડે. કોઇ કોઇ રક્તવાહિની શિરાઓ પ્રસંગે શુષ્ક થઇ જાય છે અને પ્રસંગે કાંઇ કોઇમાંથી અધિક જલ નીકળે છે. આનું કારણ નં. ૯ ની ન્યૂનતા જ છે.

લુ લાગે છે ત્યારે નં. ૯ ઓછો થવાથી ભોચી અને બીજા અવયવોમાંથી પાણી શોષાઇ જાય છે અને મગજના મૂળમાં દબાણ થાય છે અને તેથી ભયંકર પરિણામ આવે છે. લુ લાગી હોય અને નં,૯૩×૪૬×આપવામાં આવે છે તો વિપરીત પરિણામ શમી જાય છે. લુ લાગવામાં નં ૯ રામબાણ ઉપાય ગણાય છે,

ફેર આવતા હોય તેમાં પણ નં. ૯ ની ન્યૂનતા હોય છે. નં. ૯ વારંવાર આપવાથી સખત ફેર કે ચક્કર આવતાં હોય છે તે તરત જ અટકી જાય છે. જેમ જેમ આ વિદ્યાનો અભ્યાસ વધતો જશે તેમ તેમ નં. ૯ ના ગુણો અધિક અને અધિક સમજાતા જશે નં. ૯ એ કડીયા કે સુતાર જેવો છે. જો કડીઆને ઇંટો ચુનો વગેરે આપવામાં આવે છે તો તે જેમ ઘર રચે છે તથા તે સુતારને જેમ લાકડાં વગેરે આપવામાં આવે છે તો તે જેમ ઘર બનાવે છે તેમ નં. ૯ તથા બીજા અકરણ ક્ષારો સકરણ પદાર્થોને ઉપયોગમાં લેઇને શરીરરૂપી ઘરને રચે છે.

**ખાસીઅત**—દરિયા કિનારે અથવા ખારાશવાળી જગોમાં, સવારમાં કે ઠંડી હવામાં ખરાબ રહેવું, સાંજે સારૂં રહેવું, સમયે શમયે દરદનાં ચિહ્ન થતાં હોય, જીભ ઉપર ચીકણો. ફીણ જેવો થર હોવો; પાણી બહાર નીકળવું, વગેરે-

૧ **મન:**—ભાન જતું રહેતું હોય, વાત કરતાં કરતાં કંઇ ભાન ન રહે કે વાતમાં કંઈ ઢંગધડો ન હોય, શું કહેવું તે સૂજે નહિ. ભૂલો સહજ થઈ જાય. ઉતાવળ થઇ જાય નિદ્રા ન આવે. મગજ ધુધવાયલું જણાય, ગ્લાનિ નિરાશા, હોય, કોઈની સોબત ન ગમતી હોય, એકલા રહેવાનું ગમતું હોય, એકલા પડતાં રડવાનું મન થતું હોય, અને શામાટે પોતાને આવું મન થાય છે તેની ખબર પડતી ન હોય, ઉત્સાહ જતો રહ્યો હોય, આશા ભંગ થઇ ગયો હોય, આખો દિવસ દરદી રડતો હોય, યુવાવસ્થામાં ગ્લાનિ રહેતી હોય, ચિંતા રહેતી હોય, અશુભ કલ્પના થતી હોય, ભય

જણાય. પ્રત્યેક વસ્તુની કાળી બાજુ જણાતી હોય. કંઈ અશુભ બનશે એવો ભય રહેતો હોય, ઉતાવળો થતો હોય, અને મજ્જાતંતુની નબળાઇને લીધે હાથમાંથી વસ્તુઓ દરદી નાખી દેતો હોય, વિસ્મૃતિ થઇ જતી હોય, તકરાર કરવાનું મન થતું હોય, સહજ બાબતમાં ગુસ્સો ચઢી જતો હોય, કોઇ શાંતિ આપવા જાય તો ગુસ્સે થઇ જાય; સાંત્વનથી ગુસ્સો વધતો હોય, ફેર આવતા હોય અને જીભ ઉપર ફીણ જેવો થર બાઝેલો હોય, ટાયફોઇડ કે ટાઈફિસજવરની સાથે મગજ ભમતું હોય, પથારીમાં લૂગડાં દરદી તાણતો હોય, ગમે તેમ બોલતો હોય, ભય, ક્રોધ, ચીડીયાપણુ જણાતાં હોય, જે જે દરદીના સામુ જુએ તે તે સર્વ તેની દયા ખાય છે એવી તે કલ્પના કરતો હોય, સ્મરણશક્તિ જતી રહી હોય, તર્કશક્તિ જતી રહી હોય કે જતી રહેવાનો ભય લાગતો હોય માનસિક કામ કરવાની વૃત્તિ ન થતી હોય, અભ્યાસથી દરદ વધતું હોય, પાછલા અશુભ પ્રસંગો યાદ કરીને તેના ઉપર શોક કરવાનો પ્રયત્ન કરતો હોય, બાળક રીસાળ હોય, સહજમાં ચીડાઈ જતું હોય, અને સહજ કારણ મળતાં તે રડી ઉઠતું હોય.

**૨ માથું:—**ફેર આવતા હોય, આગળ પડી જવાની ધાસ્તી રહેતી હોય કે તેવું વલણ જણાતું હોય, આંખ આગળ કંઇ જણાતું હોય અને ફેર આવતા હોય, માથું સુસ્ત રહેતું હોય, ઠંડો પવન માથામાંથી વાતો હોય તેમ જણાવું અને તેની સાથે ચકરી આવવી, ગર્ભાવસ્થાના સમયમાં લોહી વહેવાને અટકાવવાથી માથે ફેર આવતા હોય, દારૂ અધિક પીવાથી ફેર આવતા હોય, આંખને તાણવાથી કે પુસ્તક આંખની પાસે રાખવાથી ફેર આવતા હોય, સમયે સમયે ફેર આવતા હોય, ઉબકા આવતા હોય, ઉલટી થતી હોય અને અવયવો ઠંડા થઇ જતા હોય સવારમાં પથારીમાંથી ઉઠતાં ફેર આવતા હોય, બારી પાસે ઉભા રહેવાથી ફેર આવે, કે ચાલતાં ફેર આવે, ફેર આવે અને મૂર્ચ્છા આવવાનો ભય રહેતો હોય, હાલવાચાલવાથી ખરાબ રહેતું હોય, સહજ સૂઇ રહેવાથી સારૂં લાગતું હોય; માથું ફાટી જાય તેવી વેદના થતી હોય, કપાળમાં વેદના થતી હોય અને તે નાકસુધી નીચે ઉતરીને ઉંચે આખે માથે ફેલાઇ જતી હોય, એક લમણાથી બીજે લમણે દુઃખ જતું હોય, અને તે વેગથી જતું હોય તથા આવતું હોય, વાગવાજેવી, ધડકવાજેવી, ફાટી નાખવાજેવી ભોંકાવાજેવી અને ધબકવાજેવી વેદના થતી હોય અને તે મુખ્યત્વે કરીને કપાલમાં થતી હોય, અને જ્વરની દરમીઆનમાં સેંકડો નાના હથોડા

માથું ટીપી નાખતા હોય તેમ જણાવું, તેનીસાથે ઉબકા થતા હોય, ઉલટી થાય અને વિશ્રાંતિવાળી ઉંઘ ન આવે; સવારમાં ખરાબ રહે, ગરમીથી ખરાબ રહે, ચાલવા હાલવાથી કે નીચા વળવાથી ખરાબ રહે, અથવા બપોરે જમ્યા પછી કે ચાહા પીધા પછી ખરાબ રહેવું, માથું ઉંચું રાખીને સૂવાથી કે પરસેવો થવાથી આરામ થતો હોય, માથું ઘણા વખતથી દુઃખતું હોય, ઘણું ધબક ધબક થતું હોય, જાણે નાના હથોડા માથું ચૂરો કરી નાખતા હોય, ચહેરો ફીકકો થઇ ગયો હોય. (જો લાલ હોય તોપણ.)

અટકાવના વખત પછી માથું દુઃખે, અટકાવ ઘણો કે ઓછો આવે અને લોહીના જવાથી માથું દુઃખતું હોય તેમ જણાવું, કપડું આંખની પાસે રાખીને સીવવાથી કે લાંબો વખત અભ્યાસ કરવાથી માથું દુઃખવું, મનને કોઈ કામમાં રોકવાથી માથું દુઃખે, મુખ્યત્વેકરીને કપાળમાં દુઃખે અને તે સવારમાં ઉઠતાં દુઃખે, જીભ સુકી પડી જાય અને તાળવે વળગી જતી હોય, જો કે બહાર કાઢી હોય ત્યારે તો ભીની જણાતી હોય, તરસ ઘણી લાગતી હોય, નાડી સતત ચાલુ હોય, દરદીથી અવાજ કે પ્રકાશ સાંખી શકાતો ન હોય, આંખે ઓછું દેખાતું હોય અને માથું દુઃખતું હોય, અટકાવવાના સમયમાં નિશાળમાં જતી કન્યાઓનું માથું દુઃખે અને માથે દાહ થાય, બંધકોશને લીધે માથું દુઃખે, ઘણાં આંસુ પડવાથી માથું દુઃખે, ખોરાક ઉલટીમાં નીકળે કે પાણીજેવો ફીણવાળો પદાર્થ ઉલટીમાં નીકળે, મિષ્ટાન્ન કે ભારે ખોરાક ખાવાથી માથું દુઃખે, અને સવારમાં હુમલો થતો હોય. સૂર્ય ઉદય થયાથી અસ્ત થતાસુધી માથું દુઃખે, બપોરના વધારે દુઃખે જમણી આંખ ચોટી જાય અને પ્રકાશથી વધારે ખરાબ રહે, માથાની એક બાજુએ માથું દુઃખે પણ બીજી બાજુએ તે જ વખતે વધારે સખત દુઃખે, સવારના દશ વાગે જમણી બાજુએ માથું દુઃખે, માથાના આગલા ભાગમાં ખેંચાવાજેવું દુઃખવું, માથાની આસપાસ દોરડું વધારે તાણીને બાંધવામાં આવતું હોય તેમ દરદ થવું. જમણી આંખની અંદર તથા ઉપર વેદના થવી, માથું સૂર્યનો ઉદય થતાં દુઃખે અને અસ્ત થતાં મટી જાય, અજવાળું સાંખી શકાતું ન હોય, કપાળ અને નેત્રના ડોળામાં દબાણજેવું અસ્પષ્ટ દરદ થતું હોય, પોપચાં અડચણ અને દુઃખે કરીને ઉઘાડી શકાતાં હોય, માથાંના પાછલા ભાગમાં ભાર જણાવો, આંખો એકઠી થઈ જાય તેવી વેદના થવી, ઉધરસ ખાતાં માથાનો આગલો ભાગ તુટી પડવાજેવું લાગવું, નાકના મૂળમાંથી કપાળસુધી વાને લીધે ફાડી નાંખવાજેવી વેદના થવી, માથામાં કંઇ ઇજા થવાથી તેની અસર વિશેષ

સમય પહોંચવી, માથાની ડાબી બાજુમાં ખીલો ઠોકવાજેવી વેદના થવી, માથામાં એકાએક ધકકો લાગવો, માથાના પાછલા ભાગમાં ગરમી જણાવી તથા ધબકારા થવા, પાછલા ભાગમાં છરીવડે કોઈ કાપી નાખતું હોય તેવી વેદના થવી, જલદી શરદી થઈ જતી હોય, માથાની ખોપરી ઉપર ભીંસાવાજેવું થવું, ખોપરી કોમળ અને સહજમાં લાગણી થઇ જાય તેવી થઈ ગઈ હોય, અને ખુલ્લી હવામાં તે ખરાબ રહેતી હોય, ખોપરીઉપર પાતળા ચીકણા ફોલ્લા થયા હોય, અને તેમાં પાણી ભરાયું હોય, માથા-ઉપર ધોળાં ચાઠાં પડયાં હોય; ખોડો થયો હોય, વાળ ખરી પડતા હોય, દાઢી તથા માથાના આગલા ભાગમાં વિશેષે કરીને ખરી પડતાં હોય, મા-થાઉપર તાલ પડી હોય તેવી ચામડી થઇજવી, માથાઉપર ચળ આવતી હોય.

નં. ૯:—એ લૂ લાગવામાં (sun—stroke) રામબાણ ઉપાય છે. સવારમાં માથું વધારે દુઃખતું હોય, નીચા વળવાથી, હાલવાચાલવાથી, વાંચવાથી, વાત કરવાથી, હસવાથી અને ખુલ્લી હવાથી માથું વધારે દુઃખતું હોય, દાબવાથી, કે દબાણથી, પરસેવો થવાથી અને બેસવાથી કે નીચે સૂઈ જવાથી આરામ જણાતો હોય.

૩. **નેત્ર:**—કોઈ વસ્તુપ્રતિ ધારીને જોવાથી ડોળા દુઃખે, ખુલ્લી હ-વામાં આંસુ આવતાં હોય, સવારમા આંસુ આવે, અથવા દરરોજ નિય-મિત સમયે આંસુ આવે, નેત્રમાં જે દરદોમાં આંખમાંથી આંસુ નીકળતાં હોય તેમાં, નેત્રનો વરમ હોય અને તેમાં દાહ થતો હોય, ચળ આવતી હોય અને ભોંકાવાજેવી વેદના થતી હોય, ડોળો ધીમો હાલતો હોય કે જરાપણ નં હાલતો હોય, ઓછું દેખાતું હોય, અને તે અટકાવની અવ્ય-વસ્થાને લીધે હોય, સ્નાયુના શ્રમને લીધે નિર્બળ દ્રષ્ટશક્તિ થઇ ગઇ હોય— Asthenopia, આમાં આ નં. ૯ ઉત્તમ ઉપાય છે, Hemopia–અર્થાત્ અર્ધા જ પદાર્થો જણાતા હોય, Diplopia—વસ્તુઓ બેવડી જણાતી હોય, Presbyopia—પાસેથી પદાર્થ ન જણાય પણ દૂરથી જણાય, પોપચાં સંકોચાઇ જતાં હોય, અને તે મુખ્યત્વેકરીને સવારમાં સંકોચાતાં હોય, સાંજે તથા રાત્રે સંકોચાતાં હોય, વાંચતી તથા લખતી વખતે વાદળજેવું જણાય, ઝાંખું ઝાંખું જણાય, વાંચતાં અક્ષરો અસ્પષ્ટ જણાય, અથવા પડદામાંથી કે પીંછાંમાંથી જોતા હોઈએ તેવું જણાય, કાળા ડાઘા જણાય, આંખના આગળ તણખા કે તેજની નિશાનીઓ જણાય, એકાએક અંધારૂં થઇ જતું જણાય, દરેક વસ્તુ કાળી થઇ જતી જણાય, અથવા કંઈ પણ ન જણાય,

સવારમાં, સાંજે, ઉપયોગ કર્યા પછી, અને પીઆ કે બીજો પદાર્થ નીકળ્યા પછી દાહ થાય, ચળ આવે, કે વળવળાટ થાય, પુષ્કળ પ્રકાશપ્રતિ જોતાં લમણામાં સોયો ભોંકવાજેવું જણાય, વારંવાર આંખો લુછી નાંખવી પડતી હોય, આંખમાં દાહ થતો હોય કે ચળ આવતી હોય, ઉધરસ ખાવાથી ગાલની નીચે આંસુ વહેતાં હોય, ચાંદાં પડયાં હોય, ભાઠું પડ્યું હોય, ધોળા ડાઘા પડયા હોય, ચળ આવે કે દાહ થાય, આંખમાં રેતી પડી હોય તેવું ભાન થવું. ભમરોમાં ખસ નીકળી હોય, પોપચાંમાં ગરમી જણાય, પોપચાંની બાજુઉપર ચળ આવે કે ગડગુમડ કંઇ નીકળ્યું હોય, ડોળાઓ મોટા થઇ ગયા હોય કે સંકોચાઈ ગયા હોય તેવું ભાન થવું, પોપચાં અને કિનારી લાલ અને ચાંદીવાળી થઇ ગઇ હોય, આંખના ખુણામાં ગડગુમડ હોય, ખીલ નીકળી ગયા પછી પોપચાંમાં વરમ થયો હોય, મજ્જાતંતુની નબળાઇને લીધે આંખો દુઃખતી હોય અને તે સૂર્ય ઉદયની સાથે દુઃખે અને અસ્ત થતાં શમી જાય.

૪. કાનઃ-Otitis-કાનનો વરમ હોય. Otorrhoea-કાનમાંથી પરૂ નીકળતું હોય, કાનમાં બળે, સોજો હોય કે ઉષ્ણતા જણાય, કાનમાં માખી ગણગણવાજેવા, ઘંટડી વાગવાજેવો, ટીંક ટીંક જેવો, કે ઘોંઘાટ જેવો અવાજ સંભળાય. Tympsnic-ટીમ્પેનીકના ખાડાઆગળ સોજો આવવાથી સાંભળતાં અડચણ પડતી હોય કે બહેરાપણું જણાતું હોય, ચાલતાં કાનમાં અવાજ થતો હોય, કાનમાં ચળ આવતી હોય, કાનથી માંડી બોચીસુધી અને ખભાસુધી કે દાંતથી માંડીને કાનસુધી તાણ થવાજેવી કે ભોંકવા જેવો વેદના થતી હોય, કાનની પાછળના ભાગમાં ચળ આવતી હોય.

૬. નાકઃ—નાકમાંથી તીક્ષ્ણ રસ વહેતો હોય તેવું ભાન થવું. જેમના શરીરમાંથી લોહી ઉડી ગયું હોય તેવા મનુષ્યોને શ્લેષ્મ થયો હોય, અને તેમના નાકમાંથી ખારો શ્લેષ્મ નીકળતો હોય. જાડો શ્લેષ્મ નીકળતો હોય, અથવા પાણીજેવો શ્લેષ્મ નીકળતો હોય અને તેની સાથે ગંધ તથા સ્વાદ જતા રહ્યા હોય, લોહી જેના શરીરમાંથી સૂકાઇ ગયું હોય એવા મનુષ્યોના નાકમાંથી Epistaxisલોહી નીકળતું હોય, નાકમાંથી ગંઠાઈ ગએલું લોહી નીકળતું હોય, લોહી પાણીજેવું પાતળું હોય, નીચા વળવાથી કે રાત્રે ઉધરસ ખાવાથી લોહી નીકળતું હોય, ઘણું જ ગંઠાઇ ગએલું લોહી નીકળતું હોય, નાકમાં અથવા નાકના હાડકામાં દાહ થતો હોય, અને મુખ્યત્વે કરીને નાકના મૂળઆગળ દાહ થતો હોય અને અંદર

સોજો હોય, માથામાં શરદી જણાય; સહજ માથામાં શરદી થઈ જતી હોય, રાત્રે માથું વીંટીને જ શરદીથી રક્ષણ કરવાને સૂઇ રહેવું પડતું હોય, શરદીને લીધે પાણીજેવો રસ નીકળતો હોય, અને તેના પછી પાતળી પોપડી બાઝતી હોય, નાકમાં જડતા જણાય, સૂકાઇ ગએલું જણાય, તથા પાછલા ભાગમાં પણ તે જ પ્રમાણે જણાય, સવારમાં નાક નસીકવું પડતું હોય. Hay-હે-જ્વરમાં નાક તથા આંખમાંથી પાણી નીકળતું હોય, નાકના પાછલા ભાગમાંથી ખારાશવાળો તથા પાણીજેવો શ્લેષ્મ નીકળતો હોય, નાકની અંદરની શિરાઓનો સોજો હોય, નાકમાં દાહ થતો હોય, નાકની અંદર ખીલ થયા હોય, પાણીજેવો પદાર્થ નીકળતો હોય લાગણી જતી રહી હોય, નાકની અંદર જડતા જણાય, એક બાજુએ નાક જડ થઈ ગયું હોય, નાકના ઉપરના ભાગમાં શ્લેષ્મલ શિરાઓનો સોજો હોય, નાકમાંથી શ્વાસ લેતાં અડચણ પડતી હોય, નાકમાંથી વાત કરતાં બોલાતું હોય, ઘ્રણેન્દ્રિ જતી રહી હોય કે વિપરીત ઘ્રાણ આવતી હોય, છીંક આવવાનાં દરેક સવારે હુમલો આવતો હોય અને તે છતાં છીંક ખાલી જતી હોય, કપડાં કાઢતી વખતે તથા સાંજે છીંક આવવાથી ખરાબ રહેતું હોય.

૭ **દાંત તથા અવાળુઃ**—દાંતથી પવન સહન ન થઇ શકતો હોય, સ્પર્શ ન સહન થઇ શકતો હોય તથા ચાવી ન શકાતું હોય, ઠંડી તેમ જ ગરમ બન્ને વસ્તુઓ સહન ન થઈ શકતી હોય, ઠંડી હવા અંદર લેતાં ખાતી વખતે, સ્પર્શ કરવાથી કે દબાણથી દાંતની વેદના વધતી હોય, દાંતમાં સાર પડવાજેવું. દાહ થવો, કે વાગવાજેવી વેદના થતી હોય, રાત્રે તથા ખાધા પછી તણાવાજેવું કે ફાડી નાખવાજેવું દરદ દાંતથી કાન અને ગળાસુધી થતું હોય, રાત્રે, મધ્યરાત્રિ પૂર્વે તથા પછીથી દાંત વધારે દુઃખતા હોય, દાંતના મજ્જાતંતુની નબળાઇને લીધે વેદના હોય તથા ચહેરાઉપરના મંજ્જાતંતુની નબળાઇને લીધે વેદના થતી હોય, અને દબાણજેવું દરદ થતું હોય, દરેક ત્રીજે દિવસે દાંત દુઃખતા હોય, દાંત દુઃખતા હોય અને તેની સાથે આંસુ કે થુંક ઘણું જ નીકળતું હોય, અટકાવથી શરૂઆતમાં દાંત વધારે દુઃખતા હોય, વાણીસ્થાનના અવયવો જાણે ઘણા નિર્બળ પડી ગયા હોય તેમ વાત કરતાં અડચણ પડતી હોય, દાંત લાંબા જણાતા હોય, છુટા જણાતા હોય કે મંદ જણાતા હોય, ચાવતી વખતે જડબાના હાડકામાં વેદના થતી હોય, ગાલઉપર સોજો આવ્યો હોય અને તેનો વરમ હોય, દાંતનું ભગંદર હોય. અવાળાં કોમલ

થઇ ગયાં હોય, જલદીથી તેમાંથી લોહી નીકળતું હોય, અને લોહી ખારૂં લાગતું હોય, અવાળુની બાજુઉપર ચાંદાં પડયાં હોય, અવાળું આવ્યાં હોય અને ધબધબ તથા સાર પાડવાજેવું દરદ થતું હોય, અવાળુની ઉપર ભુરા-લાલ રંગનો વાદળીના જેવો સોજો હોય, દરદ ડાબી બાજુથી શરૂ થઇને જમણી બાજુ વધતું હોય.

૮ **સ્વાદ તથા જીભઃ**—સ્વાદ જતો રહ્યો હોય, માથું દુઃખતું હોય અને સવારમાં મુખમાં કડવો સ્વાદ જણાતો હોય, ઉપવાસ કર્યો હોય, અને ખાટો સ્વાદ મુખમાં જણાય તેવો ખોટો સ્વાદ જણાવો, કે ખરાબ સ્વાદ લાગવો; જઠરની કોઇ અવ્યવસ્થા હોય અને જીભ ઉપર સુકો ધોળો થર હોય તથા જીભ પહોળી જણાતી હોય અથવા લાલ ડાઘવાળી જીભ જણાય. જીભ ઉપર ચાંદાં પડયાં હોય કે જીભના ટેરવા-ઉપર દાહ થતો હોય, જીભ ભારે થવાથી બોલતાં અડચણ પડતી હોય, બાળકો બોલતાં મોડું શીખતાં હોય, ખાવાપીવાના પદાર્થમાં સ્વાદ ન જણાતો હોય, જીભઉપર રોમાંચની લાગણી થતી હોય તથા તે લુખીપડી જતી હોય, જીભ બહારથી ભીની અને સ્વચ્છ જણાતી હોય, પાછલા ભાગમાં જીભઉપર આછા રંગનો થર હોય અને કંઈ ભોંકવાજેવી વેદના થતી હોય, જીભ, હોઠ તથા નાક એ ત્રણે લાગણીરહિત થઇ ગએલાં જણાય તથા તેમાં ગલીપચી થતી જણાય.

૯ **મોઢું**—ખરેખરી લુખાશ મોંમાં ન હોય છતાં મોઢામાં લુખાપણું જણાતું હોય, મોઢાની આજુબાજુ મોતીજેવી ચાંદી પડી હોય, અને તેનું કારણ સતત જવર હોય, હોઠમાં ચીરા પડયા હોય. તેમાં દાહ તથા વેદના થતી હોય, હોઠ સુજેલા હોય, જીભ, મોઢું તથા હોઠ સુકાઇ જતા હોય, પારાનો ઉપયોગ કર્યા પછી ઘણું થુંક આવતું હોય, થુંક ખારા સ્વાદનું ઘણુંજ પાણીજેવું પાતળું આવતું હોય, મોઢામાં જે જગો સુજેલી હોય તે ઘણીજ આળી હોય, હડપચી ઉપર ગડગુમડા જેવું નીકળ્યું હોય ખોરાક અડકવાથી મોંમાં તથા જીભ ઉપર જે ચાંદાં પડયાં હોય તેમાં ચળ આવતી હોય કે તેમાં દાહ થતો હોય.

૧૦ **છાતી તથા ફેફસાંઃ**—ચહેરો ભુરો થઈ ગયો હોય, છાતીમાં સોજો જણાય અને તેની સાથે ભીસાવાથી દબાણ જણાતું હોય કે ફેફસાં ઘણાં જ સખત થઇ ગયાં હોય તેમ જણાતું હોય, હાથ બળતા હોય, છાતીના ઉપરના અર્ધા ભાગમાં વેદના થતી હોય અને તે જમણા ખભા તરફ જતી હોય તથા તે ખાધા પછી થતી હોય, છાતીમાં તથા બાજુ

ઉપર બેસવા જેવી **લાગણી થતી હોય**, ઉધરસ ખાતાં તથા દીર્ઘ શ્વાસ લેતાં લાગણી થતી હોય, ફેફસાંનો વરમ હોય અને ઉધરસ ખાવાથી સોજો જણાતો હોય તથા તે સોજો પાકેલો ન જણાતો હોય, અંદર અવાજ થતો હોય, બળખો સ્વચ્છ હોય, ફીણ જેવો હોય, અને બહાર કાઢતાં અડચણ પડતી હોય, ડાબી છાતીમાંથી કાપીનાખવા જેવી વેદના શરૂ થતી હોય, ડાબી પાંસળીઓતળે સોયો ભોંકવા જેવી વેદના થતી હોય, જમણી બાજુમાં સખત વેદના થતી હોય, ક્ષીણતા વિશેષ થવાથી ફેફસાંના પડનો સોજો આવ્યો હોય.

**૧૧ ઉધરસઃ**—શિરાઓનો સંકોચ થવાથી ઉધરસ આવતી હોય અને ફીણ જેવો બળખો નીકળતો હોય, ઉધરસ ખાતા આંસુ નીકળતાં હોય અને પિશાબ ઘણો જોરથી નીકળતોહોય, દીર્ઘશ્વાસ લેતાં, કે ચાલતાં ગલીપચી થાય તેવી ઉધરસ હોય, સુકી ઉધરસ હોય, છાતીમાં અવાજ થતો હોય અને મુખ્યત્વે કરીને સવારમાં ગળફો પડતો હોય, ધોળો ખારાશ પડતો બળખો હોય કે તે લોહીમિશ્રિત પડતો હોય. દિવસે તથા રાત્રે ઉધરસ આવતી હોય, યકૃતમાં વેદના થતી હોય, ખોરાક ઉલટીમાં નીકળતો હોય, લોહીવાળો કે ફીણજેવો પદાર્થ અંદરથી નીકળતો હોય, સવારમાં પ્રધાનપણે ગંઠાઈ ગએલો શ્લેષ્મ નીકળતો હોય, ગળફો ખારાસ પડતો હોય, સવારમાં પડતો હોય, ગળામાં ગઠ્ઠો કે કંઇ ચોટી ગયાજેવું જણાય, ગળું હમણા બંધ થઇ જશે એવો ભય રહેતો હોય અને ગળામાં સોજો હોય તથા વેદના થતી હોય, સોજો આવવાથી કે કાકડો લાંબો થવાથી ઉધરસ આવતી હોય અને સુતા પછી વધારે ખરાબ રહેતું હોય, ચોરીઆ સુજેલા હોય, ચોરીઆઉપર ચાંદી પડી હોય ચોરીઆ પારદર્શક શ્લેષ્મથી ઢંકાયલા રહેતા હોય, કઠણ ખોરાક ગળી શકાતો ન હોય તમાકુ પીનારના ગળામાં ઘણા વખતનો વરમ હોય, ગળામાં કંઠનાળમાં, છાતીમાં અને વૃષણમાં વેદના થતી હોય, ક્ષયરોગ હોય અને ઘણા વખતથી હોય અને લોહીમિશ્રિત ફીણજેવો બળખો પડતો હોય અને તે ખારાશ પડતો હોય, અને તે સુજેલી જગોઉપર થઈને જતો હોય તેવી લાગણી થતી હોય. હડખાઈ ઉધરસ હોય અને ગળામાં ગલીપચી થવાથી તે વધતી હોય, પીળો ગળફો લોહીમિશ્રિત પડતો હોય, દીર્ઘશ્વાસ લેવાથી ટટાર બેસવાથી, ખાલી ગળવાથી, શ્રમ કરવાથી, હાથની મહેનત કરવાથી, ચાલવાથી, વેગથી હાલવાચાલવાથી, ખોટો ખોરાક ખાવાથી અથવા પથારીમાં ગરમ થવાથી ઉધરસ આવતી હોય કે તે વધતી હોય.

**૧૨ હૃદય:—**હૃદય ચિંતાયુક્ત તથા સખત ધડકતું હોય, અને તેથી જરા હાલવા ચાલવાથી, ઉભો રહેવાથી, કે દાદરે ચઢવાથી આખું શરીર હાલી જતું હોય, સુવા જતાં ઉઠતાં કે કોઇ વિલક્ષણ અવાજ સાંભળતાં હૃદય ધડકતું હોય, નાડી જલદી કે ધીમી ચાલતી હોય કે મંદ કે તીવ્ર ચાલતી હોય, હૃદયમાં સખત ભીસાવાજેવી લાગણી થતી હોય, અને તેની સાથે દરેક ત્રીજી ચાલે નાડી વેગથી ચાલતી હોય, અને જાણે કે ફેફસાંને પહોળા થવાનો આવકાશ ન હોય તેમ છાતીની નીચેના ભાગમાં દબાણ થતું હોય, હૃદય તથા નાડીના ધબકારા અનિયમિત થતા હોય, ડાબી બાજુએ સૂવાથી ખરાબ રહેતું હોય, મુખ્યત્વેકરીને કવીનાઈનનો ઘણો ઉપયોગ કરવાથી ખરાબ રહેતું હોય, હૃદયના ધબકારા એક વખતે ધીમા થતા હોય, અને બીજે વખતે જલ્દી થતા હોય, હૃદયનો વિકાસ થયો હોય, નિર્બળતાની તથા પડી જવાની લાગણી સાથે હૃદય ફરકતું હોય અને સુવાથી વધારે ખરાબ રહેતું હોય, હૃદય ધડકતું હોય તેનીસાથે સવારમાં માથું દુઃખતું હોય, ચિંતા રહેતી હોય અને ઉદાસી રહેતી હોય, હૃદયનો કોઇ વ્યાધિ થયા પછી જલોદર થયો હોય, સાંજે પથારીમાં સૂતા પછી હૃદયની નીચે સખત દબાણ થતું હોય, મોટેથી વાંચ્યા પછી હૃદયના પ્રદેશમાં તીક્ષ્ણ વેદના થતી હોય.

**૧૩ બંધકોશ:—**બંધકોશ હોય, સખત બંધકોશ હોય, દસ્ત અનિયમિત થતો હોય, કઠણ અને અપૂર્ણ થતો હોય, અટકાવના દિવસોમાં બંધકોશ હોય, મોટા જથામાં દસ્ત થતો હોય, ઘેટાની લીંડીઓજેવો દસ્ત થવો; ગુદાની અશક્તિને લીધે બંધકોશ હોય; ગુદાનો સંકોચ થયો હોય કે તેમાં ચીરા પડ્યા હોય અને તેમાંથી પછીથી લોહી નીકળતું હોય, ચળ આવતી હોય કે દાહ થતો હોય, ગુદામાં વેદના થવાથી સ્વભાવ ખરાબ થયે જતો હોય; ભિનાશની ન્યૂનતાને લીધે શ્લેષ્મ ભાગમાં સુકાપણું રહેતું હોય, અને બીજા ભાગમાંથી પાણીજેવો પદાર્થ વહેતો હોય; દસ્ત વખતે અડચણ પડતી હોય; ગુદામાં ચીરા પડયા હોય; તેમાંથી લોહી પડતું હોય; અને પછીથી તેમાં ઘણો સોજો જણાતો હોય; ગર્ભાશયની અવ્યસ્થા હોય; ઉપરની આ સર્વ અવ્યવસ્થાની સાથે બંધકોશ સમજવાનો છે જ, અર્થાત્ બંધકોશસાથે આ સર્વ અવ્યવસ્થા હોય તો. દસ્ત વારંવાર જવા છતાં અને દસ્તની ઇચ્છા કરવા છતાં દસ્ત ન થતો હોય, કે દસ્ત ઘણો ઓછો થતો હોય, દસ્ત થયા પછી ચુંક આવતી હોય, અને તે દસ્ત થયા પછી મટતી હોય, યકૃત્‌ના પ્રદેશમાં વેદના થતી હોય.

**૧૪ મૂત્રાદીક અવયવો:**—મૂત્રાશયનો વરમ હોય અને પિશાબ કરતાં દાહ થતો હોય, પિશાબ કરતા પૂર્વે ગુદા તથા મૂત્રના માર્ગનો સંકોચ થતો હોય, પિશાબ કર્યા પછી શિરાઓનો સંકોચ થવાથી એબ્ડોમેનમાં કાપી નાખવાજેવી વેદના થવી, પિશાબ કરતી વખતે મૂત્રાશયમાં કંઇ ભોંકાવાજેવી વેદના થતી હોય તથા દાહ થતો હોય, અને પિશાબ કર્યાં પછી મૂત્રના માર્ગમાં દાહ તથા કપાઇ ગયા જેવી વેદના થતી હોય, પિશાબ કાળો, મેલો, કોફીજેવો, પાણીજેવો ફીકકો, લોહીજેવો લાલ, કે લોહીમિશ્રિત, કે પરૂસાથે કે ઇંટના ભુકાજેવો જેમાં પદાર્થ રહેતો હોય તેવો થતો હોય, પિશાબ કરવાની ઘણી ઇચ્છા થઈ આવતી હોય; પિશાબ અટકાવી શકાતો ન હોય, ઉધરસ ખાતાં, હસતાં, ચાલતાં કે છીંક ખાતાં એની મેળે પિશાબ થઇ જતો હોય, કોઈ પાસે હોય તો પિશાબને બહાર નીકળતાં વાર લાગતી હોય, પિશાબ કર્યા પછી પાતળો ચીકણો પદાર્થ અંદરથી નીકળતો હોય, નામર્દાઈ કે નપુંસકપણું હોય, અશક્તિ હોય, ઘણી તરસ લાગે અને પિશાબ ઘણો થાય. મૂત્રપિંડના પ્રદેશમાં ઉષ્ણતા તથા તાણ જણાતી હોય, રાત્રે ઘણું કરીને વધારે પિશાબ થાય, અને પિશાબને માટે ઘણો વખવ થોભવું પડતું હોય, રાત્રે પિશાબ કર્યાં પછી ટાઢની ધ્રુજારી આવે, પીઠનાં દુઃખે, રાત્રે પરસેવો થાય અને શિથિલતા જણાય. પિશાબની ઇન્દ્રિથી ગ્રંથિઉપર ચળ આવે તથા કંઇ ભોંકાવાજેવી વેદના જણાય, તેમ જ તેના ઉપર પરૂજેવો પદાર્થ જણાય, પરૂ ચોખ્ખું પાણીજેવું પારદર્શક, કે ચીકણું નીકળે, 'નાઈટ્રેટ ઑફ સીલ્વર'ની અંદર પીચકારી માર્યાં પછી. ઘણા વખત પ્રમેહ હોય તેમાંથી પાણીજેવો ચીકણો પારદર્શક પદાર્થ નીકળતો હોય, પીળો કે કાળો પદાર્થ નીકળતો હોય, ઘણા વખતથી ચાંદી થઇ હોય, નપુંસકપણું હોય, પિશાબમાં ધાત જતી હોય; રાત્રે અંદર ચળ આવવાથી ઉંઘ ન આવતી હોય, દુરાચારથી શરીરની નબળાઇ કે લકવો થયો હોય, વૃષણથી પાછળ પિશાબની ઇન્દ્રિ સંકોચાઈ ગઇ હોય, વૃષણમાં ચળ આવે, પ્રમેહ મટી ગયા પછી મૂત્રના માર્ગ ( Urethra ) માંથી પાતળો પદાર્થ વહેવો અને પછીથી ચળ આવવી તથા દાહ થવો, મૂત્રના માર્ગમાંથી નીકળતો પીળો, પરૂજેવો રસ શણના કપડાઉપર નાંખવાથી પ્રમેહજેવા ડાઘા પડવા; પિશાબ વખતે વેદના થવી.

**૧૫ આર્તવ:**—અટકાવ મોડો આવતો હોય કે અટકી જતો હોય અને તેની સાથે મોઢા ઉપર ઉષ્ણુતા જણાય, એબ્ડોમેન ભારે જણાય

અને લોહીમિશ્રિત થુંક નીકળે, અટકાવ ન આવતો હોય તો પાણીમાં મીઠું નાખીને તેમાં બેસવાથી પણ લાભ થાય છે. પ્રથમ એક બે દિવસ ઓછો અટકાવ આવતો હોય, અને પછીથી વધારે આવતો હોય, અથવા દરેક ત્રીજે અઠવાડીએ ઘણો અટકાવ આવતો હોય, ગર્ભાશયનો વિકાસ હોય અને Lumbci–ના પ્રદેશમાં દુ:ખતું હોય; ઉંધા સુવાથી આરામ જણાતો હોય, અટકાવ પૂર્વે માથું દુ:ખે, દાંત દુ:ખે, ચિંતા રહે, શોક જણાય, મૂર્છા આવવાજેવું થાય, શિથિલતા જણાય, ધ્રુજી જવાય, અને લોહીમિશ્રિત થુંક નીકળે, ગર્ભાશયના પ્રદેશમાં ચુંક કે આંકડીજેવું અટકાવ પૂર્વે જણાય અને દાહ, કાપીનાખવા કે ફાડીનાખવાજેવી વેદના કેડના ભાગમાં થાય, અટકાવના દિવસોમાં દિવસે પગ બરફ જેવા ઠંડા રહે અને રાત્રે બળે, અટકાવના દિવસોમાં તથા પછીથી માથું ધબધબ થાય અને દુ:ખે, અને આંખે સોજો આવે, અટકાવના દિવસોમાં ચિંતા, શોક, માથું દુ:ખવું, હૃદય ધબકવું તથા ચુંક જણાય, પગ ઠંડા પાણીમાં મૂકવાથી અટકાવ અટકી જાય, અને પછીથી અશક્તિ જણાયે, માથું દુ:ખે તથા પીઠમાં દુ:ખાવો થાય, અટકાવ ઘણો વહેલો આવે અને ઘણો આવે કે ઘણો મોડો આવે અને ઘણો ઓછો આવે. દરદ થતું થતું નીચે જાય, સવારમાં ખરાબ રહે અને દરદીને નીચે બેશી જવાની ફરજ પડે.

**૧૬ બોચી તથા પીઠ:—**પીઠમાં ઠંડી જણાય, પીઠમાં લાગવાજેવી ઘસાવાજેવી કે જડતાજેવી લાગણી થવી અને તેની સાથે કંઇ ભોંકાતું હોય તેવી લાગણી જણાવી, પીઠના ભાગમાં લકવા જેવી અસર જણાય તથા લકવાજેવું દરદ થવું, અને તેમાં મુખ્યત્વે કરીને નીચાવળ્યા પછી કંઈ લાગવાજેવી કે ભાગીજવા જેવી વેદના થવી, પીઠ તથા જાંગમાં તીક્ષ્ણ ખેંચતાણ થવી વેદના થવી, કરોડ તથા પીઠના પ્રદેશમાં ઉપર તથા નીચે સોજો જણાવો, પીઠમાં દુ:ખાવો થાય પણ દબાણથી ઠીક લાગે, કે ચતા સુઈ રહેવાથી કે કઠણ વસ્તુ ઉપર સૂઇ રહેવાથી આરામ જણાય, કંઇં ઘસાવાજેવી લાગણી પીઠમાં થાય; પીઠને સજ્જડ કરતાં વેદના ઘણી જ વધેલી જણાય, મોટા મનુષ્યોનું અને મુખ્યત્વે કરીને બાળકોનું ગળું તથા પીઠ સુકાઇ ગયેલાં હોય, ગરદન તથા માથાના, પાછલા ભાગમાં કંઈ ભોંકાવાજેવી વેદના જણાય તથા બોચીનો ભાગ અકડાઈ ગયેલો જણાય, લકવો થયો હોય, પીઠના ભાગમાં કરોડની નિર્બળતાને લીધે અલ્પ અંશમાં લકવો થયો હોય, ઉભા થતાં પીઠમાં

વેદના થતી હોય, કરોડને સ્પર્શ કરતાં કે દબાણ કરતાં લાગણી થતી હોય, 'લંબર'-ના ભાગમાં ડાબી બાજુએ દબાણ જણાય; દબાણથી તથા હાલવાચાલવાથી ખરાબ લાગે, પીઠ તથા ખભાઉપર ભાર જણાય, થાપા તથા કટિપ્રદેશમાં ફાડી નાખવાજેવી વેદના જણાય, ગળસુણો હોય અને ગળું ઘણા વખતથી સૂજેલું હોય.

**૧૭ હાથ પગઃ**—હાથમાં, નીચેના પગના ભાગમાં, આંગળીઓ તથા અંગુઠામાં વેદના થાય, હાથ તથા પગઉપર ધોળા ખસનાં ચાંદાં પડેલાં હોય, આંગળીઓ ઉપર ચાંદી પડી હોય અને તેમાં પાણી ભરાયલું હોય, હાથ તથા પગમાં. આંગળીઓ અને પગના અંગુઠામાં જડતા જણાય, તથા ગલીપચી થાય, અને ઘસવાથી ઠીક લાગે, હાથમાં નબળાઇ જણાય, ભાર જણાય તથા નીચે લચી પડતા જણાય. ઘણી જ નબળાઇ તથા થાક જણાય. હાથની આંગળીઓના સાંધાને હલાવતાં અડચણ પડે, હલાવતાં સાંધામાં અવાજ થાય, લખતાં હાથ ધ્રુજે, હથેળીઉપર ચાંદાં પડે, હાથ એની મેળે હાલી જાય, અંગુઠાના સાંધામાં, આંગળીઓના સાંધામાં તથા કાંડાના સાંધામાં કંઇ ભોંકાવાજેવી વેદના થાય, સાંધામાં લાંબા વખતનો સંધિવા હોય, જમણા હાથનો સોજો હોય, ઘુંટણ નબળા હોય, અને જલદી ફરી જતા હોય, થાપા તથા ગરદન સુકાઇ ગએલાં હોય, પગના અંગુઠા વચ્ચે ફાટ પડી હોય, બેસતાં ઘુંટીમાં, નીચલા અવયવમાં જમણા થાપામાં તણાવાજેવી વેદના થતી હોય, પીઠમાં સખત વેદના થતી હોય અને કઠણ પદાર્થ ઉપર સુવાથી આરામ જણાતો હોય, થાપાનો ભાગ રહી ગયો હોય-Sciatica. પગ બળે કે ઠંડી જણાય, પગ તથા હાથ ભારે ભારે લાગે. ઘુંટીમાં કરડવાજેવી વેદના થતી હોય, સમયે સમયે સંધિવા થતો હોય, થાપામાં વેદના થતી હોય, પગ એની મેળે લથડી પડતા હોય અને શાંત રહી શકતા ન હોય, ઉંઘમાં પગ લથડી જાય કે એકદમ ચમકી જાય. ઘુંટી તથા ઘુંટણના નીચેના પ્રદેશની નબળાઈ હોય, ઘુંટી ઘણા વખતથી સુજેલી હોય પગ સ્થિર રહી ન શક્તા હોય, અવયવોના સ્નાયુઓ જાણે ટુંકા હોય તેમ તેમાં તણાવાજેવી વેદના થતી હોય, થાપાના સ્તાયુઓ સંકોચાતા હોય.

**૧૮ ત્વચાઃ**—જે ત્વચાના દરદોમાં પાણીજેવો પદાર્થ અંદરથી નીકળતો હોય, કે ત્વચા ઘણી જ સુકી પડી જતી હોય, ચામડી સ્નિગ્ધ ઘણી રહેતી હોય. નાનાં ગુમડાં હોય, લોહીવાળાં ગુમડાં હોય, ચાઠાં હોય,

હાથની હથેળીમાં ડાઘા હોય, ખોડો હોય, માથાની ખોપરીઉપર ધોળાં ચાઠાં પડયાં હોય, ચામડી મેલી, ગંદી જણાય તથા તે સુકી અને ચીમળાઇ ગએલી જણાય. સતતજ્વરનીસાથે ચામડીઉપર ખુજલી આવતી હોય, ખુજલી આવતી હોય અને સખત કસરત કરવાથી કે વધારે શરીર તપી જવાથી સખત ચળ આવતી હોય. આખા શરીરઉપર ચળ આવે. દાદર થઇ હોય, પ્રમાણ કરતાં વધારે મીઠું ખાવાથી ખરજવું થયું હોય અને તેનો વરમ હોય તથા તે શરૂ થતી સ્થિતિમાં હોય, ખરજવામાંથી ચાંદાં પડે તેવો રસ નીકળતો હોય, વાળના છેડા ઉપર કે પગના ઉપર લાગવાથી વધારે ખરાબ રહેતું હોય, દાઢી ખરી પડતી હોય, કોંઇ જંતુ કરડયાં હોય, મધમાખી કરડી હોય, મચ્છર કરડયા હોય, મોઢાની આસ-પાસ, હાથઉપર, ગુદા અને થાપા ઉપર ખસ, દાદર, ખરજવું વગેરે ત્વચાનાં દરદો હોય, ચાંદાં પડયાં હોય, દાહ થતો હોય અને તેમાં ચોખ્ખું સ્વચ્છ પાણી ભરેલું જણાય, કોણીના ખાડામાં, ઘુંટીમાં, અને જંઘાના ખાડામાં ખસ, દાદર વેગેરે હોય, બળીઆ હોય, થુંક ઘણું નીકળતું હોય, સુસ્તી જણાય, ઓરી હોય, આંખમાંથી ઘણું પાણી નીકળતું હોય, તથા, મુખમાંથી થુંક ઘણું નીકળતું હોય, ઉપર ઉપરનાં ચાંદાં હોય, તે લાલ, રોષવાળાં (angry) હોય, ચળ આવતી હોય અને તેમની આસપાસ રસ ભરેલો જણાય, પરૂ નીકળતું ન હોય, સાંધાના વળમાંથી તીક્ષ્ણ રસ નીકળે; ઉંડો ઘા પડયો હોય અને ઉપર પોપડી બાઝી હોય, ચાઠાં પડયાં હોય, માથાઉપર ચાંદાં પડયાં હોય, આખા શરીરે ટાંકણીના માથા જેટલાં ચાંદાં પડયાં હોય અને તેના પૂર્વે ચહેરા ઉપર ઉષ્ણતાની અસર જણાતી હોય, ચાઠાં લાલ અને દુઃખપ્રદ થતાં હોય, ચામડીઉપર ચાંદાં પડયાં હોય અને તેમાં રસ ભરાયો હોય, ચામડીને સ્પર્શ કરતાં વેદના થતી હોય કે સ્પર્શ કરી ન શકાય તેટલી કોમલ થઇ હોય. ચામડીઉપર સોજો આવ્યો હોય અને તેમાંથી અમુક ભાગમાંથીપીળો ચીકણો પદાર્થ નીકળતો હોય, અંદરથી પાતળો પાણીજેવો પદર્થ નીકળતો હોય; પ્રસંગે આજુબાજુની ચામડી ઉતરી જતી હોય.

**૧૯ જ્વરઃ**—ટાઈફોઈડ જ્વર, સતત જ્વર, સ્કારલેટ–scarlet જ્વર વગેરે તમામ પ્રકારના જ્વર કે જેમાં સુસ્તી, ફેર, પાણી જેવી ઉલટી વગેરે ખરાબ ચિહ્નો પ્રતીત થયાં હોય તે સર્વમાં; ભેજવાળી હવામાં, નીચાણવાળા પ્રદેશમાં, કાદવવાળી જગોમાં કે નવી ખેડેલી જ-

મીનપાસે રહેવાથી સાદો કે સતત જ્વર આવતો હોય, દિવસના જૂદા જૂદા ભાગમાં તાવ ચઢે ને પરસેવો ન થાય અથવા દશ વાગે સવારે ટાઢ વાય અને બપોર સુધી રહે, વળી તેના પૂર્વે તાવ આવી ગયો હોય અને વારાફરતી તાવ તથા ટાઢ ચઢયા કરે, તેની સાથે બરડો ફાટે, માથું ધબક ધબક થઇને દુઃખે, તરસ લાગે અને પરિણામે ખોટો અને શ્રમિત કરનાર પરસેવો જણાય અને પરસેવો થયા પછી માથું દુઃખવું વગેરે મટી જતાં હોય. હઠીલો તાવ હોય, તરસ અને ઉલટીથી ટાઢ ઉતરી જતી હોય. માથામાં સખત વેદના થતી હોય, તાવ ઘણા વખતનો હોય અને યકૃત્ તથા પ્લીહ વૃદ્ધિને પામેલાં હોય, હંમેશાં ટાઢ વાય, અને મુખ્યત્વે કરીને બરડાના ભાગમાં તથા બીજા ભાગમાં ઉષ્ણતાની ન્યૂનતા જણાય, અને બપોર પછીના ભાગમાં બંધકોશ જણાય, સંધિવાજન્ય જ્વર હોય, ધાવતાં બાળકોને ઉધરસ સાથે જ્વર હોય, દિવસના બીજા ભાગમાં તથા મુખ્યત્પે કરીને સાંજના ભાગમાં જ્વર હોય અને હાથપગ બરફ જેવા ઠંડા પડી જતા હોય, રાત્રે પુષ્કળ પરસેવો થતો હોય, દરદીને ટાઢનાં સ્વપ્ન આવતાં હોય. અશક્તિ જણાય, માથું દુઃખે અને તરસ લાગે, ખસ દબાઈ ગયા પછી નિત્યનો જ્વર આવતો હોય.

---

## પ્રકરણ ૧૦ મું.

### નં. ૧૦ નેટ્રમફોસ Nat Phos

નેટ્રમફોસફોરીકમ, ફોસ્ફેટ ઓફ સોડા, સોડીઅમ ફોસ્ફેટ, વગેરે આ ક્ષારનાં નામો છે. આ ક્ષારને સખત બુચ દીધેલી શીશીમાં રાખી મૂકવાની જરૂર છે.

ખટાશ–Acid, ની પેઠે શરીરમાં સર્વવ્યાપક જેવિ છે. ખટાશ જૂદા જુદા રૂપમાં શરીરમાં દુઃખદ સ્થિતિ પ્રકટે છે; શરીરમાં જે રસો રહેલા છે તેમાં એલ્કેલી અને એસીડ બે રહેલાં છે. પણ એસીડની ન્યુનતા કદી પણ થતી નથી, કારણ કે તે સકરણ પદાર્થ છે, એને તે એલ્બ્યુમેનની પેઠે જ્યારે યોગ્ય આહાર લેવામાં આવે છે ત્યારે તે પૂરતા પ્રમાણમાં શરીરમાં વિદ્યમાન રહે છે. શરીરમાં જેમ નં. ૧ કેલકેરીઆ ફોસનું યોગ્ય પ્રમાણ હોવાની અગત્ય છે,–કારણ કે તે એલ્બ્યુમેનસાથે

મળીને હાડકાં તથા શિરાઓને રચે છે–તેમ **ફોસ્ફેટ ઓફ સોડા–નં. ૧૦** ના પુરતા પ્રમાણની પણ જરૂર છે, કારણ કે તે **એસીડ–સાથે** મળીને નવા પદાર્થને ઉત્પન્ન કરે છે, આથી એ સ્પષ્ટ થાય છે, કે એસીડની શરીરમાં વૃદ્ધિ થઇ ગઇ છે એમ કહેવું, એ વસ્તુતઃ ખોટું જ છે. પણ વસ્તુતઃ **નં. ૧૦** ની ન્યુનતા થએલી છે, એમ કહેવું એ જ યોગ્ય છે.

જે અકરણ પદાર્થોમાં ક્ષારો છે તેમાં જ **ખરી રીતે** પદાર્થોને **રચવાની શકિત** રહેલી છે. સકરણ પદાર્થોમાં રચવાની શક્તિ નથી જ. તે ઇંટ જેવો છે. ઇંટ જો કંઇ પોતાની મેળે રચી શકે તો આ સકરણ પદાર્થો કંઇ કરી શકે. કડીઆને ઈંટો આપવામાં આવે તો તે ઘર બાંધી શકે છે. પણ જો કડીઓ ન હોય તો ઈંટો એની મેળે પડી રહે છે તેમ સકરણ પદાર્થો પોતાની મેળે કંઇ જ કરી શકતા નથી, પણ જ્યારે અકરણ પદાર્થો તેમને કામમાં લે છે ત્યારે તે વડે શરીરરૂપી ઘર રચાય છે.

જઠરરસમાં એલ્કેલીના પુટ સ્થિત ક્ષારનું પ્રમાણ ન્યૂનાધિક થયું હોય છે, ત્યારે અંદર ઉભરો (ferment) આવે છે અને તેથી અજીર્ણ વગેરે થાય છે, પિત્ત ઘટ્ટ થઈ જાય છે તથા પીત્તજન્ય અતિસાર કે બીજી પિત્તજન્ય અવ્યવસ્થા થાય છે. આવી અવ્યવસ્થા માટે **નં. ૧૦** આપતાં તે શમી જાય છે. ( **નં. ૧૧** પણ આપવાથી લાભ થાય છે. ) આવી અવ્યવસ્થા થવાનું કારણ અકરણ પદાર્થ–ક્ષારની ન્યુનતા જ છે એ આપણને સુસ્પષ્ટ થાય છે જ. તોપણ એલોપથી સંસ્થાના દાકતરો તેને **બાઈ**કલોરાઇડ ઓવ મરકયુરી—( Bichloride of mercury ) આપે છે છે, કે બીજી કોઇ ઉતેજક દવા આપે છે. ભુખ્યા માણસને શું આપવાથી લાભ થાય છે ? ખોરાક કે કોઈ દવા ? ખોરાક જ તે પ્રમાણે આવી અવ્યવસ્થામાં **નં. ૧૦** ની ન્યુનતા થએલી હોય છે અને તેની જ અંદર જરૂર હોય છે અને તે આપવાથી જ લાભ થાય છે.

આ ક્ષાર લોહી, મગજના પુટો તથા મજ્જાતંતુ અને પુટોની મધ્યે રહેલા પ્રવાહી રસમાં રહેલો છે. બાળકોના ઘણા વ્યાધિમાં આ નંબર કામ આવે છે અને તેમના ઘણાખરા વ્યાધી આ નંબરથી શમે છે. તેનું કારણ આ છે. બાળકોનો મુખ્ય આહાર દુધ અને ખાંડનો હોય છે અને આ ક્ષારની સત્તા લેકટીએસીડ તથા યુરીકએસીડ એ બે ઉપર છે. એ બેને તે નિયમમાં રાખે છે. આ બે ખાટા પદાર્થનું **નં. ૧૦** પૃથક્કરણ

કરી નાખે છે અને તેથી લોહીમાં વધેલી ખટાશ તથા તેનાથી ઉત્પન્ન થતી અવ્યવસ્થા દુર થઇ રહે છે.

સંધિવા તથા પગના તળીયામાં પણ આ **નં. ૧૦** સારો ગુણ કરે છે અને તેમાં તે વપરાય છે. આનું કારણ એ છે કે **નં. ૧૦** ની ન્યુનતા થવાથી શરીરમાં રહેલું યુરીકએસીડ સોડા સાથે મળિ જઇને યુરિકઓવ સોડાને ઉત્પન્ન કરે છે અને તેથી સંધિવા તથા પગનો નજળો ઉત્પન્ન થાય છે; સંધિવા તથા નજળાને લીધે જ્વર આવતો હોય છે તો તેમાં પણ **નં. ૧૦** અપાય છે.

અજીર્ણમાં આ ક્ષાર ગુણ કરે છે. કારણ તે ચરબી વગેરેનું પણ તે પૃથક્કરણ કરે છે. તેથી ઘી વગેરે ચરબીવાળા પદાર્થોથી થતા અજીર્ણમાં **નં. ૧૦** આપતાં લાભ થાય છે. **નં. ૧૦** નવી થતી ચરબીને અટકાવે છે.

કૃમિ પણ **નં. ૧૦** થી મટી જાય છે કારણ કે કૃમિ લેકટીક એસીડપર જીવે છે અને લેકટીક એસીડને **નં. ૧૦** ઉપર જણાવી ગયા પ્રમાણે નિયમમાં રાખે છે. જેથી કૃમિને આહાર નહિ મળતાં તે નાશ પામે છે.

વળી **નં. ૧૦** ની તંગી થતાં **નં. ૧** ની પણ ન્યુનતા થાય છે કારણ કે, **નં. ૧** ખટાશથી ઓગળી જાય છે. અને તેથી **નં. ૧૦** ની ન્યૂનતા થતાં **નં. ૧** ની પણ ન્યૂનતા થઈ રહે છે, તેથી **નં. ૧૦** આપવા છતાં જેમાં લાભ ન જણાય તેમાં જરૂર જણાતાં **નં. ૧** આપતાં લાભ થાય છે જ.

**૧ મન**—સ્મરણશક્તિ નિસ્તેજ જણાય, કે જતિ રહેલી જણાય, યાદ આવતાં અડચણ પડતી હોય, વિચાર કરતાં અશક્તિ જણાતી હોય લોભવૃત્તિ ન રહેતી હોય, સહજ બાબતમાં ચીડાઇ જવાતું હોય, ઉશ્કેરાઇ જવાતું હોય, રાત્રે ચાલતાં ટેબલ ખુરશી કે એવા બીજા ઘરના પદાર્થો માણુસ હોય, તેવી કલ્પના થતી હોય, અથવા સાથેના ઓરડામાં કોઈ માણુસના પગનો અવાજ સંભળાતો હોય.

**૨ માથું**—જઠરના અવ્યવસ્થા હોય અને ફેર આવતા હોય, કપાળમાં દુઃખે, અથવા ખોપરીનો ભાગ જાણે ઘણો જ ભરાઇ ગયો હોય તેમ તેના ઉપર વેદના થવી. સવારમાં ઉઠતાં માથું દુઃખે, માથાનો ટોચનો ભાગ જાણે તે ફાટી જશે તેમ દબાણ તથા ઉષ્ણતા જણાવી.

લમણાં દુ:ખવાં. અટકાવના સમયમાં બપોર પછીના ભાગમાં દુ:ખે, દહી ખાધા પછી માથુ દુ:ખે, પેટમાં દુખે, તથા ખાટો ફીણ જેવો પદાર્થ ઉલટીમાં નીકળે અને માથું દુ:ખે. જીભના પાછળના ભાગમાં મલાઇ જેવો થર હોવો.

**૩ નેત્ર**—સવારમાં પોપચાં ચોંટી જાય તથા તેમાંથી પીઆ નીકળે આંખોમાં દાહ થાય, ચળ આવે અને લાલચોળ થઇ હોય, પોપચાં ભારે જણાય તથા કિનારી ઉપર ચળ આવે, ઓરી નીકળી ગયા પછી પ્રકાશનો ઘણો ભય જણાતો હોય, જાણે કે આંખનિ આડે પડદો હોય તેમ ઝાંખું જણાવું તથા દષ્ટિઆગળ ઝાંઝવાં જણાવાં. ડાબો ડોળો સુકાઇ જવો; ઘસાયું હોય તેમ સોજો આવતો. આંખમાંથી સોના જેવો પીળો મલાઈ જેવો પદાર્થ નીકળવો. આંસુ નીકળવાં અને તેથી દાહ થવો. આંખને ગેસલાઇટથી ઇજા થવી. Photophibia—નામનો રોગ હોય, વાંચતી વખતે આંખો સુજેલી રહે. આંખઆગળ તણખા જણાય, જંતુઓથી થતી અડચણને લીધે આંખે માલકું જણાતું હોય.

**૪ કાન:**—જમણા કાનમાં ચળ આવવી તથા દુ:ખવું, કાનની બહારના ભાગમાં દાહ થવો તથા ચળ આવવી, જમણા કાનનિ બુટમાં દાહ થવો, તે એટલે સુધી તણાવી કે તેમાંથી લોહી નીકળે. એક કાન ગરમ તથા ઉનો રહે અને તેમાં વારંવાર ચળ આવે, કાનના દુખાવાની સાથે જઠરની અવ્યવસ્થા હોય, સૂતી વખતે ઉંચેથી સાંકડા પાત્રમાં પાણી પડતું હોય તેવી લાગણી થવી, કાનના મધ્ય ભાગમાંથી Eustachian-નળી સુધી ગલીપચી થવી, કાન ભરાઇ જવો, કાનનો બહારનો ભાગ સુજેલો રહે અને પીળાં મલાઈ જેવાં ચાઠાં પડેલાં જણાય, કાનમાંથી મલાઈ જેવો પદાર્થ નીકળવો.

**૫ નાક:**—ડાબું નાક દુ:ખે, સોજો આવ્યો હોય અને ચાઠાં પડયાં હોય; નાકમાં કંઇ ખોસવાથી આંખમાં પાણી આવી જાય. નાકના મૂળનો ભાગ ભરાયલો જણાય, નાકમાંથી ગંધાતો શ્વાસ નીકળે. ચળ આવે, અને તેનું કારણ પેટમાં એસીડ—ખટાશ વધી હોય કે કૃમિ થયા હોય, માથામાં શરદી થઇ હોય અને નાકમાંથી પીળો મલાઇ જેવો પદાર્થ નીકળતો હોય.

**૬ ચહેરો:**—ચહેરો ભુરો થઇ ગયો હોય અને ડાઘા આવતાહોય તથા જતા રહેતા હોય. મજ્જાતંતુની નિર્બળતાને લીધે ચહેરાના ભાગમાં દુ:ખે, ચળ આવે, કે તીક્ષ્ણ વેદના થાય. મુખ તથા નાકની

આસપાસ ધોળી છારી જણાય અને કૃમિ થયા હોય તેવું સૂચવાય. જમણા નીચલા જડબા આગળ ખુણા આગળ સોજો હોય; પ્રસંગે તેમાં તીક્ષ્ણ વેદના થતી હોય, ચહેરાના સ્નાયુઓ આંતરડામાં કૃમિ થવાને લીધે સંકોચાતા હોય, મોઢાઉપર ઘણી ચળ આવતી હોય, મુખ્યત્વે કરીને નાકઉપર આવતી હોય.

૭ દાંતઃ—કૃમિવિકારને લીધે ઉંઘમાં બાળકો દાંત કકડતાં હોય.

૮ જીભઃ—જીભઉપર પાછલા ભાગઉપર જાડો, પીળો, મલાઇ જેવો થર બાઝેલો હોય; કોઇ પણ પ્રકારની અવ્યવસ્થામાં આવો થર હોય તો નં. ૧૦ ની ન્યૂનતા જ સૂચવે છે, સવારમાં ચાલતાં ખરાબ સ્વાદ જણાય, જીભઉપર ચાંદાં પડયાં હોય અને મધ્યમાં કાળું ભુરૂં ટપકાજેવું જણાય, જીભની બાજુએ ઉપર ફીણજેવું થુંક જણાય, જીભઉપર ધોળો ખરાબ થર હોય, જાણે કે ગળામાં કંઇ ભરાઈ જતું હોય અને તેથી બોલી શકાતું ન હોય, તેવું ભાન થવું, ખાટો સ્વાદ જણાવો. સવારમાં ઉઠતાં જીભઉપર પાતળો ભીનો થર જણાય; જીભ જાણે પીળી ખાંડથી ઢંકાઇ ગએલી હોય તેવી જણાય.

૯ મુખ; ગળું:—ચોરીઆમાંથી રસ વહેતો હોય, અવાળાં આવ્યાં હોય, મોઢાના પાછળના ભાગમાં પીળો મલાઈ જેવો થર હોય, ગળામાં સુજેલું જણાય; ચોરીઆનો વરમ હોય અને તેની સાથે પીળો મલાઇ જેવો ભીનો થર હોય, ગળામાં કંઇ થયું હોય અને કઠણ પદાર્થો ગળી જવાથી ઠીક લાગતું હોય, પ્રવાહી પદાર્થ ગળતાં ખરાબ રહેતું હોય જીભ ચોખ્ખી હોય. જીભના પાછલા ભાગમાંથી ધોળો બળખો નીકળતો હોય. 'ડીપ્થેરીઆ' ન હોય પણ તે હોય તેમ ગળું સુજયું હોય, જીભના પાછલા ભાગમાંથી જાડો પીળો શ્લેષ્મ નીકળે, રાત્રે વધારે ખરાબ રહે, દરદી જાગી જતો હોય, તેણે ઉઠવું જ જોઇએ અને ગળું સાફ કરવું જ જોઇએ. ગળામાં ટાંકણી ખોસવા જેવી વેદના થવી, ડાબા ચોરીઆમાં ધબધબ જવું, ગળામાં કોઈ ગાંઠીયો હોય તેવી લાગણી થવી, આખા ગળામાં તથા મોંમાં જડતા જણાવી.

૧૦ રુચિઃ—રુચિ જતી રહેલી કે ઘણી વધી ગએલી જણાય, બીર, આલ્કોહલ, કે વધારે સ્વાદવાળા પદાર્થો ખાવાની રુચિ થાય, રોટલી તથા માખણ કે ઘી ન ભાવે, ઉબકા આવે, અને ખોરાક નહિ પણ ખાટો રસ તથા જામી ગએલા દહીં જેવો પદાર્થ ઉલટીમાં નીકળે, જે જઠરની

અવ્યવસ્થા સાથે જીભ ઉપરખાટો, ખાટા ઓડકાર આવે, ભીનો, મલાઈ જેવો અને પીળો થર હોય તે સર્વમાં નં. ૧૦ વાપરવો જોઇએ.

**૧૦ જઠરઃ**—અજીર્ણ ઘણા વખતનું હોય, જમ્યા પછી બે કલાક પછી વેદના થતી હોય; ચરબીવાળા પદાર્થો ખાવાથી અજીર્ણ થયું હોય, ખાટા ઓડકાર આવે, ઘણી ખટાશ વધી હોય, ખાટો રસ કે કાફી જેવો પદાર્થ અંદરથી ઉલટીમાં નીકળતો હોય, પેટમાં વેદના થતી હોય અને પેટ વધ્યું હોય, જઠરના દરદનો હુમલો વારંવાર દિવસમાં થતો હોય, જરા પણ ખોરાક ખાધા પછી જઠરના એક જ ભાગમાં વેદના થતી હોય, અને પેટમાં ચાંદી પડી હોય, કૃમિને લીધે પેટમાં દુઃખતું હોય, આંતરડામાં વેદના થતી હોય અને બેચેનીવાળી ઉંઘ આવતી હોય, બંધકોશ સખત હોય, ચુંક આવે, દબાણ જણાય અને ખટાશ વધી હોય ચાલતાં ચુંક આવે, બાળકને ચુંક આવે, અને ખટાશ વધ્યાનાં ચિહ્ન જણાય તથા ઉલટીમાં દહીં નીકળે, પેટમાં ખાલી લાગે, પિત્ત જોઇતા પ્રમાણમાં ન હોવાથી ચરબીનું પૃથક્કરણ થઇ તેનો ઉપયોગ શરીરમાં ન થતો હોય.

**૧૨ અતિસારઃ**—ખટાશ વધવાથી દસ્ત થાય, દસ્ત લીલો, માટીના રંગનો, ખાટો ગંધાતો થતો હોય, એક દિવસે બંધકોશ જણાય અને બીજે દિવસે દસ્ત થાય, ગુદામાં કૃમિને લીધે ચળ આવે, રાત્રે પથારીમાં ગરમી થતાં ખરાબ રહે, અને ખંજવાળવું જ પડે, ગુદામાં સોજો આવે, ખટાશ વધે, નાક આગળ ચળ આવે, ચહેરાના અવયવો સંકોચાય, ગુદામાં નિર્બળતાની લાગણી જણાય, દસ્ત રોકી ન શકાતો હોય, ચુંક સાથે દસ્ત થાય; લોહીથી મિશ્રિત દસ્ત થાય, ઉનાળામાં દસ્ત થાય, મુરબ્બા જેવો દસ્ત થાય અને મુરબ્બા જેવું પરૂ પડે, આંતરડામાં દરેક જાતના કૃમિ થયા હોય અને તેને લીધે નાક ઉપર ચળ આવતી હોય, ગુદા આગળ ચળ આવે, બેચેની જણાય અને ઉંઘ ન આવે.

**નં. ૧૦ થી** કૃમિ ઓછા થાય છે માટે તેનો ઉપયોગ ખાવામાં કરવો જોઇએ તેમ ડુશવડે પણ તેનો ઉપયોગ કરવો જોઇએ.

**૧૩ મૂત્રાદિક અવયવોઃ**—મૂત્રાશયનો સંકોચ હોય, અશક્તિ હોય, પેટમાં ખટાશ વધવાથી બાળકોને અનિયમિત પિશાબ થતો હોય, Poyuris—ઘણો જ પિશાબ થાય, પિશાબ ઘણો ઓછો થાય, પિશાબ

થાય અને તેની સાથે સંધિવા હોય, હંમેશાં હાજત થતી હોય, પિશાબની ધારા અટકી જતી હોય, પિશાબ વખતે જોર કરવું પડતું હોય, પિશાબ વારંવાર થતો હોય, પિશાબ અટકાવી ન શકાતો હોય, અને પિશાબ વખતે બળત્રા થતી હોય, સ્વપ્નવિના રાત્રે ધાતુ જતી હોય, ધાતુ પાતળી પાણી જેવી થઇ ગઇ હોય, વૃષણ તથા ધાતુના સંબંધવાળી તંતુઓ અંદર સંકોચાતા હોય.

ગર્ભાશયમાંથી ખાટો, એસીડવાળો પાણી જેવો, મલાઈ જેવો પીળો પદાર્થ વહેતો હોય તો નં. ૧૦ લેવો જોઇએ, પ્રદરમાં મલાઇ જેવો, મધના જેવા રંગનો કે તીક્ષ્ણ પાણી જેવો પદાર્થ વહેતો હોય, અટકાવ ફીકકો, પાતળો પાણી જેવો આવે, અંદરથી વહેતો પદાર્થ ખાટો ગંધાય અને તેથી દરદી માંદો પડે, દરેક મહિને અટકાવ અનિયમિત આવે અને તેની સાથે માથાનો આગલો ભાગ દુઃખે; અટકાવ પછી ઘુંટણના તંતુઓ ટુંકા થઇ ગયા હોય, અટકાવના પહેલાં ઉંઘ ન આવે અને ઉશ્કેરાઇ જવાય. અટકાવના દિવસોમાં પગ બરફ જેવા દિવસે રહે અને રાત્રે દાહ થાય, ગર્ભાશયનો વિકાસ થએલો હોય, અને અંદર પેસી જતી લાગણી જણાય, સવારમાં મંદગી જણાય, ઉલટી ખાટી થાય, ઉબકા થાય અને ખાટા ઓડકાર આવે.

**૧૪ હૃદય તથા છાતીઃ**—હૃદયના ભાગમાં ધ્રુજ જણાય. હૃદયમાંથી કોઇ ગઠ્ઠો કે પરપોટો ઉઠીને ધોરી નસમાં પેસી ગયો હોય એમ ભાન થવું, દાદર ચઢતાં વિચિત્ર અવાજથી હૃદય ધડકતું હોય, હૃદયના મૂળમાં વેદના જણાય, અને તેથી અવયવે, તથા પગના અંગુઠાનું દરદ ઓછું થતું હોય, શરીરના જૂદા જૂદા ભાગમાં નાડી જણાતી હોય, છાતીમાં દુઃખાવો થાય, દાબવાથી કે દીર્ઘ શ્વાસ લેવાથી તે વધે.

**૧૫ અવયવોઃ**—કાંડામાં દુઃખે, જમણું કાંડુ તથા ડાબો ઘુંટણ નબળો જણાય, સંધિવાજન્ય વેદના હાથની આંગળીઓના સાંધામાં મુખ્યત્વે કરીને હોય, સાંધામાં તાડો થાય, ફાટે, અને સોજો હોય, હાથની પાછળના સ્નાયુઓ સંકોચાય, વેદના એકદમ હૃદયમાં જતી હોય, જમણા ખભાના સાંધામાં તથા બીજા અવયવોમાં સંધિવાજન્ય વેદના હોય, હાથ થાકી ગએલા લાગે, લખતાં હાથ ધ્રુજે, ઘુંટીઓ જાણે સજજડ તાણી બાંધી હોય તેમ લાગે, ઘુંટણમાં દુઃખ થાય, ઘુંટીમાં દુઃખ થાય, જંઘા અંદર તણાય, જમણા થાપામાં દુઃખે, ઉઠતાં અક્કડતા જણાય,

તંતુઓ ઘણા ટુંકા થઈ ગએલા જણાય, ચાલતાં પગ એકદમ લથડી જાય; જાણે પગને લકવો થઈ જશે એમ જણાય, ચાલતા સ્થિરતા ન રહે, જમણો અંગુઠો ડાબી બાજુ તરફ સંકોચાય, દાદરો ચઢતાં થાક લાગે, રાત્રે પગ બળે, પરસેવો ખાટો ગંધાતો હોય, જ્યાં એસીડની વૃદ્ધિ થવાથી સંધિવા થયો હોય તે તમામ સંધિવામાં નં. ૧૦ ચાલે છે.

**૧૬ નિદ્રાઃ**—આખો દિવસ સુસ્તી રહે પણ ઉંઘ ન આવે, બેઠાં બેઠાં ઉંઘી જવાય, જલદી જાગી જવાય, વર્ષાદ ગાજે ત્યારે ગભરાઇ જવાય, કૃમિવિકારજન્ય વ્યથાને લીધે બેચેની જણાય, રાત્રે દાંત કકડે, બુમ પાડે, ગુદામાં ચળ આવે અને નાક ઉપર ચળ આવે, સ્વપ્ન આવે તે ભય પમાડનાર તથા મરેલાનાં આવે.

**૧૭ ત્વચાઃ**—ખરજવું હોય, સોજો હોય કે ગડગુમડ હોય અને તેમાંથી ખાટો મલાઇ જેવો પીળો પદાર્થ નીકળતો હોય, આખાં શરીરે ફોલ્લાં હોય. અને તે માખીના કરડવાથી થયા હોય તેવા હોય અને તેમાં ઘણી જ ચળ આવતી હોય, મધપુડા જેવાં ચાઠાં પડયાં હોય, નાનાં બાળકોને ચામડી ઉપર સોજો આવ્યો હોય ( નં. ૪ સાથે વારાફરતી ) ગુદામાં ચળ આવે.

---

## પ્રકરણ ૧૧ મું.

### નં. ૧૧ નેટ્રમ સલ્ફ. NAT–SULPH.

**નેટ્રમ** સલ્ફયુરીકમ, ગ્લોબર્સસોલ્ટ, **સલ્ફેટ** ઓવ સોડા, વગેરે આ ક્ષારનાં નામો છે. આ ક્ષાર શરીરમાં રહેલા પુટોના મધ્યમાં રહેલા રસમાં રહેલો છે. આ ક્ષારનું મુખ્ય કામ શિરાઓ, લોહી તથા શરીરના બીજા ભાગમાં રહેલા જલને નિયમમાં રાખવાનું છે. નં. ૯ શરીરમાં વિવિધ ભાગમાં જલની વ્યવસ્થા કરે છે. એ આગળ આપણે જણાવી ગયા છીએ જ. અને નં. ૧૧ વધારે પાણી હોય છે તેને કાઢી નાખવાનું કામ કરે છે. લેકટીક એસીડનું સોડીઅમ ફોસ્ફેટ ( નં. ૧૦ ) સાથે મળવાથી પૃથક્કરણ થાય છે અને જે જળને બહાર નીકળી જવાની જરૂર છે એવા જલને ઉત્પન્ન કરે છે. હવે આ જલને બહાર કાઢી નાખવા માટે નં. ૧૧ ની યોગ્ય પ્રમાણમાં શરીરમાં જરૂર છે.

ઉષ્ણ ઋતુમાં પાણીની વરાળ સૂર્યના તાપથી થાય છે અને તે

વરાળ વાતાવરણમાં રહેલી છે, જે શ્વાસવાટે ફેફસામાં થઇને લોહીમાં પ્રવેશે છે. જે નિર્બળ પ્રકૃતિના છે, જેમનું જઠર મંદ છે તેમને આથી મેલેરીઆ જ્વર વગેરે અવ્યવસ્થા થાય છે કારણ, કે શરીરમાં યોગ્ય પ્રમાણમાં **નં. ૧૦—સોડીઅમ** સલ્ફેટ નહિ હોવાથી રુધિરની ગતિ મંદ હોય છે અને તેથી જે વધારાનું પાણી શરીરમાંથી નીકળી જવું જોઇએ તે નીકળી જતું નથી. રસાયણશાસ્ત્રની દષ્ટિથી કહીએ તો **સોડીઅમ** સલ્ફેટનું, એક દ્વયણુકમાં પાણીના બે દ્વયણુકને બહાર કાઢવાનું સામર્થ્ય રહેલું છે. આ એક જ ક્ષાર શરીરમાં ઓછો થવાથી વિવિધ વ્યવસ્થા કેવી રીતે શરીરમાં થાય છે તે અત્ર આપણને સુસ્પષ્ટ થશે કે ઉનાળામાં કે બીજે પ્રસંગે ઉપર જણાવ્યા પ્રમાણે લોહીમાં કે પુટોની મધ્યમાં રહેલા ભાગમાં જલ પ્રમાણથી વિશેષ થઇ જવાથી ટાઢ, આવવી, જ્વર, કોલેરા Yellow–યલો જ્વર, પિત્તજ્વર તથા બીજી ઉનાળાની ઋતુમાં થતી અવ્યવસ્થા થાય છે; કારણ કે શરીરમાં **નં. ૧૦** યોગ્ય પ્રમાણમાં નહિ હોવાથી જે વધારાનું જલ છે તે બહાર નીકળી શકતું નથી. આપણે જ્વરમાં આવતી એક ટાઢનો જ દષ્ટાંત લેઇએ, કે તે કેવી રીતે જલની વૃદ્ધિ થવાથી આવે છે "Chill ટાઢ" ની યથાર્થ વ્યાખ્યા કોઇ જ વૈદ્યકશાસ્ત્ર કરી શક્યું નથી અને આપણને તેની **યથાર્થ** વ્યાખ્યા અન્ય ઠેકાણેથી મળતી પણ નથી. જે વ્યાખ્યા તે આપે છે તે કાં તો અર્થવગરની કે કાં તો ઉપરથી મોટી ડોળવાળી હોય છે. જીવનરસાયનવિદ્યા ટાઢની વ્યાખ્યા આ પ્રમાણે કરે છે. જ્યારે લોહીમાં પ્રમાણ કરતાં વધારે પાણી ભરાય છે ત્યારે શરીરની બીજી શિરાઓ વગેરેને જોઈતું પોષણ મળતું નથી. આથી શરીરમાં એક જાતનો ગભરાટ ( Panic ) ઉત્પન્ન થાય છે. હવે શરીરમાં કુદરતી રીતે વધારાના જલને બહાર કાઢી નાખનાર ( **નં. ૧૦** ) આ ક્ષારના અણુઓ નહિ હોવાથી કુદરત બીજો માર્ગ લે છે. કુદરત આ પાણી બહાર કાઢી નાખવાનો પ્રયત્ન કરે છે, જેથી અસ્વાભાવિકપણે શિરાઓ, સ્નાયુ તથા મજ્જાતંતુનો સંકોચ થાય છે અને જોરથી વધારાનું પાણી શરીરની બહાર કાઢી નંખાય છે; આથી જ ટાઢ આવી ગયા પછી પરસેવો થાય છે. હવે જો **નં. ૧૦** આ સ્થિતિમાં આપવામાં આવે છે, તો ટાઢ અટકી જાય છે અને નથી આપવામાં આવતું તો લગભગ ૪૮ કલાકમાં તે પાછી ફરી આવે છે, કારણ કે લોહીમાં વધારાનું પાણી એકઠું થવાને લગભગ તેટલો સમય જાય છે.

કોઇ તાવ ( Ague ) વાળા દરદીને કોઇ પર્વતઉપર જવાદો અને

તેને તેની ઉપરની સુકી હવા લેવા દો. તેનો તાવ તરત જ જતો રહેશે, કારણ એ છે કે તેને ઓક્સીજનનો પુરતો જથો મળવાથી તેના શરીરમાં વધારાના રહેતા જલની વ્યવસ્થા થઇ રહે છે.

ઉનાળામાં તથા શરદઋતુમાં જ્યારે તાવનો પ્રચાર ચાલતો હોય છે ત્યારે નં. ૧૧ લેવાથી તે ઉપદ્રવ શમે છે, લ્યુકોમીઆ નામના વ્યાધિમાં પણ નં. ૧૧ ગુણ કરે છે, આ વ્યાધિમાં લોહીમાં લાલ કરતાં શ્વેત અણુઓ વધી જાય છે, તથા પ્લીહનો સોજો અથવા શિરાઓની ગ્રંથિઓનો સોજો થાય છે, કારણ કે નં. ૧૧ લ્યુકોસાઇટમાંથી જલને ખેંચી લેઇને તેનું પૃથક્કરણ કરી દે છે, વળી નં. ૧૧ મૂત્રલ ( Diuretic ) પણ છે, કારણ કે તેનાવડે અધિક મૂત્ર મૂત્રના માર્ગમાં ખેંચાઇ આવે છે, વળી પિત્તજન્ય જ્વર વગેરે અવ્યવસ્થામાં પણ નં. ૧૧ ગુણ કરે છે. કારણ, કે તે પિત્ત વધેલું હોય છે તો તેને યોગ્ય પ્રમાણમાં તે આણે છે, જાડું હોય છે તો તેને પાતળું કરે છે તથા તેના યોગ્ય માર્ગમાં તેને પ્રેરે છે, મૂત્ર નીકળતું બંધ થઇ જાય કે દરદીને પિશાબનું ભાન ન થતું હોય અને અજાણતાં ઉંઘમાં થઈ જતો હોય તોપણ નં. ૧૧ વપરાય છે. વળી જે સૂક્ષ્મ શિરાઓ ( Gapillary ) છે તે ત્રુટવાથી લોહી નીકળે છે તો દોઢ ગ્રેઇન આ ક્ષાર લેવાથી તે બંધ થઇ જાય છે, મોટું આંતરડું શિથિલ થઈ જવાથી તે કામ નથી કરી શકતું તો તેમાં પણ નં. ૧૧ ચાલે છે.

**ખાસીઅત:**—મેલેરીઆ-જ્વરજન્ય અવ્યવસ્થા હોવી, જઠર તથા પિત્તજન્ય અવ્યવસ્થા હોવી; દરદનું વારંવાર સ્થાન બદલાવું, ડાબી બાજુ સુવાથી દરદ વધવું, ભેજવાળી હવા, નીચાણવાળી કે ભેજવાળી જગોને લીધે દરદ થયું હોય કે તેને લીધે દરદ વધતું હોય, કોઇ પણ પ્રકારનું પાણી ગ્રહણ કરવાથી વધારે ખરાબ રહેવું, સુકી હવામાં, ખુલ્લી હવામાં, આરામ જણાવો, પાણીવાળાં શાકભાજી કે માછલાં ખાવાથી દરદની વૃદ્ધિ થવી. જીભઉપર મેલો, લીલો-ભુરો થર પાછળના ભાગમાં હોવો.

**૧ માનસ અવ્યવસ્થા:**—બીજા સમયમાં તથા મુખ્યત્વે કરીને સવારમાં ચિંતા રહે, ભય, રહે, નિરાશા રહે, નિરુત્સાહ જણાય, આનંદ-જનક સંગીતથી અપ્રસન્નતા થતી હોય, અને નિરુત્સાહ પ્રકટે તથા આંસુ આવતાં હોય, વિચાર કરવાની શક્તિ ન જણાય, શરીર કે મનના કોઇ પણ કામની ઇચ્છા ન થવી; પિત્તને લીધે મગજ ઉશ્કેરાયલું રહેતું હોય; કોઇને બોલાવવાનું કે કોઈની સાથે બોલવાનું મન ન થતું હોય,

માથામાં કંઇ ઇજા થયા પછી મગજમાં અવ્યવસ્થા જણાય, પ્રસંગે ગાંડપણ જણાય અને તેની સાથે ઉદાશી રહે, મન નબળું જણાય, જીવનમાં કંઇ વિશેષ પ્રાપ્તવ્ય ન જણાય તથા અવિચારી થઇ જઇને આપઘાત કરવાનું મન થાય; ગોળી મારીને મરી જવામાંથી ઘણી અડચણે પોતાથી રહી શકાતું હોય, ભારે, ચિંતાવાળાં અને ભયંકર સ્વપ્ન જણાવાં, ફેર આવે.

૨ **માથું**:—પિત્તની વૃદ્ધિ થવાથી કે જઠરની અવ્યવસ્થા થવાથી ફેર આવે અને તેની સાથે મોંમાં કડવો સ્વાદ જણાય, અને પરસેવો થવાથી આરામ જણાય, મગજના મૂળમાં સખત વેદના થાય, ચક્કર આવે તથા સુસ્તી જણાય અને તેની સાથે માથું દુઃખે, પડી જવાથી કે વાગવાથી ઇજા થએલી હોય અને પછીથી માનસિક વેદના થાય, ચાલતાં બન્ને લમણાંમાં વાગવાજેવી વેદના થવી, માથાના ઉપરના ભાગમાં ફાટી જાય એવી વેદના થાય તથા દાહ થાય અને ધબકારા જણાય, પિત્તજન્ય અતિસાર હોય, ઉલટીમાં પિત્ત નીકળે અને ચુંક આવે અને તેની સાથે માથું દુઃખે, માથે લોહી ચઢે, લોહી નાકમાંથી નીકળવા છતાં માથાનો ભાર ઉતરેલો ન જણાય, માથામાં એક પ્રકારની આછી લાગણી થાય, નીચા વળતાં તે વધે, જાણે માથું ડાબા લમણાપ્રતિ ધસી પડતું હોય તેમ લાગે, ઉધરસ ખાતાં માથું ફાટી જતું જણાય, માથાના આગલા ભાગમાં સૂર્ય અસ્ત થયા પછી મથાળાઉપર દબાણ જણાતું હોય, હાથવડે માથું દબાવવાથી, શાંતિથી તથા નીચે સૂઈ રહેવાથી આરામ જણાય, વિચાર કરવાથી માથું વધારે દુઃખે, માથે સુસ્તી જણાય, દુઃખે અને મેલેરીઆની અસર હોય, વાંચતી વખતે માથું દુઃખે, ઉષ્ણતા જણાય તથા પરસેવો થાય, માથું લચી પડે, અને તે જમણીબાજુપ્રતિ લચી પડે, માથાના પાછલા ભાગમાં દુઃખે, પેટમાં દાહ થાય અને ત્યાર પછી જમણા લમણામાં ખીલો કોઈ બેસતું હોય તેવી વેદના થાય, મોંમાં કડવો સ્વાદ લાગે તથા શિથિલતા જણાય. સવારે કે સાંજે માથું દુઃખે, કપાળના ભાગમાં દબાણ જણાય અને જમ્યા પછી તેની વેદના વધે, માથાના મૂળમાં સખત ચીરી નાખવાજેવી વેદના થાય, માથું પાછળના ભાગમાં તણાય, માથે લોહીનો જમાવ થાય અને ચક્કર આવે, ખોપરી ઉપર ઇજા થવાથી તેની અસર રહી ગઇ હોય, ખોપરીની ટોચઉપર કીડી ચાલવા જેવી વેદના થાય, માથું ઓળતાં દુઃખે, માથે લાલ ગાંઠો જેવા ફોલ્લા નીકળે.

૩ નેત્રઃ—પોપચાઉપર નાની નાની ચાંદી પડી હોય, લીલું પરૂ નીકળે અને પ્રકાશનો ઘણો જ ત્રાસ થતો હોય, સવારમાં પોપચાં ચોટી જાય, જમણી આંખમાં દાહ થાય, પોપચાંની કોરઉપર દાહ થાય અને આંખમાંથી આંસુ નીકળે. પોપચાં ઉપર મોટાં ચાંદાં પડેલાં જણાય, આંખમાંથી આંસુ નીકળતાં હોય તે દાહ કરતાં હોય તથા ઓછું જણાતું હોય, સવારમાં, સાંજે અને દેવતાપાસે ખરાબ રહેતું હોય, આંખો નિર્બળ હોય, નેત્રમાં સળવળાટ થાય, ડોળો જાણે ગરમ હોય તેમ લાગવું, આંખમાં રેતી હોય તેવું જણાવું, આંખ આગળ પડદો જણાવો, નાક સાફ કર્યા પછી તણખા જણાય.

૪ કાનઃ—જાણે કાનમાંથી કંઈ પરાણે નીકળતું હોય તેમ લાગવું; કાનમાં ઘંટના જેવો અવાજ થવો, અંદર જમણા કાનમાં ફાટી જવાજેવી વેદના થવી. કાન દુઃખે. શ્લેષ્મલ શિરા ઉપર કંઈ ગડગુમડ થવું. કાનમા તીક્ષ્ણ વીજળીજેવી વેદના થવી. ભેજવાળી હવામાં સુવાથી, કે ઠંડી જગેમાંથી ગરમ જગોમાં જવાથી વધારે વેદના થવી.

૫ નાકઃ—ચળ આવવાથી નાકે ઘસવાનું મન થાય, આગળના ભાગમાંથી શ્લેષ્મ નીકળે, ગળફો કે શ્લેષ્મ ખારાશ પડતો હોય, ગળામાં બળે તથા લુખાપણું જણાય. નાક સજ્જડ થઇ જાય, નાકના મૂળમાં ભરાયલું જણાય તથા વેદના થાય. સવારમાં લીલા રંગનો પોપડો નાક નસીકતાં નીકળવો, અટકાવ પૂર્વે નાકમાંથી લોહી નીકળે, નાકમાંથી દુર્ગંધ આવે, તેમાં સોજો આવ્યો હોય. ચાંદી પડી હોય, પરૂ ને અજવાળામાં નાખતાં તે લીલું થઇ જતું હોય; નાકમાં ચાંદા પડયાં હોય, સવારે તથા દિવસના ભાગમાં ચોખાજેવો, ભુરો ગળફો નીકળતો હોય, નાકના પાછળના ભાગનો શ્લેષ્મ હોય, નાકમાંથી જાડો પીળો પદાર્થ નીકળતો હોય.

૬ ચહેરોઃ—પિત્તવિકારને લીધે ચહેરો પીળો, ફીક્કો કે કમળાવાળો થતો હોય, ચહેરાઉપર ચળ આવે, દાઢીઉપર ફોલ્લા કે ખીલ હોય અને તેને અડકવાથી બળતરા બળતી હોય, ઉપરનો હોઠ સુકો હોય, ચામડી ઉતરી જતી હોય, મરીની પેઠે ચામડી બળતી હોય, રાત્રે મોઢાના ખુણાઉપર દાહ થતો હોય, ખાધા પછી મોઢાઉપર પરસેવો થાય.

૭ દાંતઃ—ઠંડા પાણીથી કે ઠંડી હવાથી દાંત દુઃખતા હોય તો આરામ જણાય, તેમ જ તંબાકુ પીવાથી પણ આરામ જણાય. ઉના

પદાર્થો પીવાથી દુઃખ વધે, ઉપરના અવાળામાં ચાંદું પડયું હોય, દેવતાની પેઠે તેમાં દાહ થતો હોય, પરૂ નીકળે અને પછીથી તેમાં તાણુ જેવું થતું હોય, નીચલું અવાળું દુઃખ ન થાય તેવું આવ્યું હોય. દાંતમાં લપલપ થતું હોય, ઉનો કોઈ પદાર્થ પીવાથી ખરાબ રહેતું હોય.

૮ **મોઢું**:—મોંમાં કડવો સ્વાદ જણાય અને જીભના મૂળ ઉપર મેલો ભુરો થર હોય, મોઢું હંમેશાં ચીકણા જાડા, લીલા ભુરા પદાર્થથી ભરેલું રહેતું હોય, જીભઉપર તથા અંદરના ગળાના ભાગમાં દાહ થાય, તથા ચળ આવે એવાં ચાંદાં પડયાં હોય; જીભના ટેરવાઉપર બળતરા બળે, જીભના મૂળઉપર મેલો લીલો-ભુરો કે ભુરો-ધોળો થર હોય, જીભ તથા મોં લુખાં પડી જાય, સ્વાદ જતો રહે, ખાધા પછી થુંક ઘણું આવે, થુંકતાં જાડો, ચીકણો ધોળો બળખો નીકળે, અવાળાં લાલ થયાં હોય, મોઢામાં તથા ગળામાં જડતા જણાય તથા ખડબચડાં લાગે, અંદરનો મોઢાનો ભાગ, સ્પર્શ કરતાં સુજેલો જણાય, તાળવે સોજો હોય, ચાલતાં ગળું સંકોચાય, ગળું લુખું પડી જાય, તરસ ન લાગે તથા ગળતી વખતે કોઇ ગઠ્ઠો ગળામાં ભરાયો હોય તેવું ભાન થાય, સવારમાં ખારાશ પડતો બળખો અંદરથી નીકળે, પાછલા ભાગમાંથી જાડો પીળો પદાર્થ નીકળે; રાત્રે વધારે ખરાબ રહે; રાત્રે જાગી જવાતું હોય, તેણે ઉઠીને ગળું સાફ કરી નાંખવું જ જોઇએ, ગળાની નીચે ફાડી નાખવાજેવી વેદના થાય તથા ગલીપચી થાય, ગળામાં ચાંદી તથા સોજો હોય, કઠણ પદાર્થો ગળતાં ગળામાં સંકોચ થતો હોય, કાકડો તથા ચોરીઆનો વરમ હોય, ચોરીયા ઉપર ચાંદી હોય, ઠંડું પાણી કે ઠંડા પદાર્થો પીવાની ઘણી તરસ લાગતી હોય, પાણી પીવાની ઈચ્છા વિના હંમેશાં તરસ લાગતી હોય.

૯ **છાતી**:—બાળકોને ભીની (Humid) ઉધરસ હોય અને તેમાં ઠંડી કે ભેજવાળી હવાથી વિકાર થતો હોય, તથા છાતીમાં અવાજ થતો હોય, મુખ્યત્વે કરીને ઠંડી હવામાં શ્વાસ ટુંકો થઇ જતો હોય; સનીત હુમલો થતો હોય અને લીલો પરૂવાળો બળખો પુષ્કળ પ્રમાણમાં નીકળતો હોય, ભેજવાળી વર્ષાદની ઋતુમાં હંમેશાં ખરાબ રહેતું હોય; કોઈ પણ પ્રકારનો શ્રમ કર્યા પછી હુમલો થતો હોય; ખાધા પછી ઉલટી થાય અને સવારમાં છુટો ગળફો પડતો હોય. પૂરો દીર્ઘ શ્વાસ લેવાની હંમેશાં ઈચ્છા રહ્યા કરતી હોય પણ તેને લીધે છાતીની જમણી બાજુમા વેદના થતી હોય; પાછળથી ડાબી બાજુમાં પણ વેદના થતી હોય, શ્વાસ

લેતાં અડચણ પડતી હોય અને તેને લીધે આંખો બહાર નીકળતી જણાય, બારી તથા બારણાં ઉઘાડાં રાખવાં જ પડતાં હોય, વર્ષાદ ગાજે તે જ વખતમાં હુમલો થતો હોય, ઉધરસના વખતમાં ઘણો સોજો આવે, પથારીમાં બેસી રહેવું પડતું હોય અને છાતી બે હાથે દાબી રાખવી પડતી હોય, કારણ કે દાબવાથી આરામ થતો હોય, ઉલટીમાં લીલું પાણી નીકળતું હોય અને તેની સાથે 'ડીપ્થેરીઆ' (diptheria)–ગળાનો સોજો અંદર હવા જતી બંધ થાય અને તેની સાથે તાવ આવે.

પેટઃ—ઠંડો ખોરાક, ઠંડા પીવાના પદાર્થો, શાકભાજી તથા ફળથી દસ્ત થતા હોય, ખાધા પહેલાં ઉબકા આવે, ઉલટીમાં લીલું પાણી નીકળે, ખાટો શ્લેષ્મજેવો પદાર્થ નીકળે અને તેની સાથે ચુંક આવે, ખાધા પછી તથા સાંજે હેડકી આવે, હંમેશાં ઉબકા થયા કરે, ઉલટીમાં પિત્ત નીકળે તથા મોંમાં કડવો અને ખાટો સ્વાદ જણાય; માથામાં ચક્કર આવે, ખટાશ વધી હોય અને જઠરની તેની સાથે અવ્યવસ્થા હોય. સવારમાં ઉઠયા પછી પેટમાં દાહ થાય, તથા વેદના થાય; નાસ્તો કર્યા પછી ઠીક લાગે, પેટમાં ભારે લાગણી જણાય, ખાધા પછી દિવસના ભાગમાં કડવો કે સ્વાદવિનાનો પદાર્થ અંદરથી નીકળે. ઉબકાની સાથે પેટના ખાડામાં કંઇ વાગતું હોય તેવી લાગણી થાય. પિત્તનો હંમેશાં સ્વાદ આવે; પેટમાં ચાંદી પડી હોય; ખાધા પછી એક સ્થાનમાં વેદના થાય, યકૃત્ જાણે ફાટી જશે તેવી તેમાં વેદના થવી. યકૃત્માં કાપી નાખવાજેવી કે દુઃખવાજેવી વેદના થાય, અને ડાબી બાજુએ સુવાથી વધારે ખરાબ જણાય. યકૃત્નો ભાગ સુજેલો જણાય તથા સ્પર્શ કરવાથી કે હલાવવાથી વેદના થાય. દીર્ઘશ્વાસ લેવાથી યકૃત્ના ભાગમાં વેદના થાય તથા કંઇ ભોંકાવાજેવું જણાય. કમરની આસપાસ તાણીને કપડું પહેરી શકાય નહિ. પિત્તાશયના ભાગમાં કે છેલ્લી પાંસળીના ભાગમાં વેદના થાય, ખુલ્લી હવામાં ચાલતાં પિત્રાશયની ડાબી બાજુમાં વેદના થાય કમળો થયો હોય, પિત્તજન્ય ચુંક હોય, ઉલટીમાં પિત્ત નીકળે, કડવો પદાર્થ નીકળે. અને ચીડાવાથી કમળો થયો હોય, ઘણો જ અભ્યાસ કે મગજનું ઘણું જ કામ કરવાથી યકૃત્ની અવ્યવસ્થા હોય, એબ્ડોમેનના ભાગમાં સંકોચજેવી વેદના થતી હોય, તથા દાહ થતો હોય, અને તે વેદના છાતીસુધી વધતી હોય તથા શ્વાસ સંકોચાઈ જતો હોય અને પછીથી દસ્ત થતા હોય, એબ્ડોમનમાં વેદના થતી હોય અને તે ભાગને ચાંપી કરવાથી આરામ જણાતો હોય. એબ્ડોમેનથી પાછળના ભાગસુધી

અસ્પષ્ટ ક્રમમાં કાપી નાંખવાજવી ભારે વેદના થતી હોય. એબ્ડોમેનમાં આમવાયુ થયો હોય અને અંદર ગરબડાટ ઘણો થતો હોય, પીઠમાં કંઇ વાગ્યું હોય તેવી વેદના થતી હોય અને તેની સાથે ચુંક આવતી હોય અને પછીથી શ્રમ જણાતો હોય, આંતરડામાં ભીસાવાજેવી લાગણી થતી હોય, જમણી સાથળના ભાગમાં ચુંક આવે, અને તે આખા પેટસુધી વધતી હોય, રાત્રે ડુંટીની આસપાસ પેટ ફાડી નાખવાભેવી વેદના થાય, ગંધાતિ વાછુટ થયા પછી પિત્તાત્મક મળ નીકળતો હોય. એબ્દોમેનમાં ટ્યુબરકીલોસીસ નામના જંતુઓ એકઠા થયા હોય, દારૂડીઆને અજીર્ણ અને અશક્તિ હોય, ત્યારે આક્ષાર વપરાય છે.

**૧૧ મુત્રાદિક અવયવો:**—મુખ્યત્વે કરી જ્યારે ગુદા કે જનનેંદ્રિયની આસપાસ કંઇ વૃદ્ધિજેવું હોય ( Condylomata ) અને તેની સાથે દાઢીવાળા ભાગમાં ચહેરાઉપર કે માથાની ખોપરીઉપર ફોલ્લીજેવું કંઇ થયું હોય ત્યારે નં. ૧૧ એ ઉત્તમ ઉપાય છે. પિશાબને રાખતાં પીઠના ભાગમાં વેદના થતી હોય, પિશાબની સાથે પિત્ત જતું હોય, પથરી હોય, પિશાબમાં ઇંટાળાજેવો કે રેતીજેવો પદાર્થ જતો જણાય, સવારમાં પીળો કે ધોળો પદાર્થ પિશાબમાં ઠરી રહેતો જણાય, પિશાબમાં પરૂ જાય, પિશાબ વખતે કે પિશાબ કર્યા પછી દાહ થવો, વારંવાર પિશાબની હાજત થવી, ઘરની બહાર ફરતાં બપોરના ભાગ પછી બન્ને સાથળના ભાગમાં ફાડી નાખવા જેવી વેદના થાય, અને પિશાબની હાજત થાય તથા મૂત્ર ઘણું જ નીકળતું હોય, રાત્રે ઘણો જ પિશાબ થતો હોય, પિશાબમાં પથ્થરના અણુઓ જણાય અને તેની સાથે સંધિવા હોય, ઘણા વખતનો પ્રમેહ હોય અને તે લીલું, પીળું, જાડું વેદનાવિનાનું પરૂ નિકળીને બંધ થઇ ગયો હોય, ઇંદ્રિયમાં ચળ આવતી હોય, પુરૂષની ઇંદ્રિયમાં ઉપર ચળ આવે, પ્રદર હોય, અને તેમાં તીક્ષ્ણતા જણાય તથા દાહ થાય, અને અટકાવની સાથે સવારમાં દસ્ત થાય, ચુંટ આવે, તથા બંધકોષ રહેતો હોય, પ્રસુતિ થયા પછી પ્રદરનો વ્યાધિ થયો હોય, ચાલતાં ચાલતાં અટકાવ આવી જતો હોય. અટકાવ પૂર્વે નાકમાંથી લોહી નીકળતું હોય, ચુંકની સાથે અટકાવ રહી રહીને આવતો હોય, તથા થોડો આવતો હોય, અટકાવ ઘણો થોડો આવતો હોય, તીક્ષ્ણ હોય, અને આંચો સુજી જતી હોય અને તેની સાથે દસ્ત થતા હોય. દસ્ત થોડો થતો હોય તથા ગંધાતા લોહીસાથે થતો હોય, સવારની માંદગી જણાય, મોઢામાં કડવો સ્વાદ જણાય, તથા ઉલ્ટીમાં કડવો પદાર્થ નીકળે,

ગર્ભ રહ્યા પછી કેટલાંક અઠવાડીયાં પછી સખત જવર આવે, અને પછી શિથિલતા ઘણી જણાય, બેચેની જણાય, ઉંઘ ન આવે, રુચિ જતી રહેલી જણાય, મોઢામાં ખરાબ સ્વાદ લાગે, તરસ લાગે, જીભ લાલ હોય, અને માથું દુઃખે.

**૧૨ હાથ પગઃ**—હાથ તથા પગમાં ગલીપચી થાય, તથા તે રહી જતા હોય તેમ જણાય, આંગળીઓના સાંધામાં મુખ્યત્વે કરીને સંધિવા હોય, દરદ એકદમ હૃદયસુધી વધી જતું હોય, હાથના પાછલા ભાગઉપર, હાથની હથેળીઓમાં, આંગળીઓમાં તથા નખની તળે વેદના થતી હોય, આંગળીઓ અક્કડ થઈ જતી હોય, તથા સોજો હોય, હાથમાં બળ જણાતું ન હોય, ઉઠતાં તથા લખતાં હાથ ધ્રુજે, હથેળીઓ સુજેલી હોય, અને તેમાંથી પાણીજેવો રસ નીકળતો હોય, ચાંદી થઇ ગયા પછી બન્ને થાપાની વચમાં ભુરા ડાઘા જણાય, રાત્રે પગમાં ઉષ્ણુતા જણાય, અંગુઠામાં ચળ આવે, પગમાં વા હોય, થાપામાં વેદના હોય, અને તે વધીને ઘુંટણસુધી જતી હોય, ઘુંટણમાં કળતર જણાય, અને સાંધાંમાં ફાટ થાય, ડાબા થાપાના સાંધામાં વેદના થાય અને તેથી દાદરે ચઢતાં અડચણ પડે, બેસતો કે ઉભા થતાં પણ અડચણ પડે; રાત્રે દરદીને જાગવું પડતું હોય, દરદ એકાએક આવે અને એકાએક જતું રહે, હાથ પગ થાકી ગયાજેવા જણાય, ‘ સાએટીકા ’—થાપાના મજ્જાતંતુંની નબળાઇથી થતો વ્યાધિ હોય, અને બેસતાં ઉઠતાં, કે પથારીમાં આમથી તેમ ફરતાં અડચણ પડતી હોય, કોઇ પણ સ્થિતિમાં આરામ ન જણાતો હોય, હાથઉપર તથા જાંઘની વચમાં ફોલ્લા થયા હોય, દાઢીઉપર તથા માથાની ખોપરીઉપર ફોલ્લા થયા હોય, ઉંઘમાં હાથ પગ તણાતા હોય, શિથિલતા જણાય, શ્રમ જણાય, કંટાળો આવી ગએલો જણાય; અવયવોમાં વેદના થતી હોય, અને તેને લીધે વારંવાર સ્થિતિ બદલવી પડતી હોય, જમણી બાજુ ધ્રુજે.

**૧૩ નિદ્રાઃ**—સુસ્તી જણાય, થાક જણાય, અને પિત્તજન્ય પ્રકૃતિ તેની સાથે હોય અને કમળો થઇ ગયો હોય, સવારમાં સુસ્તી જણાય ઉંઘ આવે, સાંજે ઠીક લાગે, રાત્રે સ્વપ્ન આવે તેની અસર સવારમાં જણાય, અને પિત્તજન્ય અવ્યવસ્થા તેની સાથે હોય, ઉંઘી ગયા પછી ભયથી ચમકીને ઉઠી જવાય; સ્વપ્નમાં દરદી ઉડવાની કલ્પના કરતો હોય, સ્વપ્નમાં પાણી ઘણું જણાય, તથા કોઇ પોતે તેમાં ડુબી ગયાનું ભાન થાય

અપમાન થયાનું કે લડવાનું સ્વપ્નમાં જણાય, લોકો લડતા હોય, તેમાં ગુંથાઇ ગયા હોય તેવું સ્વપ્ન આવે, પેટમાં વાયુ ગુંચાવાથી જાગી જવાતું હોય.

**૧૪ જ્વરઃ**—ઈન્ટરમીટન્ટ, સતત જ્વર હોય, અને તેની સાથે યકૃતૂની અવ્યવસ્થા હોય; કમળો હોય, અને પિત્તજન્ય અતિસાર હોય, ભેજવાળી હવાથી તાવ આવ્યો હોય, અને તેની સાથે પિત્ત ઉલટીમાં નીકળતું હોય, કે કાળા રંગની ઉલટી થતી હોય, અને મુખ કડવું થઇ જતું હોય, અંદર ટાઢ વાતી હોય, માથાના ઉપરના ભાગ ઉપર ઉષ્ણ લાગણી રહેતી હોય, તરસવિના પરસેવો થતો હોય, ટાઢ વાય તથા સાંજે તાવ આવે, બરફ જેવી ઠંડી જણાય, અને ટાઢ વાય તથા તાવ આવે અને ટાઢ વાય, એમ વારાફરતી થયા કરે. અંદર ઠંડી જણાય અને બગાસુ આવે; અટકાવના વખતમાં ટાઢ આવે, મેલેરીઆનાં ચિન્હ હોય, પિત્તજન્ય રિમિટન્ટ જ્વર હોય, યલો-જ્વર ( Yellow ) હોય, અને મુખ્યત્વે કરીને જીભ ઉપર મેલો, લીલો, ભુરો, કે લીલો ભુરો થર હોય.

**૧૫ ત્વચાઃ**—પિત્ત પ્રમાણ કરતાં વધારે વધવાને લીધે ત્વચાઉપર વિકૃતિ થઈ ગઇ હોય, અને તેમાંથી પીળું પાણી નીકળતું હોય, આંખો, માથાની ખોપરી, ચહેરો, છાતી તથા ગુદા વગેરેની આસપાસ ફોલ્લા-જેવું થતું હોય, દરેક વસંતઋતુમાં ત્વચાનું દરદ થતું હોય, ચામડીઉપર પીળાં ચાઠાં પડેલાં હોય, ચામડીઉપર વરમ હોય, અને તેમાંથી પાણી જેવો પીળો પદાર્થ નીકળતો હોય, કપડાં કાઢી નાખતી વખતે ચામડી ઉપર ચળ આવતી હોય, નખના મૂળમાં વરમ હોય, અને તેમાંથી પરૂ નીકળતું હોય; ( ચામડીનાં દરદોમાં હલકી પાવરનો ક્ષાર વાપરવો. )

---

## પ્રકરણ ૧૨ મું.

### નં, ૧૨, સીલીકા, સીલીશીઆ Silica, Silicea.

**સીલીકા, સીલીશીઆ, સીલીશીઅસ** માટી, શુદ્ધ ચકમક. **કવાર્ટ્ઝ, સીલેક્સ** વગેરે આ ક્ષારનાં નામો છે. મનુષ્યના શરીરમાં આ ક્ષાર કેવા ક્રમથી અસર કરે છે તથા રાસાયણિક ક્રિયા કેવી રીતે થઇને તેનાથી લાભ થાય છે તે સ્પષ્ટ જાણવામાં નથી. બાયોકેમીસ્ટ્રીના સંબંધમાં જેમણે જેમણે પુસ્તકો લખ્યાં છે તે સર્વ માત્ર સામાન્ય ક્રિયાનું જ આ

ક્ષારનું સ્વરૂપ જણાવે છે. આ ક્ષાર સામાન્ય ક્વાર્ટઝ નામના પથ્થરનો બનેલો છે અને તે વાળ, નખ, ત્વચા, મજ્જાતંતુના પડમાં તથા અસ્થિ, વગેરેમાં રહેલો છે; જે ભાગ પાકપર ચઢયો હોય તે ભાગ સત્વર પાકી જાય અને તેને માટે આ ક્ષાર વાપરવામાં આવે છે. વરમની પ્રથમ ભૂમિકા માટે નં. ૪ તથા નં. ૫ આપવા જોઈએ, એ આપણે તે તે નંબરના પ્રકરણમાં જણાવી ગયા છીએ જ, પણ આથી જો વરમ ન અટકી જાય અને તે ન વેરાઇ જાય તો નં. ૧૨ તરત આપવો જોઈએ, આ ક્ષારના અણુઓ તીક્ષ્ણ ધારવાળા છે અને તે કુદરતી આકર્ષણના નિયમને અનુસાર જે ઠેકાણે કાર્ય કરવાનું હોય છે તે ઠેકાણે એકત્ર થાય છે અને તે નસ્તરની પેઠે ત્વચા, શિરાઓ, ગડગુમડ આદિને ભેદી નાખે છે અને જે સકરણ નકામો પદાર્થ છે તેને બહાર નીકળી જવાને માર્ગ કરી આપે છે. કુદરતને કાર્ય કરવામાટે સાધનની જરૂર છે અને તે આ બાર ક્ષારને સાધનરૂપ બનાવે છે. જ્યારે શરીરમાં નં. ૧૨ યોગ્ય પ્રમાણમાં હોય છે, ત્યારે પાકવાનું કાર્ય યથાનિયમે થયે જાય છે. પણ જ્યારે તેનું પ્રમાણ ઓછું થાય છે ત્યારે પાકવાનું કાર્ય અટકે છે કે વિલંબે થાય છે. જેમ આ ક્ષારનું પ્રમાણ ઓછું તેમ સોજો કઠણ અને વધારે દુ:ખવાળો હોય છે, કારણ કે તે ભાગમાંથી જે નકામા અણુઓ બહાર નીકળી જવાને પ્રયત્ન કરે છે તે અણુઓ સત્વર અને સુખપૂર્વક નીકળી શકતા નથી. વળી સેરીબેલમ અને સેરીબ્રમ વચ્ચે જે જોડનારા શિરા છે તેમાં જો આ ક્ષાર ઓછો હોય છે તો એવા પ્રકારની માનસ-સ્થિતિ થાય છે કે જેથી વિચાર કરવાનું મુશ્કેલ થઈ પડે છે. કારણ શું ? કારણ એ, કે આ જોડનાર શિરાઓ એટલી નિર્બળ ( Negative ) થઇ જાય છે, કે તે મગજના ભુરા દ્રવ્યને વહન કરવાને અશક્ત થાય છે, આ ક્ષાર આપવાથી રાસાયણિક આકર્ષણ શરૂ થાય છે અને વિચાર સારી રીતે ચાલે છે.

ડૉ. સુસ્લર આ ક્ષારને ૧૨×પાવરનો વાપરવાની ભલામણ કરે છે. હોમીઓપથી સંસ્થાના દાક્તરો આ ક્ષાર ૧૨×કે તેથી ઉચી પાવરનો હંમેશાં વાપરવાની ભલામણ કરે છે, હલકા પાવરનો આ ક્ષાર પાકપર લાવે છે અને ૩૦×અને તેથી ઉંચા પાવરનો પરૂ થતું અટકાવી દે છે, ક્ષયમાં આ ક્ષારનો ૨૦૦×નો ઉપયોગ ખાસ હિતકર ગણાય છે.

પોટીસમાં નાખીને આ ક્ષાર પોટીસ બાંધવામાં ઉપયોગ કરવામાં

આવે છે અને તેથી તે ભાગ સત્વર પાકે છે, આ ક્ષાર પછી નં. ૨ નો ઉપયોગ આવે છે. કારણ કે નં. ૨ રૂઝ આણુનાર છે. નં. ૧૨ પકવીને પરૂ બહાર કાઢી નાખે છે અને નં ૨ તે ભાગને રૂઝવી નાખે છે.

**ખાસીએતઃ**—માથાની આસપાસ પરસેવો થવો અને તે ઘણો ગંધાવો, મુખ્યત્વે કરીને બાળકોમાં ઉપરની સપાટી અતિ કોમળ હોવી, આખા શરીરમાં એક ભાગને અસર થવી; સાધારણ રીતે શરીરની અને મજ્જાતંતુની નબળાઇ હોવી, રાત્રે પૂર્ણિમાને દિવસે, કે પૂર્ણિમાના સંધિમા, ખુલ્લી હવામાં, ઠંડીમાં, પગનો પરસેવો અટકી જવો, હાલવા-ચાલવાથી વેદના વધવી કે ઉપરનો દેખાવ વધેલો જણાવો; દાબવાથી લાગણી થાય, અવાજ, ગતિ પ્રકાશથી લાગણી થવી, ગરમી તથા ઉષ્ણુતાથી ઘણો આરામ થવો.

**૧ માનસ અવ્યવસ્થાઃ**—ચિંતા રહે, ઉશ્કેરાયલું મગજ રહે, બેચેની જણાય, અશક્તિ અને અજીર્ણ હોય, નીચે સૂઈ જવાનું મન થાય, વિચાર થઈ શકતો ન હોય, લખવા વાંચવાથી શ્રમ જણાતો હોય, સહજમાં નિરુત્સાહ પ્રકટતો હોય, વહેમ હોય, જીવનનો કંટાળો હોય, શાંતિ ન જણાય, મગજમો અવ્યવસ્થા જણાય, રડું રડું થાય.

**૨ માથુંઃ**—કરોડરજ્જૂની અવ્યવસ્થાના દરદીનું માથું દુઃખે, વિદ્યાર્થીનું માથું દુઃખે; માથાના પાછળના ભાગમાંથી માથું દુઃખવાનું શરૂ થતું હોય, અને માથાના ઉપરના ભાગમાં થઇને તે માથાના આગળના ભાગમાં આવતું હોય અને મુખ્યત્વે કરીને જમણી આંખઉપર તે વેદના આવીને ઠરતી હોય. અવાજ, પ્રકાશ, શ્રમ. અભ્યાસ, માથું ઉઘાડું રાખવું, તથા પવનના સપાટાથી માથું દુઃખવું વધતું હોય; માથે ગરમ કપડું વીંટવાથી કે દબાવવાથી આરામ થાય, રાત્રે દરદી ચાલતો હોય, ઉંઘમાંથી દરદી બેઠો થાય, આમતેમ ચાલે અને પુનઃ સૂઇ જાય.

માથે પરસેવો થાય ( નં. ૨ ) ખોપરીનો ભાગ કોમળ થઈ ગયો હોય અને સ્પર્શ કરતાં ત્રાસ થતો હોય; માથાઉપર વટાણાના જેવડા નાના ફોલ્લા થતા હોય, દુઃખજનક ફોલ્લા થતા હોય અને તેમાંથી જાડું પીળું પરૂ નીકળતું હોય, વાળ ખરી પડતા હોય.

કરોડરજ્જુની નબળાઇને લીધે ફેર આવતાં હોય. ચક્કર આવે તે પાછળના ભાગમાંથી શરૂ થઇ માથે ચઢતાં હોય અને દરદી આગળના ભાગમાં પડી જાય તેમ થતું હોય, ઉંચે જેવાથી ચક્કર આવે.

૩ **નેત્રઃ**—પોપચાંઉપર ચાંદાં પડયા હોય, આંખના કોઇ ભાગમાંથી પરૂ નીકળતું હોય. પોપચાંમાંથી જાડું પીળું પરૂ નીકળતું હોય, પોપચામાં આસપાસ ગડગુંમડ થયાં હોય, પગનો પરસેવો અટકી ગયા પછી આંખમાં મોતીઓ પડયો હોય. મુખ્યત્વે કરીને જમણી આંખઉપર શિરો-વેદના હોય; વાંચતી વખતે અક્ષરો એકઠા થઇ જતા જણાય.

૪ **કાનઃ**—કાન પાકતો હોય અને તેમાંથી જાડું પીળું પરૂ નીકળે. કાનમાં અવાજ થાય અને સહજ બહેરાપણું લાગે, મુખ્યત્વે કરીને માખીના ગણગણાટ જેવો, કંસારીના અવાજજેવો અવાજ થાય, અને જાણે કાન પુરાઇ ગયો હોય તેવી લાગણી થાય તથા અવાજ સહન ન થઈ શકતો હોય, સ્નાન કર્યા પછી કાનનો વરમ ઘયો હોય, અંદર સોજો આવ્યો હોય, કાનની આસપાસ ગુમડાં થયાં હોય, બહેરાપણું હોય, કાનમાં કોઇ પ્રસંગે મોટા અવાજ સંભળાય ડો. કેરીં દરરોજ **નં. ૧૨** ના ટીપાં અંદર પાડવાની ભલામણ કરે છે.

૫ **નાકઃ**—શ્લેષ્મ હોય અને નાકમાંથી જાડું પીળું ગંધાતું પરૂ નીકળતું હોય; નાકમાં ચાઠાં કે ચાંદાં પડયાં હોય; નાક સુજેલું હોય અને નાકની બાજુઓઉપર નાનાં નાનાં ગુમડાં જેવું થયું હોય અને નાક સુકઇ જતાં હોય; ઘણી ચળ આવતી હોય, નાકની અણી લાલ થઈ હોય, નાકની ટોચ ઉપર ચળ આવતી હોય તે સહન ન થઈ શકતી હોય, કાનના હાડકાંનો સળો હોય અને તેમાંથી ગંધાતું પરૂ નીકળતું હોય, માથામાં શરદી હોય અને છીંકો આવતી હોય.

૬ **દાંતઃ**—દાંતના મૂળમાં વરમ હોય, પગમાં ઠંડી લાગવાથી કે પરસેવો અટકી જવાથી દાંત દુઃખતા હોય અને રાત્રે તે સખત દુઃખતા હોય, દાંત ખેંચવાંથી આરામ જણાતો હોય; ગરમી કે ઠંડીથી આરામ ન જણાતો હોય, દાત ઉગવામાં અડચણ આવતી હોય, અવાળું આવ્યું હોય કે તેનાઉપર ચાંદુ પડયું હોય, અવાળું આળુ થઇ ગયું હોય અને સ્પર્શ કરતાં વેદના થતી હોય.

૭ **ગળુંઃ**—ચેરીઆ આવ્યા હોય, વરમ ફાટયો હોય અને જેમાંથી પરૂ નીકળે છે તે ગ્રંથી રૂઝાઇ ન જતી હોય. થીરોઇડ (Thyroid) ગ્રંથિ મોટી થઈ હોય, ચાંદી પડી હોય અને તેમાંથી જાડું પીળું પરૂ નીકળતું હોય, ફેફસાંનાં વરમમાં તથા ફેફસાંના પડના વરમમાં જેમાં પાકની ભૂમિકા હોય તેમાં આ ક્ષાર ઘણો ઉપયોગી છે; શ્વાસ લેતાં અડ-ચણ પડતી હોય અને દરદીને ખુલ્લી હવામાં રહેવું જ પડતું હોય.

૮ છાતી:—ફેફસાંને અને ફેફસાંના પડને વરમ હોય, વરમની બીજી ભૂમિકા હોય, અને અંદરથી જાડો પીળો, કે લીલો-પીળો ગળફો કે પરૂ નીકળતું હોય, તેની સાથે ક્ષય-નબર હોય, ઘણી અશક્તિ હોય અને રાત્રે પુષ્કળ પરસેવો થતો હોય; ઉપરનાં ચિન્હો સાથે ક્ષય હોય. કંઠનાળનો વરમ ઘણા વખતનો હોય.

૯ જઠર:—ઘણી જ ભુખ લાગતી હોય, તેને દુર કરવી હોય, અને ભુખ્યા રહેવાથી વધારે ખરાબ રહેતું હોય. ઘણા વખતનું અજીર્ણ હોય, ખાટા ઓડકાર આવે અને તેથી છાતીમાં દાહ થાય, તથા ટાઢ આવતી હોય, ખોરાક અંદર ટકતો ન હોય, રુચી ન હોય, અને તરત જ તૃપ્તિ થઇ જતી હોય; બાળકને ધવરાવવાની સાથે જ તેને ઉલટી થતી હોય. આલ્કોલવાળા પદાર્થો પીવાથી સહન ન થઇ શકતા હોય, બાળકોનું એબ્ડોમેન-પેઢું વધ્યું હોય.

૧૦ બંધકોશ:—અટકાવ પૂર્વે તથા પછીથી હંમેશાં બંધકોશ રહેતો હોય, ગુદાની નિર્બળતાને લીધે દસ્ત થતાં અડચણ પડતી હોય; દસ્તના કઠણ ગાંઠીઆ ગુદામાં રહેતા હોય. દસ્ત થોડો થઇને વળી અંદર જતો રહેતો હોય. ભગંદર હોય. વેદનાવાળા અર્શ હોય અને તેની સાથે છાતીનાં ચિહનો વારાફરતી જણાતાં હોય.

૧૧ અતિસાર:—દસ્ત જાડો પીળો ગંધાતો થતો હોય, બાળકને બળીયા ટંકાવ્યા પછી દસ્ત થતા હોય, એબ્ડોમેન-પેઢુશિથિલ થઇને વિકસિત થયું હોય અને તે ગરમ રહેતું હોય, માથાઉપર ઘણો ખાટો પરસેવો રહેતો હોય, આમવાયુ એક ઠેકાણેથી બીજે ઠેકાણે જતો હોય. કૃમિવિકારને લીધે ચુંક આવતી હોય.

૧૨ મૂત્રાદીક અવયવો:—મૂત્રપિંડમાંથી પરૂ નીકળતું હોય, મૂત્રમાં પરૂં આવતું હોય, પિશાબમાં લાલ રેતીના ચુરીક એસીડવાળા અણુઓ ઠરતા હોય, ચાંદી ઘણા વખતની હોય, ઘણા વખતનો પ્રમેહ હોય, અને તેને લીધે જાડું પીળું પરૂં નીકળતું હોય, ગુદામાં ચળ આવતી હોય અને ઘણો પરસેવો થતો હોય, ધાત જતી હોય.

૧૩ આર્તવ વગેરે:—ઠંડા પાણીમાં ઉભા રહેવાથી અટકાવ અનિયમિત આવતો હોય, અટકાવ ખાટો ગંધાતો આવે, બંધકોશ તેની સાથે હોય, ઠંડી બરફજેવી ટાઢ જણાતી હોય તથા પગઉપર ગંધાતો

પરસેવો થતો હોય, અટકાવ વહેલો આવતો હોય, પણ ઓછો આવતો હોય; ક્વચિત્ જ ઘણો અટકાવ આવતો હોય, પ્રજા ન થતી હોય, ડીંટડી અંદર ખેંચાઇ જતી હોય, છાતી એકઠી થઈ જતી હોય, છાતીમાં ગાંઠા-જેવું જણાય અને તેમાંથી પરૂ નીકળવાનો ભય લાગતો હોય, છાતીનો વરમ હોય, ડીંટડીમાં ફાટ પડી હોય અને જલદીથી તેમાં ચાંદી પડી જતી હોય, સગર્ભાવસ્થામાં પગઉપર સોજો આવે કે તે ભંગડાય.

પ્રદર હોય અને ગંધાતો પીળો જાડો પદાર્થ વહેતો હોય, પ્રદરમાં પુષ્કળ પદાર્થ વહી જતો હોય, તેને લીધે તીક્ષ્ણ દાહ થતો હોય કે ચળ આવતી હોય,

**૧૪ હાથ પગ વગેરે:—**હાથ તથા પગઉપર અને અંગુઠા ઉપર ગંધાતો પરસેવો થતો હોય, ન સહન થાય તેવી ખરાબ વાસવાળો પર-સેવો પગઉપર થતો હોય, થાપાના સાંધાનો વ્યાધિ હોય; ઘરમાં કામ કરનાર ચાકરડીના ઘુંટણનો વ્યાધિ હોય, હાડકાંનો સડો હોય, અંદરથી પાતળું પરૂ અને હાડકું ભાગ્યું હોય, અસ્થિના ઉપરના પડનો વરમ હોય, અસ્થિ વધ્યું હોય, હાડકું સડયું હોય, ખભાની વચમાં સોજો આવ્યો હોય, લખતાં હાથ સંકોચાઇ જતા હોય, પગના અંગુઠાનો નખ અંદર વધતો હોય, ઘા ઉંડો પડયો હોય અને તેમાંથી ગંધાતું પીળું જાડું પરૂ નીકળતું હોય. પોટ ( Potts ) નો વ્યાધિ હોય, બાળકો ઉભાં રહેતાં વહેલાં ન શીખતાં હોય, અવયવો તથા પગ શ્રમિત જણાય, લાંબું ચાલ-વાથી પગ તથા પગના અંગુઠા સંકોચાઇ જતા હોય, અવયવોમાં અત્યંત ફાડી નાખવાજેવી વેદના થતી હોય, સાંધામાં તાડો થતો હોય, તથા ધબક ધબક થાય, કરોડરજ્જુની અવ્યવસ્થા સાથે લકવાનાં ચિહ્નો હોય, કરોડ વાંકી વળી ગઈ હોય.

**૧૫ સ્નાયુઓ તથા મજ્જાતંતુઓ:—**ભાલા ભોંકાવાજેવી વેદના થવી, ફાડી નાખવાજેવી વેદના થવી, અને તેને લીધે સાંધામાં અસર થતી હોય, વેદના મુખ્યત્વે કરીને સાંજના ભાગમાં જણાય, અને ગતિ, તાજી હવા અને ફેર કરવાથી વેદના વધતી હોય; ઠંડી તથા ગરમીથી કોઇથી આરામ ન થતો હોય, મૂર્ચ્છા આવતી હોય, મજ્જાતંતુની નબળાઇને લીધે શિરોવેદના હોય, જે ભાગમાં વેદના થઇ હોય તે ભાગ ઠંડા હોય અને અડકવાથી લાગણી થતી હોય, સુઇ જવાની ઇચ્છા વારંવાર થતી હોય,

૧૬ ફેફ્રૂશ:—હુમલો સાધારણ રીતે રાત્રે થતો હોય, અને પૂર્ણિમાની સંધિમાં થતો હોય, ફેફ્રશનું ચિહ્ન નાભિ–ચક્રમાંથી ( Solar plexus ) શરૂ થતું હોય, અને તેની સાથે રોમાંચ થતાં હોય; કરોડના મધ્યબિંદુના ભાગમાં દુઃખાવો હોય, કરોડરજ્જુને સ્પર્શ કરતાં લાગણી થતી હોય, શરીરના જૂદા જૂદા ભાગમાં વેદના થતી હોય.

૧૭ ત્વચા:—ત્વચાઉપર ચાઠાં પડયાં હોય, ગડગુમડ થયાં હોય, નવા નખની વૃદ્ધિ થઈ હોય ( witlow ), ચાંદાં પડયાં હોય; ગંધાતુ જાડું પીળું પરૂ નીકળતું હોય; નખ ભાગી તુટી જાય તેવા હોય અને આંગળીઓ તથા પગના અંગુઠાઉપર ધોળાં ચાઠાં પડયાં હોય; હાડકાંની વૃદ્ધિ થઇ હોય, ત્વચાની રોગવાળી સ્થિતિ હોય, જેમાંથી સહજ પરૂ નીકળતું હોય, કે તેમાં ચાંદાં પડી જતાં હોય, અને તેમાં સત્વર રૂઝ ન આવતી હોય.

જ્યારે ચાંદી કંઠમાળ વગેરે હોય અને તેમાં ફાટ પડી હોય. ચાંદાં પડયાં હોય અને તેમાંથી પીળું જાડું પરૂ નીકળતું હોય, તથા સોજો હોય તો નં. ૧૨ ઘણો ઉપયોગી છે; ગોળ પારદર્શક લાલ ચાઠાં પડયાં હોય, દરાજ, આંટણ વગેરે હોય તોપણ નં. ૧૨ સારો ગુણ કરે છે. કેન્સર તથા ખરાબ ગડગુમડાં પર પણ તે ચાલે છે, અને તેથી તે મટી નથી જતાં તોપણ વેદના તો ઓછી થાય છે જ. પતરોગીને નાકમાં ચાંદી પડી હોય, તેના તાંબાજેવા લાલ ચાંદાં પડયાં હોય, તોપણ નં. ૧૨ ચાલે છે.



# ભાગ ૩ જો.

## પ્રકરણ ૧ લું.

### આ બાર ઔષધ સંબંધી કેટલીક સુચના.

આ બાર ઔષધ સંબંધી કેટલુંક જ્ઞાન પ્રથમ ભાગમાં તેમ જ બીજા ભાગમાં આપણે વાંચી ગયા છીએ. પ્રથમ ભાગમા મનુષ્યના શરીરમાં બાર જાતના ક્ષાર છે અને તે લેવાથી વ્યાધિ શમે છે. બીજા ભાગમાં ક્ષારનું ઓછાપણું હોય છે તો રોગ કેવી રીતે પોતાને જોઈતો આ ક્ષાર માગણી કરે છે તે દર્શાવ્યું છે. આ પુસ્તકના ત્રીજા ભાગમાં જો કે સઘળા વ્યાધિઓ તો લખી શકયા નથી જ, પરતુ હાલના જમાનામા જે ચાલુ વ્યાધિ જોવામાં આવે છે, તે કારણ, લક્ષણ, ઔષધ અને સુચના સાથે લખવામાં આવ્યા છે. તેમ જ પ્રજાવર્ગને સુલભ થઈ પડે, તે હેતુથી છેલ્લા પ્રકરણમાં દૃષ્ટાંત લખવામાં આવ્યાં છે, તેથી વાંચકવર્ગને આ પુસ્તક ઘણી સહાયરૂપ થઇ પડશે.

દરેક મનુષ્યે સમજવું જોઇએ કે શરીરની તંદુરસ્તી એ પોતાની આરોગ્ય વર્તનના નિયમ ઉપર આધાર રાખે છે. ચાલુ જમાનામાં ખાવા, પીવાના અને સંસાર સુખની કેટલીક અનિયમતા જોવામાં આવે છે. તેમ જ કેટલાંક દુર્વ્યસન પણ વધી ગયેલાં જોવામાં આવે છે, આથી કરીને ઘણા વ્યાધિ ઉત્પન્ન થાય છે. અને આ વ્યાધિનો વારસો પોતાની પ્રજાને મળે છે. આથી કરીને પ્રજા જન્મના વ્યાધિનો મળેલો વારસો નિર્મુળ કરવા અસમર્થ થઇ રહે છે, કારણ કે જે દુરાચરણ માબાપનાં હોય તેજ બીજથી બાળક ઉત્પન્ન થયેલું હોય છે, તેથી સઘળાં દુર્વ્યસન બાળકોમાં પણ જોવામાં આવે છે. હાલમાં ઘણાં બાળકો વ્યાધિ ગ્રસ્ત જન્મેલાં જોવામાં આવે છે, તેનું મુખ્ય કારણ ઉપર જણાવેલા આરોગ્યના નિયમનું ઉલ્લંઘન છે. આથી ખાસ ધ્યાન આપવું જોઇએ કે વ્યાધિની દવા કરવા કરતાં વ્યાધિ ઉત્પન્ન ન થાય તેવી કાળજી રાખવી જોઇએ.

હમેશાં વ્યાધિની ઉત્પત્તિ શરૂ થતાં તેને જોઈતું ઔષધ આપવામાં આવે તો વ્યાધિ લંબાતો નથી, અને સહેલથી મટી શકે છે. વ્યાધિમાં બીજી આડી અવળી દવા કરતાં આ સંસ્થાના ઔષધની દવા કરવી સલાહ

જાઈતું છે કારણ કે આ બાર ઔષધ આપણા ખોરાક રૂપે હોવાથી નેખ-મકારક નથી.

**દવા લેવાની સૂચનાઓ**—આપણે પાછળ પહેલા ભાગના ચોથા પ્રકરણમાં વાંચી ગયા છીએ, પરંતુ ભૂલ ન થાય તેટલા માટે કેટલીક અગત્યની સૂચના અત્રે લખી છે.

## આ ઔષધનો ઉપયોગ કેવી રીતે કરવો.

ટુંકી મુદતના વ્યાધિમાં 3X અથવા 6X પાવરમાં ઔષધ વાપરવાં અને લાંબા સમયના વ્યાધિમાં 12X, 30X અને 100X અથવા 200Xની પાવરનાં ઔષધ વાપરવાં. સાધારણ રીતે 6X અને 12X આ બે પ્રકારનાં ઔષધ રાખવામાં આવે તો લાંબા અને ટુંકી મુદતના બંને પ્રકારના વ્યાધિમાં કામ આવે છે.

### ઔષધ લેવાનું માપ (વજન).

૧. ધાવણા બાળકને $\frac{1}{2}$ ગ્રેન (ઘઉંભાર)

૨. મોટાં છોકરાંને એક અથવા બે ગ્રેન.

૩. મોટા મનુષ્યને ૩ થી ૬ ગ્રેન એક ડોઝમાં આપવું,

આ બાર ઔષધમાં પોઇઝન અથવા એવી બીજી કોઇ જાતની અવક્રિયા થાય તેમ નથી. તો પણ જોઈતા પ્રમાણમાં આ ઔષધ લેવા સલાહ ભરેલું છે.

વ્યાધિ લાંબા સમયનો હોય તો એક અથવા બે ડોઝ વધારે અપાય છે. ઉંચી પાવરનું ઔષધ આપવાનું હોય તો ૬ અથવા ૮ દીવસમાં એક વાર આપવું, અને બાકીના દીવસમાં ઉતરતી પાવરનું ઔષધ વાપરવું કેટલેક પ્રસંગે અડધા અડધા કલાકે ડોઝ આપવાની જરૂર રહે છે; જેમકે ચુંક, રકતસ્રાવનાં દુઃખ, ઘણોજ તાવ, આવા પ્રસંગે દર અડધા અડધા કલાકે ડોઝ આપવો.

૧. આ ઔષધને વાપરવાની સારી રીત એ છે કે ૩ અથવા ૪ ગ્રેન $\frac{1}{2}$ અથવા ૧ ઔંસ ગરમ પાણીમાં નાંખી દેવું. ઓગાળી તરતજ પી જવું, તેમજ બીજે વખતે અને ત્રીજે વખતે કરવું.

૨. એક શીશીમાં ૧૦ થી ૩૦ ગ્રેન ઔષધ ૪ થી ૬ ઔંસ ગરમ પાણીમાં નાખવું આ સોલ્યુશન દરેક વખત ૧ અથવા અડધો ઔંસ (અધોળ) ૭ અથવા આઠ વાર પીવું.

૩. આ ઔષધને જીભપર ૩ અથવા ૪ ગ્રેન મૂકી દેવું અને ધીરેથી ઓગળી જવા દેવું જેથી ચુશણી શિરાઓ જલદી ચુશી લેશે.

**વારા ફરતી દવા લેવાની રીત.**

કેટલેક પ્રસંગે દવાઓ એકઠી લેવાની હોય છે અને કેટલેક ઠેકાણે વારાફરતી લેવાની કહેલી છે. જ્યારે બે ઔષધ એકઠાં લેવાનાં હોય ત્યારે બે ઔષધ એકઠાં કરી બે ઔંસ પાણીમાં નાંખી પી જવું, અને વારાફરતી લેવાનું જણાવ્યું હોય ત્યારે પ્રથમ એક ઔષધ લેવું અને ફરી બીજું અડધા કલાકે લેવું, અને જ્યારે મુખ્ય ઔષધ લેવાનું હોય ત્યારે દિવસમાં ત્રણ વાર તેને લેવું.

**આ ઔષધ એકઠાં થઈ શકે છે?**

અવશ્ય એકઠાં થાય છે. જ્યાં એકઠાં લેવાનું હોય ત્યાં બે અથવા ત્રણ ઔષધ એકઠાં કરી જીભ ઉપર મૂકી પાણી પી જવું, અથવા ગરમ પાણીમાં ઉપર બતાવ્યા પ્રમાણે લેવાં. કેટલાક ડૉક્ટરોએ આ પ્રમાણે એકઠાં પણ આપેલાં છે તો પણ તેની અસર ઓછી ન જણાતાં આ ઔષધ પુર્ણ ફતેહમંદ નીવડેલાં છે. આ ઔષધથી સઘળી સગવડ સચવાય તેમ છે.

**કેટલોક ઉપયોગ**—આ ઔષધથી નહિ ધારવામાં આવેલા કેસ સારા થયેલા છે; જેમકે બળવું અથવા દાઝવું, શરીરના કોઈ પણ ભાગનો સોજો, મોઢા ઉપર થતા ખીલો, નાકનાં દરદો, અર્શ અને ચામડીના રોગ, વિગેરે; ચામડીના રોગમાં જ્યાં સુજેલું હોય ત્યાં 3X પાવરનું આષધ, સાધારણ ગરમ પાણીમાં ૧૦ થી ૨૦ ગ્રેન એક ઔંસ પાણીમાં નાંખવું અને કપડું બોળી તે ભાગ ઉપર મૂકવું.

**મલમ તયાર કરવાની રીત**—3X પાવરનું ૧ ભાગ ઔષધ અને બે ભાગ **વેસીલીન અથવા ઘી** વેસીલીન ઉત્તમ છે. **વેસીલીન અમારે ત્યાંથી ગણી ઉંચી જાતનું મળી શકશે.** આ મલમ અર્શ અને ચામડીના રોગોમાં વાપરવામાં આવે છે.

---

## પ્રકરણ ૨ જું.

---

### (અ) જૂદી જૂદી જાતના સ્વાદ મુખમાં જણાય ત્યારે કયાં ઔષધ લેવાં.

જૂદા જૂદા વ્યાધિમાં જૂદા જૂદા સ્વાદ મુખની અંદર જણાય છે; આ

બાબત દરેક વ્યાધિમાં તેના પ્રકરણમાં લખવામાં આવ્યું છે તોપણ પ્રસંગે સુલભ થઇ પડે એમ ધારી અત્રે વિવેચન કીધું છે.

**કેલ્કેરીઆ ફોસ નં. ૧**—જીભ બહેર મારી ગયેલી લાગે ત્યારે.

**કેલ્કેરીઆ સલ્ફ નં. ૨**—સાબુ જેવો ખારો સ્વાદ જણાય તો લેવો.

**કાલીફોસ નં. ૬**—જીભ સુકી લાગે, તથા દુર્ગંધ મારતો શ્વાસ નીકળતો હોય ત્યારે લેવો.

**નેટ્રમ મ્યુર નં. ૯**—જીભ સ્વચ્છ ભીની તથા સુકી રહેતી હોય ત્યારે લેવો.

**નેટ્રમ સલ્ફ નં. ૧૧**—મુખમાં કડવો સ્વાદ રહેતો હોય ત્યારે લેવો.

---

## (આ) જીભ ઉપર જૂદી જૂદી જાતના થર બાઝે ત્યારે કયાં ઔષધ લેવાં.

**કેલ્કેરીઆફોસ નં. ૧**—જીભ બહેર મારી ગએલી જણાય અને કીડી ચાલતી હોય તેમ ભાન થાય ત્યારે લેવો.

**કેલ્કેરીઆ સલ્ફ નં. ૨**—જીભના મૂળ આગળ પીળો થર હોય ત્યારે.

**કેલ્કેરીઆ ફ્લોર નં. ૩**—જીભ ઉપર ચીરા પડેલા દેખાય ત્યારે.

**ફેરમફોસ નં. ૪**—જીભપર સોજો હોય તથા જીભ લાલ થઇ હોય ત્યારે આપવો,

**કાલીમ્યુર નં. ૫**—જીભ ઉપર ધોળો થર બાઝેલો હોય ત્યારે.

**કાલી ફોસ નં. ૬**—જીભ ઉપર તપખીરીઆ રંગનો થર બાઝેલો દેખાય ત્યારે આપવો.

**મેગ્નેશિયા ફોસ નં. ૮**—પેટમાં દુખાવો અને ભાર હોય અને પીળો ચીકણો થર બાઝેલો જીભ ઉપર દેખાય ત્યારે આપવો.

**નેટ્રમ મ્યુર. નં. ૯**—જીભ પર પરપોટા દેખાય ત્યારે આપવો.

**નેટ્રમફોસ નં. ૧૦**—જીભના મૂળ ઉપર મલાઇ જેવો અથવા સોના જેવો થર બાઝેલો દેખાય ત્યારે આપવો.

**નેટ્રમ સલ્ફ નં. ૧૧**—જીભના મૂળ ઉપર લીલાસ પડતો થર હોય અને ગંદો જણાતો હોય ત્યારે આપવો.

---

## (ઇ) શરીરના કોઈ પણ ભાગમાંથી જૂદા જૂદા રસ નીકળે ત્યારે કયાં ઔષધ લેવાં.

**કેલ્કેરીઆ ફોસ નં. ૧**—પાણી જેવો જાડો એલ્બ્યુમ મનવાળો રસ નીકળતો હોય ત્યારે આપવો.

કેલકર સલ્ફ નં. ૨ તથા સિલિશીયા નં. ૧૨—લોહી મિશ્રીત પરૂ નીકળતું હોય ત્યારે આપવો.

કેલકર ફ્લોર નં. ૩—કણીવાળો પીળો રસ નીકળતો હોય ત્યારે.

કાલી મ્યુર નં. ૫—ધોળો ફાઇબ્રિનવાળો રસ નીકળે ત્યારે.

કાલીફોસ નં. ૬—દુર્ગંધ મારતો રસ નીકળતો હોય ત્યારે.

કાલી સલ્ફ નં. ૭—ચીકણો પીળો રસ નીકળે ત્યારે.

નેટ્રમ મ્યુર નં. ૯—શરીરમાંથી સ્વચ્છ પાણી નીકળતું હોય ત્યારે.

નેટ્રમ ફોસ નં. ૧૦—સોના જેવો પીળો રસ નીકળે તો આપવો.

નેટ્રમ સલ્ફ નં. ૧૧—પીળો અથવા લીલો રસ નીકળતો હોય ત્યારે.

આજ મુજબ, જૂદા જૂદા વ્યાધિમાં જૂદી જૂદી જાતના રસ નીકળે તો ચિકિત્સા કરી ઓષધ લેવાં.

---

### (૩). જુદી જુદી જાતની વેદના થતાં કયાં ઓષધ લેવાં.

કેલકર ફોસ નં. ૧—કીડી ચાલતી હોય તેવી વેદના થતી હોય અને રાત્રે તથા ખરાબ હવામાં વધે ત્યારે આપવો.

ફેરમ ફોસ નં. ૪- સોજો અને તેની સાથે બળતરા થતી હોય ત્યારે આપવો-

કાલી ફોસ નં. ૬—વધારે ગતિ કે હાલવા ચાલવાથી સારૂ લાગતું હોય અને સહજ હાલવા ચાલવાથી દુ:ખ વધતું હોય તેમજ અશક્તિથી થાક લાગતો હોય ત્યારે આપવો.

કાલી સલ્ફ નં. ૭—ઘડીમાં એક ઠેકાણે અને ઘડીમાં બીજે ઠેકાણે એમ દુ:ખાવો ફરતો જણાય ત્યારે આપવો.

મૅગ્નેશિયા ફોસ નં. ૮—ભાલા ભોંકાતા હોય તેવું રહી રહીને દુ:ખ જણાય, ગરમી અથવા ઊનો શેક કરવાથી સારૂં લાગતું, અને ઠંડો પદાર્થ લાગવાથી દુ:ખનું વધવું.

---

## પ્રકરણ ૩ જું.

---

### તાવ અને તેનાં આવવાનાં મુખ્ય કારણો.

તાવ આવવાનાં મુખ્ય કારણ—મિથ્યા આહાર, અને વિહારથી વિકાર પામેલા આમાશયમાં આહાર કરી રહેલા દોષો, જઠરાગ્નિને જઠર-

માંથી બહાર કાઢી નાંખી રસ અને લોહીમાં મળી જઇ તાવને પેદા કરે છે. આ ક્રિયા શારિરીક તાવની છે,

**લક્ષણ**—જે જે વ્યાધિમાં પરશેવાનો અટકાવ, દેહ, ઈન્દ્રિયોમાં સંતાપ, અને શરીરના સઘળા ભાગમાં એક સમયે કળતર જેવી વેદના કિંવા દુઃખ થાય છે તેને તાવ કહે છે.

**તાવ આવતા અગાઉ ચિન્હ**—મહેનત કર્યા સિવાય થાક ચઢવો શરીર અને મુખનો રંગ બદલાવો, મુખ સ્વાદ વગરનું ફીકકું લાગવું, આંખોમાં પાણી ભરાઇ આવવું, ટાઢ તડકો અને પવન ઉપર અણગમો, બગાસાં આવ્યા કરવાં, શરીરના અવયવ તુટવા, ખાધા ઉપર અરૂચી, ઘણી ટાઢ ચડી આવવી, આ ચિન્હ સાધારણ રીતે દરેક તાવમાં હોય છે.

શરદ ઋતુમાં અને ઉન્હાળામાં મુખ્યત્પે પિત્તજ્વર આવે છે, ઘણું કરી શરીરનાં જોઇતા પ્રમાણમાં ફેરમફોસફેઈટનાં અણુંઓ હોય છે ત્યાં સુધી તાવ આવતો નથી. માટે તાવની શરૂઆતમાં **ફેરમફોસ નં. ૪** આપવો, તાવનાં ચિન્હ મુજબ બીજા ઔષથની સાથે **ફેરમફોસ નં. ૪** તાવ ઉતરતાં સુધી તેનો ડોઝ આપવો,

## (अ) તાવ. (Fever)

**ફેરમફોસ નં. ૪**—સર્વ પ્રકારના તાવમાં આ મુખ્ય ઔષધ છે, નાડી ઉતાવળી ચાલતી હોય, ગરમી વધેલી હોય, સોજાને લીધે, શ્લેષ્મને લીધે કે સંધિવાને લીધે તાવ આવતો હોય અને જ્યારે જ્યારે તાવ જણાય ત્યારે આ ઔષધ જરૂર આપવું,

**કાલી મ્યુર નં. ૫**—તાવમાં આ બીજા નંબરનું ઔષધ છે, જીભ ઉપર જાડો ધોળો થર બાઝેલો હોય ત્યારે આપવો,

**કાલી ફોસ નં. ૬**—મજ્જાતન્તુની અવ્યવસ્થાને લીધે તાવ આવતો હોય, નાડી ઉતાવળી અને અનિયમિત ચાલતી હોય મજ્જાતન્તુ ઉશ્કેરાઈ જતા હોય અને નબળા પડી ગયા હોય ત્યારે **ફેરમફોસ નં. ૪** ની સાથે અથવા વારા ફરતી આપવો,

**કાલી સલ્ફ નં. ૭**—સાંજે ગરમી વધતી હોય અને **ફેરમફોસ નં. ૪** થી પરસેવો ન થતો હોય અને લોહીમાં વિષ એકઠું થતું હોય ત્યારે આપવો.

**નેટ્રમ મ્યુર નં. ૯**—( **Hay Fever** ) હે ફીવર હોય, આંખ

અથવા નાકમાંથી પાણી નીકળતું હોય, તો આ તાવ માટે **ફેરમફોસ નં.** ૪ ની સાથે વારા ફરતી આપવો.

---

## અ ટાઢીઓ ચોથીઓ અને એકાંતરીઓ તાવ.

## Ague, Intermittent or Malorious Fever

**નેટ્રમસલ્ફ નં. ૧૧**--તાવનું મુખ્ય ઔષધ **ફેરમફોસ નં. ૪** છે, જ્યારે નહિ પચેલા ખોરાકની ઉલટી થાય ત્યારે વારા ફરતી આપવામાં આવે છે જ્યારે અશકિત જણાય અને ઘણો પરસેવો જણાય ત્યારે **કાલ્કી-ફોસ નં. ૬** આપવો.

**કલીમ્યુર નં. ૫**—જીભપર ધોળો કે ભૂરો થર બાઝે અને બંધકોશ જણાય ત્યારે આપવો.

**નેટ્રમ મ્યુર નં. ૯**—ઘણી તરસ લાગે હોઠ ઉપર બરો મુતરેલો જણાય અને કવીનાઇન વધારે પ્રમાણમાં લીધું હોય તેથી ઉષ્ણતા અને બહેરાશ દાખવી હોય ત્યારે.

**મૅગ્નેશિયા ફોસ નં. ૮**—પેટમાં ચુંક આવતી હોય, પગની પિંડીઓમાં દુઃખ થતું હોય ત્યારે **નેટ્રમસલ્ફ નં. ૧૧**ની સાથે વારા ફરતી આપવો.

**નેટ્રમફોસ નં ૧૦**—ખાટી ઉલટી થતી હોય ત્યારે આપવો.

જ્યારે ઉપરનાં ઔષધો આપતાં કંઇપણ ફેરફાર ન લાગે તો **નેટ્રમ સલ્ફ નં. ૧૧** અને **નેટ્રમ મ્યુર નં. ૯** એકલો દિવસમાં વારા ફરતી બે વખત ૩૦X પાવરનાં આપવાં.

---

## (ઈ) વરમ જન્ય જ્વર (Inflommotory Fever)

આ તાવ શરીરના કોઇ ભાગમાં સોજો આવવાથી તેની વેદનાથી આવે છે. તેથી તેને વરમ જન્ય કહે છે, શરીરના કોઈ ભાગમાં રતાશ થવી, સોજો થવો. ઉષ્ણુતા વધવી, બળતરા થવી આ તાવના ચિન્હ છે. આ તાવ સાધારણ અથવા વિષમ જ્વર થાય છે. આંતરડા ફેફસાં, જઠર, અને માથાના પડદામાં વરમ થાય છે. અને તેની વેદનાથી આ તાવ આવે છે.

**ફેરમ ફોસ નં. ૪**—વરમની પહેલી સ્થિતીમાં આ ઔષધ આપવું આથી સોજો સમે છે. અને તાવ સમે છે. આ ઔષધ આપતાં વાર થાય છે તો સોજો આવી ફાઇબ્રિન ભરાય છે. ત્યારે આ ઔષધની સાથે **કાલ્કી મ્યુર નં. ૫** આપવામાં આવે છે.

કાલી સલ્ફ નં. ૭—વરમમાં પીળો પદાર્થ નીકળતો હોય તો આ ઔષધ ફેરમ ફોસ નં. ૪ સાથે આપવું.

કાલી ફોસ નં. ૬—માથામાં અવ્યવસ્થા માલુમ પડે તો આપવો.

સિલિશીયા નં. ૧૨—વરમ પાકે તો આ ઔષધની સાથે ફેરમ ફોસ નં ૪ આપવો. પાકયા પછી છેવટે કેલકર સલ્ફ નં ૨ આપવો.

(૩) સતત જ્વર, પિત્તજ્વર (નેRcmittcnt Fever)

આ તાવ ઘણું કરી ટાઢ વિના આવે છે. આ તાવનું મુખ્ય ચિન્હ એ છે કે એક તાવ પૂરો ઉતર્યો નથી હોતો એટલામાં બીજો આવે છે, બીજો નથી ઉતરતો એટલામાં ત્રીજો આવે છે. એમ દીવસમાં બે ત્રણ વાર ચઢ ઉતર થાય છે. આ તાવ કોઇને ૭ દિવસ, ૧૪ દિવસ, ૨૧ દિવસ, ૨૮ દિવસ, સુધી રહે છે આ ઉતરી ગયા પછી આવતો નથી છતાં આમાંથી એકાંતરીઓ તાવ આવે છે. આ વખતે ખાવા પીવાની ઘણી સંભાળ રાખવી, આ તાવ ભરેલો રહે છે તો રકતાશય, ફેફસાં, શ્વાસ નળી વીગેરેમા વિકાર થાયછે અને બરોળ વધે છે માટે ઉપરા ઉપરી વગર સમજની બીજી દવા ન લેવી સલાહ ભરેલું છે.

નેટ્રમસલ્ફ નં. ૧૧—આ શરીરમાંથી પિત્ત બહાર કાઢે છે તેથી મુખ્ય ઔષધ છે તે ફેરમફોસ નં. ૪ સાથે દિવસાં છ વખત આપવું.

નેટ્રમફોસ નં. ૧૦—કૃમિ જણાય તો આપવો.

કાલીમ્યુર નં. ૫—જીભપર ધોળો થર જણાય તો આપવો.

સુચના—આ મેલેરિયા ફીવર ગણાય છે તેથી દુધ, છાશ, ખાવી નહી કારણ કે નુકશાન થાય છે આવા સમયે ખાવા પીવાની બહુ સંભાળ રાખવી, ઉતાવળ કરી ઉપરા ઉપરી બીજી દવાઓ લેવી નહી.

(૫) ટાઇફોઇડ અને ટાઇફસ તાવ Typhoid & Typhus Fever

ટાઇફોઈડ જ્વર—આ તાવ ઘણાને આવે છે સવારસાંજ વધઘટ થાય છે. તે સાથે ઝાડા અને સંનિપાત થાય છે. નાનાં આંતરડામાં વિકાર થવો આંતરડામાં વિકાર થવો, એ સાથે ન્યુંમોનિયા ગાલ સુણીયા અને દરદી લોથપોથ થઇ જાય છે.

કાલિમ્યુર નં. ૫—આ તાવનું મુખ્ય ઔષધ છે. અને તે ફેરમ-ફોસ નં ૪ની સાથે વારાફરતી અપાય છે અને કેટલાક ડાકતરો કાલી-સલ્ફ નં ૭ આ ઔષધની સાથે આપે છે ઘણા ભાગે આ ત્રણ મુખ્ય ઔષધ ગણાય છે.

કાલીરાસ્ફૂ નં ૬—માથાની અવ્યવસ્થામાં આ ઔષધ અપાય છે.

કેલકર ફ્રોસ્ફ નં ૧—શરીરની અશક્તિ માટે અપાય છે.

ટાઇફસ તાવ—આ તાવ આપણા દેશમાં કવચીત જોવામાં આવે છે. આ તાવ ઘણો ભયંકર છે. તે એક પ્રકારની ઝેરી હવામાંથી ઉત્પન્ન થાય છે. આ તાવ ભૂખે મરતાં ગરીબ લોકની ગીચ વસ્તીમાંથી જન્મ પામે છે. અને બારંભમાં જોરમા આવે છે. તરસ બહુ લાગે છે. ઉંઘ આવતી નથી, નબળાઇ વધે છે. આ તાવ બેથી ત્રણ અઠવાડીયાં પહોંચે છે.

કાલી ફોસ્ફ નં ૬—મુખ્ય ઔષધ છે તે ફેરમફોસ નં ૪ સાથે વારાફરતી આપવું.

## (પ) સંનિપાત.

ફેરમ ફોસ નં. ૪—તાવ હોય ત્યારે આપવો અને વાના ચાળાથી દરદી ઉઠીને દોડે તથા લવારો કરે. ત્યારે નેટ્રમ મ્યુર નં. ૯ આપવો.

કાલી ફોસ્ફ નં ૬—મજાતંન્તુની અવસ્થાને લીધે સંનિપાત થતો હોય ત્યારે આ અપાય છે.

---

## પ્રકરણ ૪ થું.

### શીળી, સીતળા બળીઆ. (Smoli Pox)

શીળી બે પ્રકારના છે. (૧) દાણાં થોડા અને છુટા (૨) આખા શરીર ઉપર નીકળતાં જગા રહેતી નથી. આ વ્યાધિને અટકાવવાને સરકારથી બાળકોના હાથ ઉપર વેકસીનેસન ચેપ મુકવામાં આવે છે. આમાં પ્રથમ તાવ આવે છે. આ તાવ સખ્ત હોય છે. માથું દુઃખે છે. બરડાની કરોડના ભાગમાં દુઃખાવો થાય છે. ઉધરસ તથા છીંક આવે છે. ઉલટી વારંવાર થાય છે. તાવ આવ્યા પછી પ્રથમ મોં અને પછી આખા શરીર ઉપર નીકળે છે. પ્રથમ દાણા નાંના દેખાય છે પરંતુ પછી વધીને ખીલ જેવા થાય છે. પછી ભરાય છે, પાકે છે, અને પરૂ નીકળે છે ત્યાર પછી કરમાય છે. નાંના દાણા છુટા હોય તો સાત અથવા નવ દીવસમાં કરમાય છે અને મોટા હોય તો ચૌદથી એકવીસ દીવસ કરમાતા થાય છે. આ રોગ ચેપી ગણાય છે અને તે દરેક મનુષ્યને થાય છે. તેની યોગ્ય સંભાળ લેવાતી નથી તો વખતે આંખો અને કાન અથવા બીજા અવયવને નુકશાન પહોંચે છે.

આ રોગમાં સાધારણ રીતે દવા કરવામાં આવતી નથી. પરંતુ, રાખ ચોળે છે, દરદીને અંધારી કોટડીમાં રાખવો. લાલ પ્રકાશ આવે એવા ઓરડામાં રાખવાથી દરદીને તાવ શમે છે, શીળી નમે છે, અને ડાઘ રહેતા નથી. દરદીને દાણા નીકળતાં હલકો અને પછીથી ખોરાક ગરમી મટાડે અને ટાઢક કરે એવો આપવો.

કાલીમ્યુર નં ૫—શરૂઆતમાં આ મુખ્ય ઔષધ છે તે આપવું, દાણા છુટા હોય ત્યારે પણ આજ ઔષધ અપાય છે.

નેટ્રમમ્યુર નં ૯ બહુજ પાસે પાસે હોય ત્યારે. પરૂ ભરાય ત્યારે નેટ્રમફોસ નં ૧૦—અને રૂઝ માટે કેલકરસલ્ફ નં ૨ આપવો.

કાલીસલ્ફ નં. ૭—નવી ચામડી આવે અને છોડાં ઉખડી જાય ત્યારે અને પછીથી કાલીમ્યુર નં. ૫ અપાય છે.

ફેરમફોસ નં. ૪—તાવ આવતો હોય ત્યારે બીજા ઔષધની સાથે આપવો.

કેલકરફોસ નં. ૧—અશક્તિને માટે વચ્ચે વચ્ચે આપવો.



## ઓરી, ગોબરૂ. ( Measles )

આ વ્યાધિ નાનાં બાળકોને થાય છે. શરૂઆતમાં ટાઢ સાથે તાવ આવે છે, લુંખી ઉધરસ થાય છે, આંખ લાલ થાય છે, બે ચાર દીવસમાં તેની અસર થાય છે, ઝીણી ઝીણી ફોલ્લીઓ થાય છે અને આઠ કે દશ દિવસમાં મટી જાય છે.

ફેરમ ફોસ નં. ૪—વરમની પ્રથમ સ્થિતિમાં તાવ માટે, તેમજ આંખો લાલ થઇ હોય ત્યારે અપાય છે.

કાલી મ્યુર નં. ૫—વરમની બીજી સ્થિતિમાં આ અપાય છે, અવાજવાળી ઉધરસ હોય, ગાંઠોનો સોજો હોય, જીભ ઉપર ધોળો થર બાજ્યો હોય ત્યારે આપવો.

કાલી સલ્ફ નં. ૭—ઓરીને બહાર કાઢવા માટે અપાય છે.

કલી ફોસ નં. ૬—ફોલ્લીઓ એકદમ બેસી જાય, અને ચામડી કઠણ તથા સુકી થઈ જાય તો આ અપાય છે.

નેટ્રમમ્યુર નં. ૯—જ્યારે થુંકના પરપોટાની પોપડી અને આંખમાંથી ઘણું પાણી નીકળે ત્યારે આપવો.

કેલકર ફોસ નં. ૧—ઓરી નીકળી ગયા પછી શકિત માટે આપવો.

સુચના—આ પ્રસંગે ગરમ પદાર્થ ખાવા નહિ. આરંભમાં દુધ ઉ-પર રહેવું. અંધારાવાળી જગામાં સુવું. ઓરી મટી ગયા પછી ચોકખાં કપડાં પહેરી ખુલ્લી હવામાં ફરવું, તેમજ દુધ વિગેરે ઠંડા પદાર્થ ખાવા.

---

## અછબડા. (Chicken Pox.)

આ વ્યાધિ નાના છોકરાંને લાગુ પડે છે, પ્રથમ તાવ આવે છે, અને શીતળાનાજેવા જ વ્યાધિ થાય છે. આમાં સાધારણ રીતે ઓષધની જરૂર નથી. દાણા તાવ આવતાં પહેલાં અને તાવની સાથે નીકળે છે. દાણા કરમાય છે. અને તેની અસર પછીથી જોવામાં આવતી નથી.

**ફેરમફોસ નં. ૪**-વરમની પ્રથમ સ્થિતિમાં તાવ હોય ત્યારે આપવો.

**કાલીમ્યુર નં. ૫**—વરમની બીજી સ્થિતીમાં જીભપર ધોળો ભૂરો થર બાઝેલો હોય ત્યારે અપાય છે.

**નેટ્રમ મ્યુર નં. ૯**—જયારે અંદરથી પાણી નીકળતું હોય, સુસ્તી જણાતી હોય, બેશુદ્ધિ થતી હોય ત્યારે આપવો.

---

# પ્રકરણ ૫ મું.

---

## રતવા. (Erysipelas.)

આ વ્યાધિ બે પ્રકારનો થાય છે. (૧) દોષ જન્ય, આ રતવા, વિ-રૂદ્ધ ખાનપાનથી શરીરનું લોહી બગડી થાય છે. (૨) શસ્ત્રનો જખમ, ઝેર અને ઝેરી જનાવરના દાંત વડે કરડવાથી થયેલા જખમથી થાય છે. અથવા રતવાનો ચેપ સ્પર્શ થવાથી થાય છે. આ આગંતુક રતવા કહેવાય છે.

**લક્ષણ**—રતવા એ ચામડીનો સોજો છે તે એક જગાએથી બીજી જગાએ ફરે છે. તેથી તેને વા કહેવામાં આવે છે. આમાં તાવ આવે છે, ચામડી લાલ થઇ સુજી જાય છે, પીશાબ લાલ થાય છે બળતરા સાથે સોજો લાલ થાય છે. આગંતુક રતવા કળથીના દાણા જેવા ફોલ્લાથી શરૂ થાય છે, તેની સાથે કાળુ રૂધીર, સોજો, તાવ, અને બળતરા બહુજ થાય છે. ઉપલી ચામડીમાં રતવા થયો હોય તો ઉપચારથી થોડા દિવસમાં શાન્ત પડે છે, પરંતુ તેનું વિષ ઉંડું ગયું હોયતો ભયંકર રૂપ પકડે છે. તે પાકે છે. ફોલ્લા થઇ ફુટે છે, સોજો ઘણો થાય છે, વખતે એક જગાએથી બીજી જગાએ મોં કરી ફુટે છે, ગળામાં થએલો રતવા વધારે ભય ભરેલો છે.

મગજ સુધી પહોંચેલો રતવા; મરણ નીપજાવે છે, રતવાનો વ્યાધિ જેમ ઝેરી જંતુનું ઝેર ફેલાય છે. તેવીજ રીતે શરીરમાં પ્રસરે છે. આ વ્યાધિવાળી સ્ત્રીઓને જે પ્રજા જન્મે છે. તે જન્મથીજ રતવાના વ્યાધિવાળી થાય છે.

**ફેરમફોસ** નં. ૪—તાવ હોય અને શરીર ઉપર લાલ ફોલ્લા વેરાયલા હોય, તેમાં આ મુખ્ય ઔષધ છે. ખાવામાં તેમજ બહાર ચોપડવામાં વાપરવું.

**નેટ્રમસલ્ફ** નં. ૧૧—રતવામાં ઉલટી થતી હોય, રતવાનાં ગુમડાં લાલ રંગનાં થતાં હોય, સોજાવાળાં અને દુઃખમય હોય, ત્યારે આપવો.

**કાલીમ્યુર** નં. ૫—રતવાની ગાંઠો કઠણ ચપટી હોય ત્યારે આપવાથી વેરાય છે. આ મુખ્ય ઔષધ ગણાય છે.

**કાલીસલ્ફ** નં. ૭—ફોલ્લાની ચામડી ઉખડી જવામાં મદદ કરનાર આ ઔષધ હોવાથી પછીથી અપાય છે.

---

## કૉલેરા. Cholera.

આ વ્યાધિને **વિષૂચિકા મહામારી** અને **કૉલેરા** કહે છે. આ વ્યાધિ ઘણો ભયંકર ગણાય છે તેમાં ઘણા થોડા દરદી બચેલા જોવામાં આવે છે. આ શાસ્ત્ર પ્રમાણે દરદીને આ વ્યાધિની શરૂઆત થતાં આ "બાયોકેમિક" દવા આપવામાં આવે તો સેંકડે ૮૦ થી ૯૦ ટકા બચે છે. માટે કૉલેરાનો વ્યાધિ થાય કે આ સંસ્થાનાં ઔષધ વાપરવાં.

**લક્ષણ**—ઝાડો અને ઉલટી આ રોગનું ખાસ ચિન્હ છે. ઝાડો પાતળો પાણી જેવો, ચોખાના ધોવણ જેવો થાય છે, ઝાડા અને ઉલટી સાથે શરીરમાં ગોટલા બાઝે છે. આંતરડામાં આંકડી, તૃષા, પેટમાં દાહ, પીશાબ થોડો, આ મુખ્ય ચિન્હ છે. દરદનું જોર વિશેષ હોય તો પીશાબ બંધ પડે છે. શરીર ઠંડું પડે છે. શરીરનો રંગ બદલાઇ ઝાંખો પડે છે, આંખમાં ખાડા પડે છે, નાડી ધીમી પડે છે.

દરદી સુધારાપર આવે તો પીશાબ છુટથી થાય છે, તરસ, દાહ, બંધ પડે છે, ઉલટી, ઝાડો દબાય છે, ઝાડાનો રંગ બદલાય છે, નાડીમાં તેજ આવે છે અને ધબકારા સ્પષ્ટ થાય છે.

કૉલેરા ચાલતો હોય અને ઝાડો તેમજ ઉલટી થાય તો આ ઔષધ તરત આપવાં કે દરદી જોખમની સ્થિતિએ પહોંચે નહીં.

કૉલેરા શરૂ થયાને બે કલાક અથવા વધારે વખત થયો હોય તો ફેરમફોસ નં. ૪ તથા કાલી ફોસ નં. ૬ અને મૅગ્નેશિયા ફોસ નં. ૮ દર પાંચ મીનીટે ૧૦ થી ૧૫ ગ્રેન સુધી આપવા અને સાથે નેટ્રમ મ્યુર નં. ૯ પણ આપવો.

**નેટ્રમ સલ્ફ નં. ૧૧**—વ્યાધિ અટકાવવા નેટ્રમ મ્યુર નં. ૯ની સાથે શરૂઆતમાં લોહીની વીષમતાને વ્યવસ્થામાં લાવવા સારૂ આપવો.

**કાલીફોસ નં. ૬**—નાડી ધીમી પડી ગઇ હોય, તાવ વધારે હોય, ઝાડા ચોખાના ઓસામણ જેવા થતા હોય, પાતળા ગંધાતા થતા હોય, ચહેરો ફીકકો પડયો હોય, બે શુદ્ધિમાં દરદી આવેલો હોય ત્યારે આપવો.

**કાલી સલ્ફ નં, ૭**—વ્યાધિની શરૂઆતમાં ફેરમફોસ નં, ૪ની સાથે પરશેવો લાવવા તથા પીળા પાણી જેવા ઝાડા થતા હોય ત્યારે આપવો,

**મૅગ્નેશિયાફોસ નં. ૮**—ચુંક આવતી હોય, ગોટલા બાઝતા હોય ઉલટી સાથે પાતળા ઝાડા થતા હોય ત્યારે આપવો,

**નેટ્રમફોસ નં, ૧૦**—બાળકોને ગ્રીષ્મ ઋતુના અંતમાં લાગુ પડે ત્યારે આપવો,

**કેલકરફોસ નં. ૧**—શક્તિને માટે વચ્ચે દર વખત આપવો,

**સુચના**—આ પ્રસંગે સઘળી દવા ગરમ પાણીમાં આપવી, કૉલેરામાં ઉનું પાણી ઘણું લાભ કરતા છે. આ વખતે ૬X અથવા ૧૨X પાવરનાં ઔષધ વાપરવાં, ખોરાક હલકો આપવો, અને સ્વચ્છતા રાખવી. અજીર્ણ થવા દેવું નહીં.

---

## પ્લેગ. ( Bubonic Plague. )

આ વ્યાધિ દશ વર્ષ ઉપરાંતથી મુંબાઇ અને બીજે સ્થળે સાંભળવામાં આવે છે, તેથી ભાગ્યેજ કોઈ અજાણ્યું રહ્યું હશે. આ કેશમાં દરદીની બહુજ સંભાળ રાખવાની છે.

**કારણ**—આ એક પ્રકારનું વિષ અથવા વિષારી જંતુઓ તેનું કારણ છે.

**લક્ષણ**—આ તાવનું મૂખ્ય ચિન્હ એ છે કે દરદીને ગળામાં, કાખમાં, સાથળના મૂળમાં બદના જેવી ગાંઠ નીકળે છે અને સંનાપાત જ્વરના લક્ષણ વાળો ભયંકર તાવ આવે છે. વખતે ગાંઠ નીકળતી પણ નથી, આનું ખાસ ચિન્હ આ રોગવાળાની જીભ ધોળી થઇ જાય છે, દરદીને ગભરાટ થાય છે, આથી પ્લેગનાં ચિન્હ તરતજ સમજાય છે. આ સંસ્થાનાં ઔષધ કરવામાં આવે તો દરદી તરત સારો થાય છે. આ ઔષધથી પ્લેગના ઘણા કેસ બચેલા છે.

તાવની સાથે ગાંઠ જણાય તો સાધારણ રીતે **ફેરમફોસ નં, ૪** અને **કાલીમ્યુર નં, ૫** આપવો.

જો બંધકોશ હોય, ઉલટી થતી હોય, દરદી લોથપોથ થયો હોય તો —**નેટ્રમસલ્ફ નં, ૧૧** ઉપરનાં બે ઔષધ સાથે વારાફરતી આપવા. ઘણા ભાગે આ ત્રણજ ઔષધથી આરામ થાય છે. ગાંઠ પાકે છે અને ફુટી જાય છે.

જે ભાગમાં ગાંઠ દેખાતી હોય અથવા દુઃખાવો થતો હોય ત્યાં **કાલીમ્યુર નં. ૫** અને **નેટ્રમ સલ્ફ નં. ૧૧** ના પોતાં મૂકવાં અથવા વેસલીનમાં દવા નાખી કાલવી પટી મારવી.

**કાલીફોસ નં. ૬**—રાત્રાના ભાગમાં મગજની અવ્યવસ્થાને માટે આપવો. આ પ્રસંગે આ ઔષધથી ઘણો આરામ થાય છે.

જ્યારે નાનાં બાળકને આ કેસ લાગુ પડયો હોય ત્યારે **ફેરમફોસ નં. ૪** અને **સિલિશીયા નં. ૧૨** અને થોડા ડોઝમાં **કેલકરફોસ નં. ૧** આપવાથી તેના બચાવમાં ઘણી મદદરૂપ થઇ પડે છે.

ઔષધનો વહીવટ— સાધારણ ગરમ પાણીમાં **૧૫ થી ૨૦ ગ્રેન** દવા પાશેર પાણીમાં નાંખવી અને આ ડોઝ દર કલાકે આપવો. પરંતુ દરદી જોખમની સ્થિતિમાં હોય ત્યારે દર અડધા અથવા પા કલાકે આપવા હરકત નથી. ખોરાક હલકો અને સ્વચ્છ આપવો. આ વ્યાધિ ચાલતો હોય ત્યારે દરરોજ **કાલીમ્યુ નં ૫**નું ઔષધ **૧૦ ગ્રેન** (ઘઉં ભાર) લેવામાં આવે તો આ કેશ થવાનો સંભવ ઓછો રહે છે.

---

## લુ લાગવી. (Sun-Stroke.)

ઉનાળામાં સખ્ત તાપમાં ફરવાથી સૂર્યનાં કિરણ શરીર ઉપર પડવાથી જળનું શોષણ થાય છે. આથી કરીને **નેટ્રમ મ્યુર નં. ૯**નો ક્ષાર ઓછો થાય છે, શરીરમાં જળ સૂકાય છે, તાવ સખ્ત આવે છે અને પ્રસંગે સ્થિતિ દુઃખમય થઇ પડે છે.

**નેટ્રમ મ્યુર નં. ૯**—આ મુખ્ય ઔષધ છે. સાથે તાવ હોય તો **ફેરમફોસ નં. ૪** આપવો તથા મજાતન્તુ અવ્યવસ્થામાં હોય તો સાથે **કાલીફોસ નં ૬** સાથે આપવો.

**સુચના**—જ્યારે શરીર ગરમ થયું હોય ત્યારે ઠંડુ જળ પીવું નહિ, તેમજ સૂર્યના સખ્ત તાપમાં ઉઘાડા ફરવું નહિ.

**રતવા તાવ સાથેનો સોજો. (Erysipelaes)**

**ફેરમફોસ નં. ૪**—દાહ માટે, રતાશ માટે, વેદના; તાવ અને સોજાની પ્રથમ સ્થિતિમાં આ અપાય છે.

**નેટ્રમ સલ્ફ નં. ૧૧**—જ્યારે સોજાની સાથે ઉલટીમાં પિત્ત નિકળતું હોય અને તેની સાથે ચામડી સુંવાળી, ચળકતી હોય અને વેદના ભરેલો સોજો હોય ત્યારે આપવો.

**કાલી સલ્ફ નં. ૯**—ફોલ્લાના રૂપમાં સોજો હોય તો આપવો.



## પ્રકરણ ૬ ઠું.



### વરમ લોહીનું એકઠું થવું. Inflammation Congestion.

**વરમ**—વરમ બે પ્રકારના છે. (૧) બહારનો (૨) અંદરનો. બહારના વરમમાં રતાશ, સોજો અને દાબવાથી દુઃખ થાય છે, અને અંદરના ભાગમાં હોય તો દબાણ કરવાથી રક્તાશય, આંતરડાં વિગેરેના દુખ ઉપરથી માલુમ પડે છે. જઠરના વરમ હોય તો ખાવામાં આવે કે ખોરાકનું દબાણ થવાથી ત્યાં વેદના થાય છે. તે સાથે તાવ આવે છે, ઉલટી થાય છે. ખાટા પદાર્થ ખાવાથી બળતરા થાય છે. આ ઉપરથી જઠરનો વરમ માલુમ પડે છે. આંતરડાનો વરમ હોય તો ત્યાં દસ્ત થતાં વેદના થાય છે. વળી સોજો થઈ ચામડી ફાટે છે, લોહી અને જળશ પડે છે. આ ઉપરથી આંતરડાનો વરમ કહેવાય છે. ગળાનો વરમ હોય તો તે ભાગ ખરબચડો લાગે છે. પાણી પીતાં અને ખાતાં દુઃખે છે. વરમ માત્રનો અર્થ એવો છે કે અમુક સ્થળે લોહી એકઠું થઇ સોજો આવવો.

**ફેરમફોસ નં ૪**—વરમની પ્રથમ સ્થિતિમાં અને વેદના મટે ત્યાં સુધી બીજા ઔષધો સાથે આપ્યાંજ કરવું.

**કાલી મ્યુર નં. ૫**—વરમના ભાગમાંથી ધોળો પદાર્થ નીકળે ત્યારે આપવો.

**કાલીસલ્ફ નં. ૯**—જ્યારે નીકળતો પદાર્થ ચીકણો પીળો હોય ત્યારે **ફેરમફોસ નં. ૪** ની સાથે આપવો.

**સિલિશીયા નં. ૧૨**—વરમ પાકે અને પરૂ કાઢી નાંખવા **ફેરમફોસ નં. ૪**ની સાથે આપવો, અને રૂઝ લાવવા **કેલકરસલ્ફ નં. ૨** આપવો.

**નેટ્રમમ્યુર નં. ૯**—ઉપરનાં ઔષધ આપતાં આરામ ન જણાય તો આ ઔષધ **ફેરમફોસ નં. ૪** સાથે આપવો.

**કાલીફોસ નં. ૬**—મજાતન્તુઓ ક્ષીણ થાય ત્યારે આપવો.

**કેલકૂર ફોસ નં. ૧**—અશક્તિ માટે આપવો.

**સુચના**—સર્વ પ્રકારના વરમ માટે આજ પ્રમાણે કરવું. ગડગુમડ વિગેરેમાં ઉપર મુજબ વર્તવું.

---

## રક્તસ્રાવ લોહી નીકળવું. (Hemorrhage.)

**ચિન્હ**—ગમે તે ભાગમાંથી લોહી નીકળવું, વાગવાથી, નાકમાંથી, ફેફસામાંથી, મરડામાં લોહી પડતું હોય, સ્ત્રીઓને રજોદર્શન લંબાઇ રક્તસ્રાવ થાય તેમાં મુખ્ય કારણ અમુક ક્ષારનું ઓછાપણું થવાથી તે રક્તવાહિની શિરાઓ દુર્બળ થઈ ફુટે છે, અને લોહી નીકળે છે.

**ફેરમફોસ નં. ૪**—આ મુખ્ય ઔષધ છે. લોહી ચળકતું લાલ નીકળતું હોય, ગંઠાઇ જતું હોય, ફેફસામાંથી લોહી નીકળતું હોય, નસકોરી ફુટીને તેમાંથી લોહી નીકળતું હોય, ઉલટીમાંથી લોહી નીકળતું હોય, આ સઘળા કારણથી **કાલીફોસ નં. ૬** અને **કેલકર ફોસ નં. ૧** સાથે આ ઔષધ આપવું.

**કાલીફોસ નં. ૬**—અશક્તિને લીધે નબળા બાંધાવાળા શરીરમાં થતો રક્તસ્રાવ, જયારે લોહી પાતળું કાળું અને ઠરી ન જાય તેવું નીકળે તેમજ દુર્ગંધ મારતું હોય તો **ફેરમફોસ નં. ૪** ની સાથે આપવો.

**કેલકર ફ્લોર નં. ૩**—ગર્ભાશયમાંથી લોહી નીકળતું હોય, અર્શમાંથી લોહી પડતું હોય, સ્નાયુ સંકોચાતા નહીં હોય, ત્યારે **કાલી ફોસ નં. ૬** ની સાથે વારાફરતી આપવો.

**કાલીમ્યુર નં. ૫** જ્યારે લોહી કાળાશ પડતું, કાળું અને જાડું ગઠ્ઠાવાળું હોય ત્યારે આપવો.

**નેટ્રમમ્યુર નં. ૯**—પાતળું પાણી જેવું ફીકકું અને ઓછી લાલાશવાળું હોય અને ગંઠાઇ જતું હોય ત્યારે આપવો.

**કેલકર ફોસ નં ૧**—નબળા બાંધાના મનુષ્યમાં આ ચિન્હ થાય ત્યારે વચ્ચે વચ્ચે શક્તિને માટે આપવો.

**સુચના**—આ ઔષધ બહાર અને અંદર ચોપડવાં. નસકોરી ફુટવામાં કોરૂ દાબવું અને બીજે પ્રસંગે પીચકારીથી દાખલ કરવું. અર્શ દુઝતા હોય તેમાં **ફેરમફોસ નં. ૪** અને **કાલીમ્યુર નં. ૫** અને **કેલકર ફ્લોર નં. ૩** આપવા અને ગર્ભસ્થાનના રક્તસ્રાવ માટે **ફેરમફોસ નં. ૪, કેલકરફોસ નં. ૧** તથા **કાલીફોસ નં. ૬** સાથે આપવાં. આ ઔષધ ૬X પાવરનાં વાપરવાં.

## ગાંઠના રોગ. (Glands Diseases.)

શરીરના જુદા જુદા ભાગમા ગાંઠો રહેલી છે તે એમને એમ દેખાતી નથી, પણ જ્યારે સુઝે છે ત્યારે તેનું ભાન થાય છે.

**કાલી મ્યુર નં. ૫**—આ મુખ્ય ઔષધ છે. ગાંઠોમાં સોજો આવે, ગાંઠ પથ્થર જેવી કઠણ ન હોય, ગળા ઉપર તથા બોચી ઉપર ગાંઠોમાં સોજો આવ્યો હોય ત્યારે કંઠમાળની ગાંઠોનું વધવું એમાં અંદર અને બહાર બંને રીતે વાપરવું.

**ફેરમફોસ નં. ૪**—તાવ આવતો હોય, અને ગાંઠના સોજામાં વેદના થતી હોય ત્યારે આપવો.

**કેલકર ફ્લોર નં. ૩**—પથ્થર જેવી ગાંઠ કઠણ જણાય, ઘણા વખતની હોય, શરીરના જે ભાગમાં કઠણ ગાઠ જણાતી હોય ત્યાં આ વાપરવો.

**નેટ્રમમ્યુર નં. ૯**—મુખમાંથી પુષ્કળ થુંક નીકળે, ગાંઠનો સોજો હોય અને પાણી દેખાય ત્યારે આપવો.

**કેલકરફોસ નં. ૧**—ગાંઠના સઘળા વ્યાધિમાં આ મુખ્ય ઔષધ ગણાય છે. જુની ગાંઠ હોય, કંઠમાળની અને બીજી ગાંઠોમાં પણ વચમાં આ અપાય છે.

**સિલિશીયા નં. ૧૨**—કંઠમાળની ગાંઠમાં **કેલકરફોસ નં. ૧** ની સાથે વાપરવો. ગાંઠમાંથી પરૂ નીકળવાની તૈયારી હોય તથા પકવવાની જરૂર હોય ત્યારે આપવો.

**કેલકરસલ્ફ નં. ૨**—ગાંઠમાંથી પરૂ નીકળતું હોય તો રૂઝ લાવવા માટે આપવામાં આવે છે.

**નેટ્રમફોસ નં. ૧૦**—ચરબીની ગાંઠ માટે વાપરવો. કંઠમાળની ગાંઠમાં **સિલિશીયા નં. ૧૨** ની સાથે વાપરવો રસ વાહિની શિરાના ગાંઠના સોજા માટે પણ આજ વપરાય છે.

**સુચના**—ગાંઠ પાકે અને પરૂ થાય ત્યારે દરેક ગાંઠમાં જરૂરીયાત પોટીસ તથા શેક કરવો. વેસલીનમાં મલમ કરી બહાર લગાડવો અને ખાવામાં ઔષધ વાપરવાં.

---

## ચાંદા; વ્રણ. (Ulcer.)

**ચાંદા વ્રણ**—શરીરના ગમે તે ભાગમાં થાય છે, એટલે કે બહાર થાય છે, એટલુંજ નહિ પરંતુ અંદરના ભાગમાં પણ થાય છે, ચાંદામાં બહારની બાજુ ઔષધ વેસલીનમાં મલમ કરી ચોપડવું અને ખાવામાં પણ વાપરવું.

**કાલીમ્યુર નં. ૫**—શરીરના ગમે તે ભાગમાં ચાંદુ હોય તેમાંથી જાડો ધોળો રસ નીકળતો હોય તો આપવો.

**સિલિસીયા નં. ૧૨**—ઉંડા પડેલા ચાંદા માટે તથા તેમાંથી પરૂ નીકળતું હોય તે માટે તથા અંદરના ભગંદરના વ્રણુ માટે આપવો.

**કેલકર સલ્ફ નં. ૨**—નહિ રૂઝાતાં ચાંદા માટે જેમાંથી પરૂ જેવો પીળો રસ નીકળતો હોય તે રૂઝાવા માટે આપવો.

**કેલકર ફ્લોર નં. ૩**—અસ્થિના ભાગમાં પડેલાં ચાંદાં માટે તથા સુજેલી નસોમાં થતાં ચાંદાં માટે આપવો.

**નેટ્રમફોસ નં. ૧૦**—જઠર કે આંતરડામાં ચાંદુ પડયું હોય, અને તેથી ખાટી ઉલટી અને ખાટા ઉબકા આવતા હોય અને તપખીરીઆ રંગનો અંદરથી પદાર્થ નીકળે ત્યારે, તેમજ ચુંક આવતી હોય તો આપવો,

પગનાં ચાંદા માટે **નેટ્રમમ્યુર નં. ૯ અને નેટ્રમસલ્ફ નં. ૧૧** સાથે વાપરવા.

---

## શીળવા.

આ વ્યાધિ ઘણા પ્રસંગે વાળો નીકળ્યાના અરસામાં થાય છે, અને કેટલીક વખત શરીરમાં પિત્ત એકઠું થઈ જાય છે ત્યારે થાય છે.

ચિન્હ—આખા શરીરે ચળ આવે છે, ઢાંમણાં ઢીંમણાં થાય છે. મુખ્ય ભાગે આ ક્રિયા ૨૪ કલાક ચાલે છે, પરંતુ કેટલીક વખત પિત્ત નીકળી શકતું નથી, તો વધારે વખત ચાલે છે.

**કાલીફોસ નં. ૬**—શરીરમાં ચળ આવે, બંધકોશ હોય, અને ઢીંમણા જેવું દેખાય ત્યારે **કાલીમ્યુર નં. ૫** સાથે વારા ફરતી આપવો.

**ફેરમફોસ નં. ૪**—શરીરમાં તાવ હોય, અને ઢીંમણાં રાતાં થતાં હોય તો **કાલીફોસ નં. ૬** સાથે આપવો.

**સુચના**—આ પ્રસંગે ખોરાક હલકો અને પચે તેવો લેવો.

---

# પ્રકરણ ૭ મું.

---

## ઉપદંશ ચાંદી, (Syphilis.)

**આ ચામડીનો વ્યાધિ છે તેની અસર શરીરના સઘળા ભાગમા પ્રસરેલી જોવામાં આવે છે વળી શરીરના સામાન્ય દરદ સાથે તે વીશેષ**

સંબંધ ધરાવે છે. આ ચેપી રોગ છે, તેનું ઝેર એવું નઠારૂં છે કે એક નાની સરખી ચાંદીમાંથી આખા શરીરમાં પ્રસાર થાય છે.એક વાર લોહીમાં પ્રવેશ કર્યા પછી છેક નિમૂળ થઇ શકતો નથી, આ ઘણોજ દુષ્ટ અને દુ:ખમય રોગ છે.

**કારણ**—દુષ્ટ સ્ત્રી પૂરૂષોના સંબંધથી લાગેલો ચેપ, એ આ રોગનું મુખ્ય કારણ છે, પુરૂષની ગરમી સ્ત્રીને લાગુ પડે છે, અને સ્ત્રીની પુરૂષને લાગુ પડે છે.વ્યભિચારના જે દોષો બતાવેલા છે તે આ રોગોમાંથી બચવાને માટે છે તેમ છતાં જે અનિતિ કરે છે તેને આ મોટી શિક્ષા છે. શિક્ષા કેટલી બધી કે આ રોગ પેઢીઓ ગત પોંહચે છે.ગરમીના રોગ વાળી સ્ત્રીને ધાવનાર બાળકને તરતજ આ વ્યાધિ લાગુ પડે છે. અને બાળક મરી જાય છે. આમ સંખ્યા બંધ બાળકનો નાશ થાય છે. ગુહ્ય અવયવોની અતિ મલિનતા પણ ચાંદી જેવા વિકારોને ઉત્પન્ન કરે છે.

**લક્ષણ**—પુરૂષ તથા સ્ત્રીઓના પ્રજા ઉત્પત્તિ અવયવો છોલાવાથી અને ચેપ લાગવાથી તે ઉપર ફોલ્લીઓ થાય છે, અને તે ફુટીને ચાંદા પડે છે, આ ફોલ્લીઓ સંયોગ થયા પછી કેટલેક દિવસે અથવા તરતજ દેખાવ દે છે. ચાંદીનું ઝેર ઉપદશનું રૂપ ધારણ કરે છે. ઉપદંશની અનેક વિકૃતિઓ છે. વિસ્ફોટક, બદ, ચાંદાં, ઘારાં, ગાંઠો, સંધિવા, ફિરંગવા, હિસ્ટીયા, ઉન્માદ, વીગેરે આ વ્યાધિ એલોપથી સંસ્થાના દાકતરો તેમજ વૈદો અસાધ્ય વર્ણવે છે. આ સંસ્થાના ઓષધો આવે પ્રસંગે વાપરવાં ઉત્તમ છે, કારણ કે નિર્ભય છે અને નિતિ અને સદાચાર પાળવો એ ઘણું સલાહ ભરેલું છે કે પોતાની નીવડતી પ્રજાને આ દુષ્ટ વ્યાધિનો વારસો મળે નહિ. આ સંસ્થાના નીચે મુજબ આ વ્યાધિમાં ઓષધ વપરાય છે.

**ફેરમફોસ નં. ૪**—ચાંદીમાં બળતરા થતી હોય ત્યારે.

**કાલીમ્યુર નં. ૫**—આ મુખ્ય ઓષધ છે તે ખાવામાં અને બહાર બંને રીતે વાપરવું. નાનાં છોકરાંને લાંબા વખતની ચાંદીને માટે ખાસ ઉપાય છે.

**નેટ્રમ સલ્ફ નં. ૧૧**—ચાંદીમાંથી ભરાયલું પાણી બહાર કાઢવા માટે આ અપાય છે,

**નેટ્રમ મ્યુર નં. ૯**—લાંબા વખતની ચાંદીમાં અપાય છે.

**કાલીફોસ નં. ૬**—ચાંદી પ્રસરતી હોય ત્યારે આ અપાય છે.

**કાલીસલ્ફ નં. ૭**—જીર્ણ ચાંદી માટે **કાલી મ્યુર નં. ૫** ની

**શિલિશીયા નં. ૧૨**—ચાંદી પકવવા અને પરૂ થવા માટે ત્યાર પછી રૂઝ લાવવા માટે. **કેલકર સલ્ફ નં. ૨ આપવો.**

**કેલકર ફ્લોર નં. ૩**—કઠણ ચાંદી અને ચાંદી ઓગળે નહીં તેને માટે આપવો.

---

## ગલગંડ, ગંડમાળ, કંઠમાળ. (Scrofula)

આ વ્યાધિમાં શરીરના ચોક્કસ ભાગમાં ગાંઠો થઈ આવે છે તેનું મુખ્ય કારણ લોહીનું બગડવું છે. શરદીવાળી જગામાં વસનારને આ વ્યાધિ વધારે જોવામાં આવે છે. ખાવા પીવાનો ખોરાક વિહાર, કસરત હવા પાણી વિગેરેમાં પ્રકૃતિ વિરૂદ્ધ આચરણથી લોહી બગડે છે. આ વ્યાધિ વારસામાં ઉતરે છે, તેથી કરી બાળકમાં વિશેષ જોવામાં આવે છે.

બાપને અતિશય બીડીનો દુરાગ્રહ પડેલો હોય, અને મા ગર્ભ સમયે પ્રદરના રોગથી પીડીત હોય તોપણ કોઇ વાર આ વ્યાધિ જન્મનાર પ્રજાને થાય છે.

**ચિન્હ**—શરીર નબળું, નાજુક, **નાડી** જરા ઉતાવળી, અતિ મંદાગ્નિ, શરીર ગરમ અને થોડો તાવ, ગળામાં, કાખોમાં, ખભાઓમાં અને સાથળોમાં ગાંઠો થાય છે. એટલુંજ નહિ, પરંતુ ચામડી, પેટ, મગજ, ફેફસાં રસ પિંડ સાંધા હાડકાં અને આંખના અંદરના ભાગ સાથે આ વ્યાધિને સંબંધ હોય છે. ચામડી ઉપર ગંધાતા અને સડેલાં ચાંદાં પડે છે. બંધકોશ રહે છે, જળોદર થાય છે, આવીજ રીતે મગજ અવ્યવસ્થ થાય છે.આંખમાં આ દોષ આવે છે ત્યારે ફુલાં પડે છે. પાણી ગળે છે, અને પ્રકાશ સહન થઈ શકતો નથી. **સ્ક્રોફ્યુલસના** દોષવાળા બાળકના શરીરમાં ગાંઠો ચાંદાં કાન વહેવો સાંધા અને ખરજવા જેવાં ચાંદાં ખાંશી અને છેવટ ક્ષય જેવી સ્થિતી થાય છે. માંસાહાર અતિશય ખાંડ અને મિષ્ટાન અને ભારે ભોજન એ આ વ્યાધિનાં મુખ્ય કારણ છે. આ સંસ્થાનાં નીચે મુજબ ઔષધ વપરાય છે.

**નેટ્રમફોસ ન,. ૧૦**—પ્રધાન ઔષધ છે તે દરરોજ આપવું.

**સિલીશીયા નં. ૧૨—અને કેલકર ફ્લોર નં. ૩ એકઠા કરી દરરોજ અપાય કે જીર્ણ ગાંઠો પાકી જશે અને ત્યાર પછી કેલકરફોસ નં. ૧ અને કાલીમ્યુર નં. ૫ આપવો બસ છે.**

**સુચના**—આ વ્યાધિમાં આ ઔષધ ઘણો વખત આપવાં. કારણ કે લાંબા વખતે વ્યાધિ નિર્મૂળ થાય છે. અને હઠીલો વ્યાધિ થતો નથી.

---

## જલંદર જળોદર જળીય સોજા. (Dropsy.)

જળોદર આ શબ્દનો અર્થ જળ વાળું પેટ એવો થાય છે. ત્વચા નીચે પાણી ભરાય છે. તેને આપણે થેથર અથવા સોજો કહીએ છીએ. મુખ્યત્વે જયારે પેટમાં પાણી ભરાય છે અને શરીરના બીજા ભાગમાં સોજો આવે છે તેને જળંદર કહે છે.

**કારણ**—જળોદર એ માત્ર જળનો સંગ્રહ છે. રક્તાશય ફેફશાં મૂત્રાશય યકૃત પ્લીહ એ અવયવોની વિકૃતિમાંથી જળોદરને જન્મ મળે છે. પાંડુ રોગમાં ઘણું જ લોહી જવાથી તેમજ ઘણી નબળાઇથી પણ જળંદર થાય છે.

**લક્ષણ**—આ વ્યાધિમાં જૂદાં જૂદાં ચિન્હ થાય છે, જે ભાગમાં શોજા હોય ત્યાં આંગળી મુકીએ તો ખાડા પડે છે. આ સોજા હાથ, પગ પેટ, છાતી અને આખા શરીર પર થાય છે.

નીચે મુજબ આ સંસ્થાનાં ઔષધ આ વ્યાધિમાં વપરાય છે.

**કાલીમ્યુન નં. ૫**—શરીરના કોઇ પણ ભાગના સોજા ઉપર અંદરથી પાણી નીકળતું હોય, જીભ ઉપર ધોળી છારી હોય, જે ભાગમાં સોજો આવ્યો હોય, તે ભાગ બરફ જેવો ધોળો અને ચળકતો હોય પિત્ત વાહિની નળમાં અડચણ થવાથી સોજા આવ્યા હોય, અને જીભ ઉપર ધોળો થર બાઝેલો હોય ત્યારે આપવો.

**નેટ્રમસલ્ફ નં. ૧૧**—આ રોગનું મુખ્ય ઔષધ છે, બીજા ઔષધોની સાથે વચે વચે જળોદરમાં આપ્યા જ કરવું, કારણ કે શરીરમાં કોઇપણ જગાએથી નકામા જળને બહાર કાઢે છે.

**નેટ્રમમ્યુર નં. ૯**—આ ઔષધ **નેટ્રમ સલ્ફ નં. ૧૧** ની સાથે વારાફરતી આપ્યાજ કરવું કારણ કે જળનું સમીકરણ થાય છે.

**કેલકર ફોસ નં. ૧**—પાંડુ રોગમાં થતો અપચો, ખોરાક બરોબર ન પચતો હોય, લોહીનું ઓછાપણું હોય. ત્યારે **ફેરમ ફોસ નં. ૪** ની સાથે આપવો.

**કેલકર ફ્લોર નં. ૩**—રક્તાશયના વ્યાધિઓથી રક્તાશયના પડદા શિથિલ થઇ જવાથી, સોજો આવ્યો હોય ત્યારે આપવો.

**સુચના**—આ વ્યાધિની સાથે પ્રસંગે બીજા વ્યાધિ હોય છે માટે ઔાષધ નક્કી કરી આપવું. આ ઉપરાંત આ વ્યાધિની સાથે રક્તાશય ફડકે છે. તે માટે **કાલીફ્રાસ્ નં. ૬** અતિશય રહી રહીને થતી વેદના માટે **મૅગ્નેશિયા ફ્રૅાસ્ નં. ૮** આપવો. સખ્ત અજીર્ણ માટે **કેલકર ફ્રોસ નં. ૧** અને **નેટ્રમ ફોસ નં. ૧૦** ચિન્હ પ્રમાણે આપવા આ વ્યાધિમાં બને તો કાંઈ અનાજ ન આપતાં સાંઢણીનું દુધ (ઉટડીનું) ઉત્તમ ગણાય છે, તેમ ન બને તો ગાયનું દુધ આપવું તેની સાથે ઉપરનાં ઔાષધો વ્યાધિનું જોર હોય તો દર અડધા કલાકે આચમન વિધિથી આપવાં.

---

## પાંડુરોગ—(Anaemia.)

આ વ્યાધિમાં શરીર ધોળું થઇ જાય છે અને લોહીની ન્યૂનતા થાય છે, રૂધિરને લાલાશ આપનાર જે અણુંઓ છે તે ઓછા થવાથી આ વ્યાધિ થાય છે; તે આ ક્ષારોની ન્યૂનતાને લીધેજ છે. બાળકોને માટી ખાધાથી આ રોગ થાય છે.

**ચિન્હ**—ચહેરો ફીક્કો લાગે છે, આંખનાં પોપચાં લોહી વિનાનાં દેખાય છે, જીભ ધોળી લોહી વિનાની થઇ રહે છે, લોહી પાતળું પાણી જેવું થાય છે, સ્ત્રીઓને આ વ્યાધિ થતાં અનિમિત ઋતુસ્રવ થાય છે, અટકાવ કાંતો ઘણો ઓછો કે વધારે આવે છે. દુઝતા અર્શ, ક્ષય, બરોળની વૃદ્ધિ થવાથી આ વ્યાધિ લાગુ પડે છે. આ વ્યાધિમાં બાયોકેમિક-દવાથી આરામ થાય છે એટલે ખોરાક બરોબર પચી શકે છે અને નઠારૂ લોહી બહાર કાઢી નાખે છે, રૂધિર ચોકખું કરે છે, અને નબળી પડેલી રક્ત વાહિનીને સતેજ કરે છે.

**કેલકર ફ્રોસ નં. ૧** લોહી ઉડી ગયું હોય, ચહેરો ફીક્કો ધોળો પુણી જેવો થયો હોય અને હાથ પગ ઠંડા પડયા હોય ત્યારે આપવો.

**ફેરમફ્રાસ નં. ૪**—ઉપરનું ઔષધ આપ્યા છતાં રૂધિરની ન્યૂનતા દેખાતી હોય ત્યારે આપવો, કારણ કે હવામાં ઍાકસિજન ખેંચી લોહીને આ ક્ષાર વહેતું કરે છે.

**નેટ્રમમ્યુર નં. ૯**—લોહી પાતળું પાણી જેવું થઇ ગયું હોય, ત્યારે અટકાવ અનિયમિત અથવા નહિ આવવાથી, પાંડુ રોગ લાગુ પડયો હોય ત્યારે **કેલકરફ્રાસ નં. ૧** ની સાથે આપવો.

**કાલીફ્રાસ નં. ૬**—મજાતન્તુઓની અશક્તિ, વાંસાની નબળાઇ હોય તો આપવો.

**શિલિશીયા નં. ૧૨**—બાળકોને ખોરાક પચતો ન હોય, શરીર નબળુ પડી જઇ રોગ લાગુ પડયો હોય ત્યારે આપવો.

**સુચના**—આ વ્યાધિમા મુખ્ય ઔષધ **કેલકર ફ્રોસ નં. ૧** અને **નેટ્રમમ્યુર નં. ૯** છે તે કેટલાક મહીના આપ્યાંજ કરવાં. જેમ જેમ આરામ થાય તેમ તેમ ઓછા પ્રમાણમાં દવા લેવી. સામાન્ય થાક ન લાગે માટે ખુલ્લી હવામાં ફરવું, અને પચે તેવો હલકો ખોરાક લેવો.

---

## પ્રકરણ ૮ મું.

---

### સંધિવા, (Rheumaeitsm.)

**કારણ**—જ્યારે લોહીમાં **લેકટિક એસિડ** વધે છે અને ક્ષારનો ભાગ ઘટે છે ત્યારે સાંધા પકડાય છે, ઠંડી તથા શરદીથી ખટાસ ખાવાથી પણ સાંધા ઝલાય છે, પરમો તથા ઉપદંશ એટલે ગરમીના દરદને લીધે લોહી બગડી સાંધા ઝલાય છે.

**લક્ષણ**—તીક્ષ્ણ સંધિવામાં એકાદ દિવસ થોડો તાવ આવી, પછી તે તાવ વધારે જોર કરે છે. શરીરપર પરસેવો, નાડી જલદ. જીભ ઉપર સફેદ છારી, માથામાં દરદ, તરસ, ઝાડાનો કબજો પીશાબ થોડો અને લાલ થાય છે, આ ચિન્હ મુખ્ય ભાગે છે. વાયુ રૂપે દોડનારૂ આ દરદ એકાદ સાંધામાં આવી બીજા સાંધામાં પ્રવેશે છે, તીક્ષ્ણ રૂપમાં હાથ પગના સાંધા સૂજે છે, સાધારણ સંધિવા બેથી ચાર અઠવાડીયામાં મટે છે, પરંતુ તીક્ષ્ણ રૂપમાં હોય તો આ દરદ કષ્ટ સાધ્ય થાય છે.

**ફેરમ ફોસ નં. ૪**—સ્નાયુના સંધિવામાં આ પ્રથમ ઔષધ છે. તાવ રતાશ વીગેરે માટે ખાસ આપવામાં આવે છે. પ્રથમથીજ આ ઔષધ આપવામાં આવે તો બીજાં ઔષધની જરૂર ભાગ્યેજ રહે છે. કોઇપણ ભાગમાં તીક્ષ્ણ સંધિવા થયો હોય, સોજો આવ્યો હોય, આખા શરીર ઉપર જડતા લાગતી હોય, કમર, બોચીમાં વા આવ્યો હોય, ગતિ કરવાથી દુઃખ વધતું હોય ત્યારે આ ઔષધ આપવું.

**કાલીમ્યુર નં. ૫**—જીભપર ધોળો થર બાઝેલો હોય, સોજો, ચાલવાથી દુઃખ થતું હોય, અને લાંબા વખતનો સંધીવા થયો હોય, ત્યારે આપવો.

**નેટ્રમ ફોસ નં. ૧૦**—સાંધાનો સંધિવા હોય, તે તીક્ષ્ણ હોય કે

જૂનો હોય ત્યારે, પરશેવો પુષ્કળ થતો હોય, અને ખાટો ગંધાતો હોય, જીભપર પીળો થર હોય ત્યારે આપવો. આ ઔષધ **કેલકર ફ્રોસ નં. ૧** સાથે આપવું કારણ કે દરદ નિર્મૂળ કરનાર છે.

**મૅગ્નેશિયા ફ્રોસ નં. ૮**—સંધિવાના સાંધામાં વેદના થતી હોય તથા દુઃખાવો થતો હોય ત્યારે બીજા ઔષધની સાથે આપવો.

**કાલીસલ્ફ નં. ૭**—એક સાંધામાંથી બીજા સાંધામાં વા જતો હોય તથા બરડો, બોચી. અને બીજા અવયવમાં વેદના થતી હોય ત્યારે આપવો.

**કાલીફ્રોસ નં. ૬**—બંને પ્રકારના સંધિવામાં જે ભાગ બહેર મારી ગયો હોય, ચાલતાં વેદના થતી હોય અને પછી દુઃખ ઓછું જણાતું હોય ત્યારે આપવો.

**નેટ્રમ સલ્ફ નં. ૧૧**—આશન ઉપરથી ઊઠતાં તથા પથારીમાંથી પાસુ ફેરવતાં વાનો દુઃખાવો જણાય ત્યારે આપવો.

**સુચના**—સંધિવાનું દરદ થયું હોય તેમણે ગરમ કપડાં પહેરવાં, પગને ઠંડીમાં રાખવા નહિ, વા વાળા ભાગ ઉપર ભીનું કપડું વીંટી ફલાલીનનો કોરો કકડો વિંટાળવો. તે ઉપર ઓલીવનું તેલ ઘસવું, ખોરાક પચી શકે તેવો હલકો અને સાદો રાખવો.

---

## પગનો નજળો ગાંડિયો વા. ( Gout. )

આ વ્યાધિ અને સંધિવાનાં ચિન્હ મળતા હોય છે. આ વ્યાધિમાં સાંધામાં દુઃખાવો થાય છે અને સોજાની ન્યૂનાધિકતા હોય છે, અને પચનક્રિયાની અવ્યવસ્થા હોય છે. ઘણું કરી પગપર આ વ્યાધિ થાય છે, આ વ્યાધિની શરૂઆત ઘણે ભાગે સાંજે અથવા રાત્રે થાય છે. પગ ઉતરી ગયાનું ભાન થાય છે; અને તે ભાગ પર રતાશ અને સોજો રહે છે. આ વ્યાધિનાં ચિન્હ નિયમિત અંતરે પાછાં જણાય છે.

**નેટ્રમસલ્ફ નં. ૧૧**—આ મુખ્ય ઔષધ છે. તાવ; રતાશ; બંધકોશ હોય ત્યારે **ફેરમફ્રોસ નં. ૪** અને **નેટ્રમફ્રોસ નં. ૧૦** ત્રણ ઔષધ એકઠાં લેવાં.

**નેટ્રમફ્રોસ નં. ૧૦**—શરીરમાં ઍસિડની વૃદ્ધિ જણાયતો આપવો.

**સુચના**—આ વ્યાધિ વાળાએ ભારે ખોરાક લેવો નહિ; ખોરાક પચે તેવો હલકો લેવો; શાક તથા ફળનો ઉપયોગ વિશેષ પ્રમાણમાં કરવો.

---

## કમરમાં વેદના ટચકિયુ ( Lumbago. )

**કેલકરફોસ નં. ૧**—સવારમાં ઉઠતાં વેદના જણાતી હોય તો બીજા ઔષધની સાથે આપવું.

**નેટ્રમફોસ નં. ૧૦**—કઠણ પદાર્થ ઉપર સુવાથી વેદના ઓછી જણાતી હોય. ઘણો વખત વાંકા વળવાથી વેદના થાય તેવી વેદના થતી હોય; પીઠ નબળી હોય; તેમજ શરીર સવારમાં વિશેષ ખરાબ રહેતું હોય તો આપવો.

**ફેરમફોસ નં. ૪**—તાવ આવતો હોય ત્યારે આપવો.

**કેલકેર ફ્લોર**—આંચકા વાગવાથી આ વ્યાધિ લાગુ પડયો હોય. ત્યારે આપવો.

---

## પક્ષઘાત. શરીરનું રહી જવું. (Paralysis.)

**પક્ષઘાત**—આ શબ્દનો અર્થ કોઈ પણ અવયવ ક્રિયા રહીત થવો, પક્ષઘાત મગજની સાથે સંબંધ રાખે છે. જયારે મજાતન્તુઓ અશક્ત થાય છે, અને શરીરની હિલચાલ કરનાર માંસ રજ્જુ અથવા સ્નાયુ સુધી તે મજાતન્તુઓના હુકમ પહોંચતા નથી, તેથી કરીને જે બાજુનો આ વ્યાપાર બંધ પડે છે, તે બાજુનું અંગ જુઠુ ક્રિયા રહિત થાય છે, જે બાજુનું અંગ જુઠું ક્રિયા રહિત થાય છે. તે અવયવ જુઠો થાય છે; જેમકે જીભ, આંખ, હાથ, ચહેરો વિગેરે.

પક્ષઘાત બે પ્રકારે થાય છે. મગજમાં રક્તસ્રાવ થવાથી એકાએક થાય છે અને મગજના બીજા દોષ એકઠા થઇ ધીમે ધીમે થાય છે. મગજના આવા વિકારોના કારણો આ પ્રમાણે છે. (૧) માર પડવાથી, પડી જવાથી, કચરાવાથી, ધકકો લાગવો. તેમાં કોઇ નસ તુટીને રક્તાસ્રવ થવો, (૨) દારૂ પીવાથી, (૩) સીસાનું ઝેર લોહીમાં મળવાથી, (૪) ઉપદંશ એટલે ગરમીનો રોગ થઇ ગયા પછી, વૃદ્ધાવસ્થામાં મગજને બરોબર પોષણ નહિ મળવાથી આ સિવાય વાઇ, હિસ્ટ્રીયા; આંચકી; અને આંતરડાનો તથા મૂત્ર પિંડના વ્યાધિથી પણ થાય છે. આ સંસ્થામાં તેનાં નીચે મુજબ ઔષધ છે.

**કાલીફોસ નં. ૬**—આ મુખ્ય ઔષધ છે. સર્વ પ્રકારના પક્ષઘાતમાં અપાય છે, સાદ બેસી ગયો હોય તેમાં પણ આપી શકાય છે.

**મેગ્નેશિયા ફોસ નં. ૮**—આંચકી કે તાણુ હોય તો કાલીફોસ નં. ૬ સાથે વારા ફરતી આપવો. કંપ વાયુ હોય, હાથ અથવા માથું

એની મેળે કંપી જતું હોય તથા સ્નાયુનો પક્ષઘાત હોય ત્યારે મૅગ્નેશિયા ફૉસ્ નં. ૮ આપવો.

**કેલકર ફૉસ્ નં. ૧**—જે ભાગ ઠંડો થઇ ગયો હોય તેને માટે તથા જડતા માટે વચમાં વચમાં આપવો.

**ફેરમ ફૉસ નં. ૪**—વરમ હોય તો બીજાં ઉપર જણાવેલાં ઔષધની સાથે આપવો.

**સુચના**—આ વ્યાધિ થતાં હોંશિયાર વૈદ્ય કે દાક્તરની સલાહ લેવી ઉત્તમ છે. ઉપર જણાવેલાં ઔષધ લીધાથી આરામ જણાય છે જ. વિજળી વડે પણ લાભ થાય છે પણ ખાસ સંભાળથી ઉપયોગ કરવો જોઇએ. બની શકે તો કાચું અનાજ, ફળ કે દુધ ઉપર જ રહેવું. આ વ્યાધિ જો કે અસાધ્ય છે તોપણ બળવાન પ્રયત્ન કરનારથી આરામ થયા વિના રહેતોજ નથી. આવા પ્રસંગે મરી, મસાલા, ચાહ, કૉફીનો ત્યાગ કરવો જોઈએ.

---

## પીઠમાં વેદના. (Backache).

**સિલિશીયા નં. ૧૨**—બરડાની કરોડમાં વચમાં હમેશાં દુઃખતું હોય ત્યારે આપવો.

**કેલકર ફ્લોર નં. ૩**—કરોડની નીચેના ભાગમાં વેદના થતી હોય શ્રમનું ભાન થતું હોય, બંધકોશ હોય, ચાલતાં વિશેષ દુઃખાવો થતો હોય ત્યારે આપવો.

**નેટ્રમમ્યુર નં. ૯**—કઠણ પદાર્થપર સુવાથી આરામ જણાય, પીઠ દુર્બળ હોય, સવારમાં વિશેષ વેદના થતી હોય, શ્રમ તથા નીર્બળતા વિશેષ જણાય ત્યારે આપવો.

**નેટ્રમ સલ્ફ નં. ૧૧**—કરોડની ઉપર તથા નીચે સોજા જેવું જણાય તથા દરદી માત્ર જમણે પડખેજ સુઇ શકતો હોય ત્યારે આપવો.

**નેટ્રમફૉસ નં. ૧૦**—સવારમા ઉઠતાં પીઠની આજુબાજુ વેદના જણાતી હોય ત્યારે આપવો.

---

## આંચકી, ખેંચતાણ. (Convalsions).

**કારણ**—આંચકી એ કોઇ સ્વતંત્ર વ્યાધિ નથી. વાઈ. હિસ્ટીયા, ધનુર, હડકવા, વિગેરે વ્યાધિમાં શરીરના સ્નાયુની ખેંચતાણ થાય છે. બાળકોને વારંવાર આંચકી થાય છે તેનું મુખ્ય કારણ કૃમિ હોય છે.

ગર્ભિણી સ્ત્રીઓને પ્રસવ પહેલાં અને પછી આંચકી થઇ આવે છે. જખમથી અથવા બીજી રીતે ઘણું લોહી જવાથી, મગજને પૂરતું પોષણ નહિ મળવાથી આંચકી થાય છે. મગજમાંની કોઈ રક્ત નળી બંધ થઈ જવાથી, મગજને ધક્કો લાગવાથી. ખોપરી ફુટવાથી, મગજમાં રક્તસ્રાવ થવાથી, લોહી બગડવાથી, તાવથી તથા ઝેર ખાધાથી પણ આંચકી ઉપડે છે. આ કારણો તંતુઓમાં વિકૃતી કરે છે. જે તંતુઓનો સંબંધ મગજ અથવા બરડાની કરોડ રજ્જુ સાથે હોય છે.

**લક્ષણ**—આખું શરીર અથવા હાથ પગ ખેંચાય છે, ચહેરો વિકૃતિ પામે છે, મોં લાલ થાય છે, દાંત જડાઇ જાય છે અને જીભ બહાર નીકળે છે, આંખોની કીકીઓ મોટી થાય છે, શ્વાસ ઘુંટાય છે.

**મૅગ્નેશિયા ફૉસ નં. ૮**—આ મુખ્ય ઔષધ છે. આંચકી થવાનું કારણ આ ક્ષારની ન્યૂનતા છે માટે કોઇ પ્રકારની તાણ આવતી હોય, આંકડી આવતી હોય, લખતાં હાથ ધ્રુજે, મોંનો કોઇ ભાગ ખેંચાઇ જતો હોય, ત્યારે ગરમ પાણીમાં **કેલ્કરફૉસ નં. ૧** સાથે વારાફરતી આપવો.

દાંત ખીલીમાં ( જેમાં જડબાં ભીંસાઇ જાય છે તેમાં) આ બે ઔષધો ભેગાં કરી અવાળુ પર ઘસવાં, તોતડું બોલવું, માલફુ જોવું વિગેરેમાં આ **મૅગ્નેશિયા ફૉસ નં. ૮** આપવાનો છે. દરદીના પગને ઊના પાણીમાં થોડો સમય બોળી રાખવા પછી લૂછી નાખી ગરમ કપડું ઢાંકવું.

બાળકને દાંત આવતાં આંચક કે તાણ આવે ત્યારે **મૅગ્નેશિયા ફૉસ નં. ૮** અને **કેલ્કર ફૉસ નં. ૧** આપવો.

**સિલિશીયા નં ૧૨**—રાત્રે આંચકી કે તાણ આવતી હોય ત્યારે આપવો.

**કાલીફૉસ નં. ૬**—મજ્જાતતુની નીર્બળતાના સંબંધથી આંચકી કે તાણ થાય તેમાં આ આપવો.

**સુચના**—દરદીને તંગ કપડાં ન પહેરવા દેવાં. મોં ઉપર ઠંડુ પાણી છાંટવું, દરદીના ઓરડામાં ખુલ્લી હવા આવવા દેવી, માથા ઉપર ઠંડું કપડું મુકવું, દરદીને ગરમ પાણીએ નહવરાવવો એ ફાયદાકારક છે.

---

## ધનુર અથવા હિસ્ટ્રીરીઆ. (Hysteria).

આ વ્યાધિને મજ્જાતન્તુના વ્યાધિમાં સમાવેશ કરેલો છે. આ માન-

સિક રોગ છે. વિશેષ કરીને તે માનસિક નબળાઇમાંથી જન્મ પામે છે, વિશેષ ભાગે આ વ્યાધિ સ્ત્રીઓને લાગુ પડે છે, અને કવચિત નબળા મનના પુરૂષોને પણ લાગુ પડતો જોવામાં આવે છે.

**કારણ**—ગર્ભાશયના દોષો, આર્તવ દોષ, મગજની નબળાઇ, ભય શોક, કામવિકાર, હાથ રસ, અતિ વિષયાશક્તિ. અને મનને ધકકો લાગવો. એવાં બીજાં અનેક કારણોથી આ દરદની ઉત્પત્તિ છે. નબળાઇમાં ઉછરેલી બાળાઓનું મન ઇશક ભરેલી, પ્યારની અને વિષયની વાતો વાંચીને તરેહવાર ખ્યાલોથી ઉશ્કેરાય છે, કામવિકારથી અને તેની અતૃપ્તિથી, પુરૂષ સાથેના અણબનાવથી, અપ્રિતીથી અને દસ્તાનમાં કૃમી થવાથી આવા વ્યાધિ થાય છે.

**લક્ષણ**—આ દરદનાં અસંખ્ય લક્ષણ છે. ખેંચતાણ, હસવું, રોવું. ધુણવું. બુમો પાડવી, ગોળો ચડવો, અવાચક થઈ જવું, ઉલટી, ઓાહીયાં, ઓાહીયાં અવાજ થવા. આ સામાન્ય ચિન્હ છે. શરીરે ગોટલા ચડે છે. દાંત જડાઇ જાય છે, અવાજ બેસી જાય છે, પેટ મોટું થાય છે, ગોળો ગળા સુધી આવી પ્રાણ નીકળી જવાનો હોય તેટલું જોર કરે છે. આ શાસ્ત્રના નિયમથી નીચેનાં ઔષધ આપી શકાય છે.

**કાલીફૌસ નં. ૬**—આ મુખ્ય ઔષધ છે, ગમે તે કારણથી આ વ્યાધિ થયો હોય તોપણ આપ્યાજ કરવાનું છે.

**નેટ્રમ મ્યુર નં. ૯**—રજોદર્શનની અવ્યવસ્થાને લીધે આ વ્યાધિ લાગુ પડયો હોય તો **ફેરમ ફૌસ નં. ૪** ની સાથે વારાફરતી આપવો. ઊંઘમાં ચાલવાની ટેવ, પીશાબમાં ધોળો પદાર્થ જતો હોય, પરસેવો થતાં આરામ જણાતો હોય તો **નેટ્રમમ્યુર નં. ૯** આપવો.

**કેલકર ફૌસ નં. ૧**—અશક્તિને માટે વચ્ચે વચ્ચે આપવો,

**સુચના**—સુખી ઘરની ઓરતને આ વ્યાધિ લાગુ પડયો હોય તો ઘરમાં નહિં રહેતાં ખુલ્લી હવામાં ફરવું અને શરીરને યોગ્ય શ્રમ આપવો. આ વ્યાધિવાળી સ્ત્રીનું મન ઉશ્કેરાઇ ન જાય માટે તેને પ્રસન્ન રાખવી, તેના ઉપર દયા તેમજ પ્રિતી બતાવવી. દસ્તનો ખુલાસો નહોય તો **કાલીમ્યુર નં. ૫** અથવા **નેટ્રમ સલ્ફ નં. ૧૧** આપવો.

# પ્રકરણ ૯ મું.

## માથું દુઃખવું, આધાશીશી, નિદ્રાની અવ્યવસ્થા, ન્યુરેલજિયા, ચકરી આવવી, મગજ ઉપર લોહી ચઢવું.

### (अ) માથું દુઃખવું (Headache).

**માથું દુઃખવું**—આ વ્યાધિનાં અનેક કારણુ છે, માથાના દરદને મુખ્યત્વે કરીને નીચેના સ્થળો સાથે સંબંધ છે. અન્નાશય (હોજરી), લીવર, પકવાશય. મજ્જાતન્તુઓ, ભ્રમર, મગજ અને સંધિવા.

માથું દુઃખવું એ એક ચિન્હ છે, અને તે જુદા જુદા કારણુથી થાય છે, જઠરની અવ્યવસ્થાથી, માથામાં શરદી લાગવાથી, બંધકોશ, મગજ ઉપર લોહીનો ધસારો થવાથી દુઃખાવો થાય છે. તાવ વિગેરેમાં, આંખના વ્યાધિમાં, માથાનો દુઃખાવો થાય છે. આ સંબંધમાં તમે વૈદ્ય અને દાક્તરની દવા લેશો તો અનુમાનથી, તમારા કહેવા ઉપરથી જ આપશે તેથી તમારૂં દુઃખ સમશે નહીં. આ સંસ્થાનાં ઐાષધો માથાના દરદને માટે બહુજ ઉત્તમ નીવડેલાં છે અને ગમે તેવું દુઃખતું માથું આ દવાઓથી જલદી સમે છે.

**કાલીફોસ નં. ૬**—માનસિક કામ વધારે કરવાથી મજ્જાતંન્તુની અવ્યવસ્થાને લીધે માથું દુઃખતું હોય, જીભ ઉપર ભૂરો, પીળો થર બાઝયો હોય, શ્વાસ દુર્ગંધ મારતો હોય, પેટ ખાલી હોવાનું તથા શ્રમનું ભાન થતું હોય ત્યારે આપવો.

**ફેરમફોસ નં. ૪**—માથું દુઃખવાની સાથે સોંયો ભોંકાતી હોય તેવી વેદના, માથા ઉપર દબાણુ થતું હોય તેવું ભાન, ચાલતાં અથવા નીચા વળતાં વધારે માથું દુઃખવું આ સઘળાં ચિન્હમાં આ અપાય છે.

**કાલીમ્યુર નં. ૫**—લીવરની મંદ ગતિથી માથું દુઃખતું હોય, જીભ પર ધોળો અથવા ભૂરો, અને ધોળો થર બાઝેલો હોય ત્યારે આ ઐાષધ આપવું.

**નેટ્રમમ્યુર નં. ૯**—સુસ્તી જણાતી હોય અને માથું ભારે લાગતું હોય, ચકરી આવતી હોય, અને ઉલટીમાં પાણી નીકળતું હોય ત્યારે આપવો.

**કેલકર ફોસ નં. ૧**—માથામાં શરદીનું ભાન થતું હોય અને જડતા જણાતી હોય ત્યારે આપવો.

**મૅગ્નેશિયા ફોસ નં. ૮**—મજાતન્તુની વિકૃતિને લીધે માથું દુઃખતું હોય, તીક્ષ્ણ વેદના થતી હોય, અને આંખ આગળ તણખા જણાતા હોય ત્યારે આપવો.

**નેટ્રમસલ્ફ નં. ૧૧**—પિત્તને લીધે માથું દુઃખતું હોય, માથું દુઃખવાની સાથે પિત્તાશયની વિકૃતિ હોય, ચકરી આવતી હોય, સુસ્તી જણાતી હોય, મગજના મુળમાં સખ્ત વેદના થતી હોય ત્યારે આપવો.

**નેટ્રમફોસ નં. ૧૦**—સવારમાં ઉઠતાં માથું દુઃખતું હોય, જીભના પાછલા ભાગ પર ચીકણો, પીળો, મલાઈ જેવો પદાર્થ બાઝેલો હોય, ખાટી ઉલટી થતી હોય, તથા ખોપરીનો ભાગ ઉ..ડી ગયેલો હોય, તેવું ભાન થતું હોય તો આ વાપરવો.

**સુચના**—આ બધા ક્ષારો માથું દુઃખવામાં અપાતા જોઇ ચિકિત્સા કરવાનું કઠણ છે એમ લાગશે, પણ તેમ નથી. બીજા દાક્તરો પાસે તેમ જ વૈદ પાસે જશો તો અનુમાનથી જ દવા આપશે તેથી જેટલા વખતમાં વેદના સમશે તેના કરતાં આ સંસ્થાના ઔષધથી ઘણી જ વહેલી સમશે. માથાની વેદના માત્રમાં એક બે ડોઝ લેતાં તરત ગુણ જણાય છે. આ ઔષધ ખાતા પહેલાં **કાલીમ્યુર નં. ૫** અને **નેટ્રમસલ્ફ નં. ૧૧** નાં પોતાં મુકવાથી નિદાન દઇ શકે છે. આ પોતાં મૂકતાં લાભ જણાય તો ખાવામાં તેમજ પોતાં મુકવામાં વાપરવું.

જેમકે **કાલીમ્યુર નં. ૫** ના પોતાં મૂકવાથી વેદના વધી તો **નેટ્રમ સલ્ફ નં. ૧૧** નાં પોતાં મૂકવાં. આથી વધેલી વેદના તરત સમશે કારણ કે આ તેની વિરોધી અસરવાળો ક્ષાર છે. ઉનું પાણી સવારમાં લીંબુ નીચોવી થોડું પીવું, પોસનાં ડોડાંનો શેક કરવો, ખોરાક સાદો પચે તેવો રાખવો, બને તો ઉપવાસ કરવો કે દુધ પીવું ઉત્તમ છે.

---

## (આ) આધા સીસી. (Hemicrania.)

આધા શીસી એટલે ભમરનું દરદ મૅલેરિયાની ઝેરી હવાથી માથામાં ટાઢીઆ તાવની પેઠે નિયમીત વખતે દરદ શરૂ થાય છે. અને આખો દિવસ અથવા થોડા કલાક રહીને ઉતરે છે. ઘણીવાર આ દરદ ઘણુંજ સખ્ત હોય છે. અજીર્ણથી પણ અર્ધ શીર્ષ રોગ થાય છે. વારંવાર ગર્ભ રહેવાથી, લાંબા વખત સુધી બાળકને ધવરાવવાથી અને ઘણું દસ્તાન જવાથી નબળી પડેલી સ્ત્રીઓને આ રોગ થાય છે.

**ચિન્હ**—દરદી સવારમાં માથું દુઃખવાની ફરિયાદ કરતો ઉઠે છે.

કાંઇ ખાવાનું ભાવતું નથી, માથું ધડકે છે, બોલવું ચાલવું ગમતું નથી, ચહેરો ફીકકો, આંખની કીકીઓ સંકોચિત થાય છે, માથું ગરમ થાય છે, ઠંડા ઉપચારોથી શાંતિ થાય છે.

**નેટ્રમસલ્ફ નં. ૧૧**—આ મુખ્ય ઔષધ છે તેને પ્રથમ વાપરવું. અને મટે નહિ તો **નેટ્રમ મ્યુર નં. ૯** આપવું. આ પછી બીજાં ઔષધની જરૂર ભાગ્યેજ રહે છે.

---

## (૬) નિદ્રાની અવ્યવસ્થા. ( Sleeplessness. )

**નિદ્રાની અવ્યવસ્થા**—એ ગમે ત્યાં પણ વ્યાધિનું અનુમાન કરાવે છે. આમાં મુખ્ય કારણ-જઠરની અવ્યવસ્થા, કૃમિ વિકાર, નિર્બળ પ્રકૃતિ, મજ્જાતન્તુની અવ્યવસ્થા વિગેરે છે. ઘણા મનુષ્યોને કેટલા વ્યાધિમાં ઊંઘ આવતી નહિ હોય ત્યારે અફીણ લે છે. આથી કરીને શિરાઓ અને લોહીના પોટાઓ બહેર મારી જાય છે, અને મગજને અવ્યવસ્થામાં આણે છે.

આ સંસ્થાનાં નીચે જણાવેલાં ઔષધ ઊંઘ આદી બીજાં કારણનું અનુમાન કરીને આપવામાં આવે તો બહુજ લાભકારક નીવડે છે, અને એવી અસમજણથી દુર થઇ આરોગ્ય પ્રાપ્તીને પામે છે. ઊંઘ એ શરીરનું જીવન છે. દિવસે કામ કરવાથી, હાથ, પગ, મન, વિગેરે નબળું પડી જઇ રાત્રે ઊંઘ આવે તો એક વિશ્રાંતી છે અને આથી ઉલટી ક્રિયા ઊંઘ નાહી આવવી તે ગમે તે રોગનું લક્ષણ છે.

**કાલીફોસ નં. ૬**—આ મુખ્ય ઔષધ છે. મનની ચિંતાને લીધે ઊંઘ ન આવતી હોય, રાત્રે ઊંઘમાંથી જાગી ઉઠવું, સ્વપ્ન બહુ આવવાં, બાળકનું ઊંઘમાં બુમ પાડવું, અને મજ્જાતન્તુની અવ્યવસ્થાને માટે આ ઔષધ આપવું.

**ફેરમફોસ નં. ૪**—રક્તવાહિની શિરાઓના સ્નાયુને બળવાન કરવા માટે અને શિરાઓનો સંકોચ કરવા માટે **કાલીફોસ નં. ૬** સાથે આપવો.

**નેટ્રમ સલ્ફ નં. ૧૧**—જમણે પડખે સુવાથી નિદ્રા આવે અને ડાબે પડખે સુવાથી ન આવે, ઘેન જણાતું હોય ત્યારે, અને સ્પષ્ટ સ્વપ્ન આવતાં હોય તો **કાલીસલ્ફ નં. ૭** સાથે આપવો.

**નેટ્રમમ્યુર નં. ૯**—ઊંઘ ન આવે, પગ ઠંડા લાગે, ઘેન જેવું રહે, સવારે ઉઠતાં બેચેની જણાય, ઊંઘમાં ચમકી ઉઠે તો આપવો.

**મેગ્નેશિયા ફોસ નં. ૮**—થાક કે આવેશને લીધે ઉંઘ ન આવતી હોય, જેમણે કે ડાબે પડખે સુવાથી ઊંઘ ન આવતી હોય, પેટમાં ખળભળાટ થતો હોય, પવનથી ઊંઘ ન આવે તો આપવો.

**સુચના**—આ પ્રસંગે ૧૨X પાવરના ઔષધ વાપરવાં. નિયમસર સુવું, રાત્રે વધારે જમવું નહિં, રૂચી ન હોય તો દુધ કે પચે તેવો હલકો ખોરાક લેવો, મન નિઃસંકલ્પ રાખવું. દિવસે ખુલ્લી હવામાં ફરવું અને પગ ગરમ રાખવા.

---

## ( ૩ ) ન્યુરેલ્જિયા શિરોવેદના. ( Neuralgia ).

આ વ્યાધિમાં માથામાં ભાલા ભોંકતા હોય તેમ લાગે છે. થોડી થોડી વારે દુખ થઈ આવે છે, શેક કરવાથી સારૂં લાગે છે, ઠંડી હવાથી તથા ઠંડા પાણીથી વેદના વધે છે, આંખ આગળ તનખા દેખાય છે, એકના બે પદાર્થ જણાય છે, મગજનું કામ કરતાં વેદના વધે છે.

**ફેરમફોસ નં. ૪**—શરદીથી માથામાં વેદના થતી હોય, માથામાં ભાલા ભોંકાતા હોય એમ લાગે, બળતરા થાય, તાવ હોય, ચહેરો ફીકકો પડી ગયો હોય, ત્યારે આપવો.

**મૅગ્નેશિયા ફોસ નં. ૮**—સખ્ત દુઃખ થતું હોય, અંદર વસ્તુ ભોકાયા જેવું ભાન થતું હોય, ગરમ હવામાં ઠીક લાગતું હોય, અને ઠંડીમાં વેદના વધતી હોય ત્યારે આપવો. શક્તિને માટે વચમાં, કેલ્કફર ફોસ નં. ૧—આપવો.

**કાલી ફોસ નં. ૬**—બળ જતું રહ્યું હોય, નિરાશા દેખાતી હોય, પ્રકાશ અને અવાજથી કંટાળો આવતો હોય ત્યારે આપવો.

**કેલકર ફોસ નં ૧**—રહી રહીને વેદના થતી હોય, રાત્રે વેદના થતી હોય, જડતા જણાતી હોય, અંદર કંઈ ચાલતું હોય તેમ લાગે તો આ ઔષધ આપવું.

**નેટ્રમ મ્યુર નં. ૯**—આંખમાંથી આંસુ નીકળતાં હોય, ભાલા ભોંકાતા હોય તેવી વેદના થાય, અને આ દુઃખમાં સાથે બંધકોશ હોય ત્યારે આપવો.

**કાલીમ્યુર નં. ૫**—જીભ ઉપર ધોળો ભૂરો થર બાઝેલો હોય, અને સખ્ત શિરોવેદના હોય ત્યારે આપવો.

**સુચના**—જ્યારે ઉપર જણાવેલા દુઃખનો વધારો હોય, ત્યારે હલકો અને પચી શકે તેવો ખોરાક લેવો. શરદી ન થવા દેવી, ગરમ કપડાં પહેરવાં અને ખુલ્લી હવામાં ફરવું.

---

## (ए) ચકરી આવવી, ફેર આવવા. (Vertigo).

આ વ્યાધિમાં મુખ્ય બે કારણ છે—૧. જઠરના વિકાર, અને ૨. મગજની અવ્યવસ્થા તથા પિત્તના વિકારથી પણ થાય છે.

**ફેરમફોસ નં. ૪**—માથા ઉપર લોહીનો ધસારો થવાથી ફેર આવે તથા ચહેરો લાલ દેખાય, ધબક ધબક કરતી વેદના થાય ત્યારે આપવો.

**કાલીફોસ નં. ૬**—જ્યારે જ્ઞાનતન્તુની નબળાઇથી અંજાઈ જવાનું હોય, અને ચકરી આવતી હોય, ઊંચું જોવાથી અથવા ઉભું થવાથી દુ:ખ થતું હોય, ત્યારે **ફેરમ ફોસ નં. ૪** ની સાથે વારા ફરતી આપવો.

**નેટ્રમસલ્ફ નં. ૧૧**—પિત્ત ઘણું થવાથી ચકરી આવતી હોય, જીભ ઉપર પીળો થર બાઝયો હોય તથા મુખમાં કડવો સ્વાદ હોય, પિત્ત પ્રમાણ કરતાં વિશેષ વધ્યું હોય, જમણે પડખે સુવાથી ફેર વધતા હોય ત્યારે આપવો.

**નેટ્રમફોસ નં. ૧૦**—ખટાસની વૃદ્ધિ અને જઠરની અવ્યવસ્થાને લીધે ફેર આવતા હોય તેમજ ડાબે પડખે સુવાથી ફેર વધતા હોય ત્યારે **કેલકર ફોસ નં. ૧** ની સાથે આપવો.

---

## (ऐ) મગજ ઉપર લોહી ચઢવું. (Apoplexy.)

**કારણ**—ઘણો દારૂ પીવો, ઘણો તાપ, ઘણી ટાઢ. લાંબા સમયની કબજીયાત, લોહીનું કમતીપણું, કલેજું. હૃદય, તથા મૂત્રાશય અને મર્મ સ્થાનનાં દરદ વિગેરે વિવિધ કારણથી મગજે લોહી ચઢી જાય છે. આ દરદ સ્ત્રી કરતાં પુરૂષોને વિશેષ થાય છે. વિશેષ ભાગે પચાસ વર્ષની ઉપરના માણસને આ દરદ વધારે થાય છે. ઘણું કરી ટુંકી ગરદન, મોટી છાતી, ભરાવદાર ચહેરો, અને જબરા શરીરવાળા આદમીને આ વ્યાધિ થાય છે. આમાં કુશળ વૈદ અથવા દાક્તરની સલાહ લેવી. આ શાસ્ત્રની પદ્ધતિ પ્રમાણે નીચેનાં ઔષધ અપાય છે.

**ફેરમ ફોસ નં. ૪**—રક્તવાહિની શિરાઓ તુટી હોય તેને માટે તથા લોહી વહેતું હોય, ફીકકો ચહેરો થઇ જાય, લોહીની ધોરી નસો ધબકવા માંડે, તથા માથું અને બોચીની બીજી નાની નસોમાં સોજો આવે, મગજે ચઢતા લોહીનો હુમલો અટકાવવાને માટે આપવો. આની સાથે વારા ફરતી **કેલકર ફ્લોર નં. ૩** આપવો.

**મૅગ્નેશિયા ફોસ નં. ૮**—અવયમાં તાણ આવે તો **ફેરમ ફોસ નં. ૪** ની સાથે આપવો.

**કાલીફોસ નં. ૬**—પહેલાં અને પછી પક્ષઘાત માટે મનની અ-વ્યવસ્થા માટે, નિદ્રા ન આવે તો **ફેરમફોસ નં. ૪** ની સાથે વારા ફરતી આપવો.

**નેટ્રમસલ્ફ નં. ૧૧**—જ્યારે મગજ ઉપર લોહીનો ભારે ધસારો જણાય ત્યારે, તથા પિત્ત વિકાર થાય ત્યારે આપવો.

**કાલી મ્યુર નં. ૫**—લોહીનો ગઠ્ઠો જે પછીથી મગજમાં બાઝી રહે તેને ખસેડવા આ ઔષધ છે જેમાં પક્ષઘાત થવાનો સંભવ હોય તેમાં આપવો.

**સિલિશીયા નં. ૧૨**—આ વ્યાધિમાં ડૉ. સુસ્લર પ્રધાનપણે વાપરવા ભલામણ કરે છે.

**સુચના**—જયારે દરદીને આ વ્યાધિ થાય ત્યારે ઠંડા ઓરડામાં માથું ઉપર રાખી બેસાડવો, ગળા ઉપર તંગ વસ્ત્ર પહેરેલું કાઢી છૂટું કરી દેવું, હાથ, પગ, લટકતા રાખવા, પગ ઉના પાણીમાં બોળી રાખવા, કાચના શીશામાં ગરમ પાણી ભરી શેક કરવો, કે લોહી આખા શરીરમાં વહી શકે. ખોરાક હલકો અને પચી શકે તેટલોજ લેવો, દવા પાંચ, પાંચ, મિનિટને આંતરે લેવી.

---

## વાઈ, ફેફર. ( Epilepsy. )

**લક્ષણ**—અંધારામાં ફસી પડયા જેવું કિંવા ઘેરાયા જેવું દરદીને લાગે છે. નેત્ર ઉંચે નીચે ભય ભરેલી રીતે ફેરવે છે અને દોષનો ઉપાડ થવાથી તેનું જ્ઞાન નષ્ટ થાય છે.

**પુર્વ રૂપ**—આ વ્યાધિ થવાનો હોય, તો તેની અગાઉ હૃદય કંપે છે. કિંવા ધ્રુજે છે અને શુન્ય પડે છે એટલે રોગીને કંઇ સુઝ પડતું નથી. કલ્પિત ચિંતા ઉત્પન્ન થાય છે, રોગી મૂર્છિત થાય છે ઊંઘ ઉડી જાય છે.

આ વ્યાધિમાં આ સંસ્થાના ઔષધ બહુ સારી અસર કરે છે. તે લાંબો સમય લેવા ઉત્તમ સલાહ છે કે જેથી વ્યાધિ બળવાન ન થતાં દરદ સુસાધ્ય થાય છે.

**કાલીમ્યુર નં. ૫**—આ વ્યાધિનું ખાસ ઔષધ છે. દરદનો હુમલો ન થાય તેને માટે પ્રથમ અને પછી બંને વખત આપ્યા કરવો.

**કેલકર ફોસનં. ૧**—જેમની પ્રકૃતિ વિશેષ નિર્બળ હોય, દુરાચારને લીધે આ વ્યાધિ થયો હોય તેમને વચ્ચે વચ્ચે આપવો.

**ફેરમફોસ નં. ૪**—માથે લોહી ચઢી જતું હોય તો મુખ્ય ઔષધ **કાલીમ્યુર નં. ૫** ની સાથે વારા ફરતી આપવો.

**કાલીફૉસ નં. ૬**—અવયવો સખત થઈ જતા હોય, માથું પાછળ ખેંચાઇ જતું હોય, મુઠીઓ વળી જતી હોય, દાંત ભીડાઇ જતા હોય, દુરાચારથી આ વ્યાધિ થયો હોય, તાણ કે આંચકી આવતી હોય, ત્યારે ગરમ પાણીમાં **મૅગ્નેશિયા ફૉસ નં. ૮** સાથે આપવો.

**નેટ્રમફૉસ નં. ૧૦**—કૃમિને લીધે આંતરડામાં અવ્યવસ્થા હોય તો **કાલીમ્યુર નં. ૫** ની સાથે વારા ફરતી આપવો.

**સિલિશીયા નં. ૧૨**—રાત્રે તાણ વિશેષ આવતી હોય, તાણ પુનમના વખતમાં આવતી હોય તે વખતે આપવો.

---

## પ્રકરણ ૧૦ મું.

---

## નાક સંબંધી વ્યાધિઓ.

---

### શ્લેષ્મ સળેખમ. ( Catarrh. )

શ્લેષ્મના વ્યાધિથી ભાગ્યેજ કોઇ અજાણ્યું હશે ! શરૂવાતમાં બેચેની, હાથ પગમાં કળતર, માથામાં ભાર, કમરમાં દરદ, નાકમાં શુષ્કપાણું એટલે છીંકો. દમ લેવામાં અડચણ અને વધારે સ્પષ્ટ ચિન્હમાં ગળામાં દરદ, નાકમાં બળતરા, નાક તથા આંખમાંથી પાણી ઝરે, કંઠ બેસી જાય, જીભ ઉપર સફેદ છારી, થોડો ઘણો તાવ, ભુખ મંદ પડે, અને પેટ કબજ થાય છે. આમાં મુખ્ય ભાગે વૈદ કે દાક્તરની ભાગ્યે જ જરૂર રહે છે તોપણ કેટલીક વખતે દરદને ન ગણકારવાથી અસાધ્ય દરદ થાય છે, જેમકે નાકનો પીનસ રોગ, કફ, ખાંસી અને ક્ષય જેવા વ્યાધિ જન્મ પામે છે.

**ફેરમ ફૉસ નં. ૪**—શ્લેષ્મની પ્રથમ શરૂઆતમાં વરમ થયો હોય. અને માથામાં શરદી થઈ હોય ત્યારે આપવો.

**કાલી મ્યુર નં. ૫**—ધોળો જાડો અને ચીકણો રસ અંદરથી વહેતો હોય, જીભ ઉપર ધોળો ભૂરો થર બાઝયો હોય અને નાક સઢ થઇ ગયેલું જણાતું હોય ત્યારે આપવો.

**નેટ્રમ મ્યુર નં. ૯**—જ્યારે પાણી જેવો પારદર્શક પદાર્થ અંદરથી વહેતો હોય, શ્વાસ નળિકાનો સોજો હોય, છીંકો આવતી હોય અને ફીણ જેવો શ્લેષ્મનો પદાર્થ નીકળતો હોય ત્યારે આપવો.

**કેલ્કર ફૉસ નં. ૧**—જે મનુષ્ય શરીરે નબળા હોય, શ્લેષ્મમાં વેદના થતી હોય. પારદર્શક પ્રવાહી ઘોળો પદાર્થ અંદરથી વહેતો હોય તો આજ ઔષધ આપવું

**કાલીસીલ્ફ નં. ૭**—અંદરથી ચીકણો અને પીળો પાતળો પદાર્થ વહેતો હોય, ચામડી શુષ્ક અને ઉષ્ણ રહેતી હોય અને ગરમ સ્થાનમાં જવાથી વ્યાધિ વધતો હોય ત્યારે આપવો.

**કેલ્કર ફ્લોર નં. ૩**—નાક બંધ થઇ જાય, નાકમાંથી ઘણી ખરાબ વાસ આવે, નાકની અંદરના હાડકાને વ્યાધિની અસર થઈ હોય ત્યારે આપવો.

**કેલ્કર સલ્ફ નં. ૨**—જાડો અને પાતળો પદાર્થ અંદરથી વહેતો હોય તેની સાથે લોહી પણ ભળેલું હોય ત્યારે આપવો.

**મૅગ્નેશિયા ફૉસ નં. ૮**—વાસનું ભાન જતું રહેતું હોય, તેમજ ધોધબંધ પાણી નીકળતું હોય ત્યારે આપવો.

**શિલિશીયા નં. ૧૨**—ખરાબ દુર્ગંધમય નાકમાંથી પદાર્થ નીકળતો હોય, અને નાકની અણી ઉપર ચળ આવતી હોય ત્યારે આપવો.

સાધારણ્ રીતે **ફેરમ ફૉસ નં. ૪** અને **કાલી મ્યુર નં. ૫** આપવામાં આવે તો બીજાં ઔષધની જરૂર રહેતી નથી.

**સુચના**—શ્લેષ્મ થતાં એકાદ ઉપવાસ કરવો. બાળકને આ વ્યાધિ થાય ત્યારે જઠરને વિશ્રાંતી મળે એવો ખોરાક આપવો. ખુલ્લી હવામાં કસરત કરવી.

---

## નસકોરી ફુટવી. ( Epistaxis ).

**ફેરમ ફૉસ નં. ૪**—નસકોરી ફુટે અને તેમાં ખાસ કરી બાળકની નસકોરી ફુટે અને લાલ લોહી નીકળે તો અંદર દાબવો તથા ખાવામાં વાપરવો.

**કાલી ફૉસ નં. ૬**—નિર્બળ બાધાવાળાને વારંવાર નસકોરી ફુટે અને લોહી કાળું પાતળું અંદરથી નીકળતું હોય તથા ઘરડા માણસને અશક્તિ અને નબળાઇને લીધે નાકમાંથી લોહી નીકળે અને તે કાળું, જાડું અને દળેલી કૉફી જેવું નીકળતું હોય ત્યારે આપવો.

## નાકની અંદર થતું છોડ અને મસા.

જ્યારે નાકમાં છોડ બાઝે છે ત્યારે અંદરથી પોપડી ઉખડે છે. પોપડી ઉખડવાથી લોહી કે દુર્ગંધમય લીંટ પણ અંદરથી નીકળે છે. આ

છોડની સાથે નાક પણ બંધ થઇ જાય છે, અંદર સોજો આવે છે, નાકની અંદરથી શ્વાસ દુર્ગંધમય નીકળે છે વિગેરે ચિન્હ થાય છે.

**નેટ્રમ ફ્રોસ નં. ૧૦**—આ વ્યાધિમાં હમેશાં બીજાં ઔષધ સાથેજ આપવો.

**સિલિશીયા નં. ૧૨**—જ્યારે હાડકા ઉપર આ વ્યાધિ હોય ત્યારે આપવો.

**કાલી ફ્રોસનં. નં.૬**-જ્યારે અંદરથી દુર્ગંધ નીકળતી હોય ત્યારે આપવો.

**કેલકર ફ્રોસ નં. ૧**—જ્યારે નાકની અંદર મસા થાય ત્યારે અંદર તેમજ બહાર ઉપયોગ કરવો.

## શરદી. ( Cold ).

**ફેરમ ફ્રોસ નં. ૪**—શરદીની પ્રથમ શરૂઆતમાં, નાક બંધ થઈ જાય, અને અંદર ચળ આવે ત્યારે આપવો.

**નેટ્રમ મ્યુર નં. ૯**—પારદર્શક પાણી જેવો પદાર્થ બહાર નીકળે, નાક સાફ કરતાં અંદરથી લોહી નીકળતું હોય તથા ગંધ ન આવતી હોય ત્યારે આપવો.

**કેલકર સલ્ફ નં. ૨**—નાકમાંથી પીળો, જાડો, લોહીયુક્ત રસ વહેતો હોય ત્યારે આપવો.

## પ્રકરણ ૧૧ મું.

### ઉધરસ, હુડખાઈ, ઉધરસ, ઊંટાંટીયું, વાગ્રણી, સાદ બેસી જવો, દમ, ક્ષય.

### ( अ ). ઉધરસ. ( Cough ).

**ઉધરસ**—આ વ્યાધિ શ્લેષ્મ થવાથી, તેમજ શ્વાસ નળિકાનો વરમ થવાથી અથવા ફેફસાનો વરમ થવાથી થાય છે. ઉધરસ એ વ્યાધિ નથી, પણ ચિન્હ છે. સાધારણ ઉધરસ જે થાય છે તેને કફ કહે છે. એ ઉધરસ ગળાના ભાગમાંથીજ આવે છે. શ્વાસ નલિકાનો વરમ થાય છે ત્યારે તેને બ્રોન્ કાઇટિઝ કહે છે. આ ઉધરસમાં શ્વાસ ટુંકો ચાલે છે એટલે હાંફ જેવું લાગે છે, છાતી ભીંશાય છે, અને વરમ પામેલી

નળિકામાં દબાણુ થાય તેવી રીતે દરદી સુઇ શકતો નથી, તાવ આવે છે, વિગેરે વિવિધ લક્ષણુ થાય છે. આ ઉધરસ લાંબી ચાલે છે, અને તરત મટતી નથી. જ્યારે એ નળીની ઝીણી શાખાઓમાં વરમ થાય છે, ત્યારે પણુ ઉપર પ્રમાણે તીક્ષ્ણુ ચિન્હ થાય છે. એને આપણે સસણી, વરાધ, વિગેરે કહીએ છીએ. આ ઉધરસ જોખમકારક ગણાય છે. તેથી સાવધાનતાથી પરેજી સાથે ઉપાય કરવાની જરૂર રહે છે. આ બંને પ્રકારની ઉધરસ છાતીમાંથી આવે છે. છાતીનાં પાટીયાં ભીડાઇ જાય છે, તેમજ થાક અને નબળાઇ ઘણી આવે છે. ફેફસાંનો વરમ કે જેને ન્યુમોનિયા કહે છે તે જોખમકારક વ્યાધિ છે તેમાં પણુ ઉધરસ અને બીજાં ચિન્હ થાય છે. આવા પ્રસંગે અનુભવી દાક્તરની સલાહ લેવી. સર્વ પ્રકારની ઉધરસ માત્રમાં મૂળ કારણુ વરમ છે, તેથી વરમની ચિકિત્સા કરવામાં આવે છે. ઉધરસનાં સઘળાં દરદમાં બાયોકેમિક આ સંસ્થાની દવા એ બહુજ ફતેહ મેળવી છે. માટે શરૂઆતમાં આ દવાઓ વાપરવી, કે જેથી વ્યાધિ લંબાય નહિ.

**કાલીમ્યુર નં ૫**—ગળફો જાડો હોય, તથા જીભ પર ધોળી કે ભૂરી છારી બાઝી હોય, ઉધરસ મોટા અવાજ સાથે આવતી હોય ત્યારે આપવો.

**ફેરમફોસ્ નં. ૪**—શરૂઆતમાં તાવ, ઉષ્ણુતા, દુખાવા અને લોહીના જમાવ માટે તથા બળખો મુશ્કેલીથી નીકળે, શ્વાસ લેવો મુશ્કેલ પડે અને લાંબો શ્વાસ ન લેઇ શકાય તથા સસણી વરાધ હોય તથા લુખી ઉધરસ અને દર શિયાળે થતી ઉધરસ માટે આ ઔષધ અપાય છે.

**મૅગ્નેશિયા ફોસ નં. ૮**—ઉધરસ રહીરહીને આવતી હોય, ઘણા જોરમાં આવતી હોય, બળખો નીકળતો ન હોય, ફેફસાંમાં સોજો આવેલો જણાય, તથા વેદનાનું ભાન થાય ત્યારે આપવો.

**કાલી સલ્ફ નં. ૭**—જ્યારે બળખો જરા પીળો, પાતળો અને ઘણા પ્રમાણુમાં નીકળતો હોય, ગળામાં શ્રમનું ભાન થતું હોય, તથા સાંજે અને ગરમ ઓરડામાં ખરાબ અસર થતી હોય અને ઠંડીમાં તેમજ ખુલ્લી હવામાં સારૂં લાગતું હોય ત્યારે આપવો.

**નેટ્રમ સલ્ફ નં. ૧૧**—બળખાથી સોજો આવેલો હોય, બળખો કાઢતાં છાતી પકડવી પડતી હોય, ઠંડીમાં, ભેજમાં, અને વર્ષાઋતુમાં ઉધરસનું જોર વિશેષ હોય, છાતી જાણે તદ્દન ખાલી થઇ ગઇ હોય અને જાડો, પીળો, લીલો, બળખો નીકળતો હોય ત્યારે આપવો.

**સિલિશીયા નં. ૧૨**—જાડો, પીળો, અને ભારે ગળફો નીકળતો હોય, ઠંડા પદાર્થો પીવાથી ઉધરસ વધારે જણાતી હોય, ક્ષયવાળા દરદીને સવારમાં ઉધરસ ચઢતી હોય, ત્યારે આપવો.

**નેટ્રમમ્યુર નં. ૯**—છાતીમાં દુઃખાવો હોય, સ્વચ્છ પાતળો ગળફો ઝટ છુટો પડી જતો હોય, મુખમાં ખારો સ્વાદ રહેતો હોય ત્યારે આપવો.

**કેલકર ફોસ નં ૧**—ઉધરસમાં નબળાઈ, અશક્તિ લાગે તો દિવસમાં એક અથવા બે વાર ડોઝ આપવો.

**સુચના**—આ વ્યાધિવાળાએ ખોરાક હલકો અને પ્રવાહી લેવો, તેમજ છાતી ઉપર શેક કરવો, ગરમ પાણીએ નહાવું અને કામળી ઓઢી પરસેવો કરવો.

---

## (आ) હડખાઈ ઉધરસ. ( Whoopiug Cough. )

આ ઉધરસ ઘણું કરી નાનપણમાં થાય છે, જ્યારે ઘરમાં એક જણને થાય છે, ત્યારે તેના ઝીણા જંતુઓ ફરતાજ હોય છે, તેથી બીજાને લાગુ પડે છે. આથી જેને થાય તેને જુદું રાખવાની ખાસ જરૂર છે.

**મેગ્નેશિયા ફોસ નં. ૮**—આ ખાસ ઔષધ છે. તેને **કાલીમ્યુર નં. ૫** ની સાથે ગરમ પાણીમાં આપવું. જુના વખતની હોય કે તરતની હોય તે બંનેમાં આપવો.

**કાલીમ્યુર નં. ૫**—જીભ પર ધોળો થર બાઝેલો હોય, અને જાડો ધોળો, ગળફો પડતો હોય ત્યારે આપવો.

**કાલી ફોસ નં. ૬**—નિર્બળ પ્રકૃતિવાળાને આ વ્યાધિની તત્કાળ અસર થાય છે. તેમને **કેલકર ફોસ નં. ૧** ની સાથે આપવો.

**સુચના**—કપડાં ગરમ પહેરવાં, ખુલ્લી હવામાં ફરવું અગર રહેવું. છાતી ઉપર તથા બરડાની કરોડ ઉપર ઓલીવનું તેલ ઘસવું, ઠંડા પવનમાં રહેવું નહીં.

---

## ( ई ). ઊટાંટીયું. ( Croup ).

**ઊટાંટીયું**—આ વ્યાધિ જોખમકારક ગણેલો છે, અને તે બાળકોને થાય છે. કલાકના કલાક ઉધરસ આવ્યાજ કરે છે, એમાં શ્વાસનળિકામાં સોજો થાય છે. તેમાં બહુ ઝડપથી ફાઇબ્રિન પદાર્થ ઝર્યાજ કરે છે. આરંભમાં શ્લેષ્મ, ઉધરસ, અને તાવનાં ચિન્હ થાય છે. રોગ વધતાં ખરૂં સ્વરૂપ બહાર આવે છે, દરદીનો શ્વાસ ટુંકો થાય છે, શ્વાસ રૂક્ષ થાય છે

અને ગડગડતો ધાતુસ્રાવ નીકળે છે, તાવ ઘણું કરીને હોય છે, શ્વાસ લેવા માટે દરદી પોતાનું ડોકું પાછળ નાંખી દે છે. ચહેરો ચિંતાતુર, લાલ, અથવા ભૂરો થઇ જાય છે. ઘણો વખત પરસેવામાં ડુબી ગયેલો જણાય છે. મુખમાં લાલ ચીકણી, ધોળી દાંત જેવી નીકળે છે. ઍલોપથી સંસ્થામાં અને આયુર્વેદીકમાં આ ઉટાંટીયાનું ઔષધ ભાગ્યેજ લાગુ પડે છે. આ બાયોકેમિક ઔષધ ઉંટાંટીયામાં ઘણી સારી અસર કરે છે. અને દરદી આરામ પર આવે છે.

**કાલી મ્યુર નં. ૫**—આ મુખ્ય ઔષધ છે તેને **ફેરમફૉસ નં. ૪** સાથે આપ્યાજ કરવું.

**ફેરમ ફૉસ્ નં. ૪**—જ્યારે તાવ આવતો હોય, શ્વાસ જલદી ચાલતો હોય અને શ્વાસ લેતાં અડચણ પડતી હોય ત્યારે આપવો.

**કાલીફૉસ નં. ૬**—જ્યારે આરંભમાં કંઇ પણ દવા કરવામાં ન આવી હોય, જ્ઞાનતન્તુની નબળાઇ હોય, ચહેરો ફીકકો પડી ગયો હોય ત્યારે **કાલી મ્યુર નં. ૫** ની સાથે આપવો.

**સુચના**—આ વ્યાધિમાં દરદીને ઉટાંટીયાનો હુમલો થાય ત્યારે વારંવાર પાણી પીવા આપવું. દુધ આપવા હરકત નથી. આ ખાંસી થાય તેમણે પોતાને શરદી ન થાય એવી સંભાળ રાખવી, ભેજવાળી જગ્યામાં રહેવું નહીં.

---

## ( ઉ ) વાધણી, હેડકી. ( Hiccough ).

**વાધણી**—આ મજાતન્તુનો વ્યાધિ છે. સાધારણ વ્યાધિમાં પાણી પીવાથી અગર તો પાસુ દાબી સુઇ રહેવાથી આરામ થાય છે પણ જે રોજ આવે છે તેને લીધે દરદી ખાઇ શકતો નથી, અને ખાય છે, તો ઉલટી વાટે બહાર નીકળે છે, તેને માટે ખાસ દવાની જરૂર રહે છે.

**મૅગ્નેશિયા ફૉસ નં. ૮**—આ વાધણીમાં મુખ્ય ઉપાય છે. આ ક્ષાર દર વખત ગરમ પાણીમાં આપવો.

**નેટ્રમ મ્યુર નં. ૯**—વાધણી કવીનાઇન લેવાને લીધે આવતી હોય ત્યારે આપવો. કારણ કે આ ક્ષાર કવીનાઈનની અસરને સમાવે છે માટે આપવો.

---

## ( ઋ ) સાદ બેસી જવો. ( Hoarseness ).

**ફેરમ ફૉસ નં. ૪**—ગાવાથી અને ભાષણ કરવાથી સાદ બેસી ગયો હોય અને દુઃખમય હોય, અથવા તો શરદીથી કે બહુ બોલવાથી સાદ બેસી ગયો હોય ત્યારે આપવો.

**કાલી મ્યુર નં. ૫**—અવાજ છેક બેસી ગયો હોય અને હરકત વાળો કેસ હોય તો કાલી સલ્ફ નં. ૭ ની સાથે વારાફરતી આપવો.

**કાલી ફ્રોસ નં. ૬**—જો મગજની અવ્યવસ્થાથી સાદ બેસી ગયો હોય તેમજ ગળામાંથી અવાજ બીલકુલ નહિ નીકળતો હોય તો આપવો. કારણ કે આ ઔષધ કફને છુટો પાડે છે.

---

## ( પ ) સાદ બેસી જવો. ( Asthma ).

**દમના મુખ્ય બે પ્રકાર છે** (૧) લુખો દમ અને (૨) કફ સાથેનો દમ. આ વ્યાધિ થવાનાં મુખ્ય કારણ નીચે મુજબ છે. (૧) ફેફસામાં હવા જવાનો પ્રતિબંધ, સ્વર નળી અથવા વાયુ નળીનું સંકોચન અથવા કંઇ દરદ. (૨) રક્તાશયનાં દરદો કે જેને લીધે ફેફસાંમાં જોઇએ તેથી કે ઓછું લોહી જાય, તેમજ લોહીનો સ્રાવ થવાથી ફેફસાનું પોષણ ઓછું થાય, જેમકે પાંડુ રોગ, રક્તપિત્ત વિગેરે. (૩) મગજની નબળાઈ મનોવિકાર, હિસ્ટીરિયા, સાંકડી અને નબળી છાતી એવા દરદો વાળાને જરા ઠંડી હવાનો ફેરફાર દમ અથવા શ્વાસ ઉપજાવે છે. (૪) ઝેરી તથા નઠારી વસ્તુઓના રજકણો શ્વાસમાં જવાં, બદપરહેજી, અજીર્ણ તથા એકાએક ફેરફાર, શ્વાસને ઉત્પન્ન કરે છે. (૫) શરીરનું જાડાપણું, હૃદયમાં ચરબી વધવી, તથા ગાંઠીઓ વા, એવા દરદીઓને તેમજ ધાતુ ક્ષીણતાવાળાને શ્વાસ ચડે છે. (૬) વારસામાં પણ ઉતરે છે.

**લક્ષણ**—શ્વાસ વધારે ચાલવો, એ દમના રોગનું પ્રત્યક્ષ લક્ષણ છે. પ્રથમ પેટમાં બાદી અને ઝાડાનો કબજો થાય છે. પીસાબ ઘણો તેમજ ધીમે ઉતરે છે, ઘણા કેસમાં દમ ચઢવાનાં બીજાં કશાં ચિન્હો અગાઉથી દેખાતાં પણ નથી. દમનું જોર પાછલી રાત્રે ચઢે છે. આ વ્યાધિવાળાને જોવામાં આવે તો એમજ લાગે છે કે હમણાં દરદી લેવાઈ જશે. શરીરપર પરસેવો ઘણો થાય છે, અંગ ઠંડું થઇ જાય છે, નાડી જલદ ચાલે છે, મુખ ઉઘાડું રહે છે, સુઇ શકાતું નથી, આવું દરદ બે ચાર કલાક કે બે દિવસ રહીને પાછું નરમ પડે છે, ઉધરસ સાથે થોડો કફ નીકળે છે, દમ બેઠા પછી થાકેલો દરદી ઊંઘમાં પડે છે, વાયુનળીના સંકોચાવાથી દમ ચઢે છે. અને હવા અંદર જતી વખતે તાંત બોલે છે, દમના દરદમાં અંતર શ્વાસ ટુંકો ચાલે છે અને બાહ્ય શ્વાસ લાંબો ચાલે છે, એક વાર મટયા પછી અનિયમિત વખતે ફરી ચઢી આવે છે. કોઇને દરરોજ, કોઇને મહિને, અને કોઇને વરસમાં એકાદ વાર તેમજ કોઇને કેટલાંક વરસો પછી દેખાવ

દે છે. આ દરદ ઍલોપેથીના દાક્તરો અને વૈદો અસાધ્ય કહે છે. આ બાયોકેમિક દવા તેના ઉપર રામબાણ અસર કરે છે અને વ્યાધિને નિર્મૂળ કરે છે એમ અનુભવથી સિદ્ધ થયું છે.

**કાલી ફૉસ નં. ૬**—શ્વાસ લેતાં અડચણ પડતી હોય, મજ્જાતંતુ દુર્બળ પડી ગયા હોય, ખોરાક ઘણોજ ઓછો ખવાતો હોય તો આ ઔષધ મૂખ્ય છે તેને મોટા પ્રમાણમાં લેવું. અને ૧૨X પાવરથી શરૂ કરવું. જો લાંબા વખતનો દમ હોય તો ૨૦૦X પાવરનું વાપરવું સારૂં છે.

**કેલકર ફૉસ નં. ૧**—કંઠનાળ ગત દમ હોય; ગળફો ચીકણો, જાડો પીળો નીકળતો હોય, અને નાના બાળકને પારણામાંથી લેતાં ગુંગળાઇ જતું હોય તો, અને આ વ્યાધિમાં થતી નબળાઇ માટે આ ઔષધ આપવું.

**કેલકર ફ્લોર નં. ૩**—જ્યારે બળખો પીળો હોય, તેને કાઢતાં કઠણ પડતું હોય, જે સ્થિતિસ્થાપક રેશાઓ ન્યૂન થાય છે તેને રચનાર આ ઔષધ છે. તેને માટે આ અપાય છે.

**કાલી સલ્ફ નં. ૭**—કંઠનાળ ગતદમ હોય, હલકો પીળો બળખો નીકળતો હોય અને જલ્દી છુટો પડી જતો હોય ત્યારે આપવો તથા ગરમ ઓરડામાં અથવા ગરમીવાળા મુલકમાં જવાથી આ વ્યાધિ વધતો હોય, ઠંડી જગોમાં સારૂ લાગતું હોય, રાત્રે ઊનાળામાં વધારે જણાતું હોય ત્યારે આપવો.

**કાલી મ્યુર નં. ૫**—જઠરની અવ્યવસ્થા હોય, જીભ ઉપર ધોળો થર બાઝેલો હોય. બંધકોશ હોય, પિત્તાશય મંદ હોય, ગળફો જાડો, ધોળો, ચીકણો પરાણે નીકળી શકતો હોય તો આ ઔષધ વાપરવું.

**નેટ્રમ મ્યુર નં. ૯**—બળખો સ્વચ્છ અને શ્લેષ્મવાળો હોય, નાક અને આંખમાંથી પાણી નીકળતું હોય તો આ ઔષધ આપવું.

**મૅગ્નેશિયા ફૉસ નં. ૮**—ત્રાસદાયક આમવાયુ હોય, છાતીમાં સંકોચવાળી લાગણી થતી હોય ત્યારે આપવું.

**નેટ્રમ સલ્ફ નં. ૧૧**—જુવાન માણસને દમમાં આ ઔષધ આપવું. ભીનાશવાળી કે ઠંડી જગામાં રહેવાથી દરદ વધતું હોય, જીભ પર લીલો, ગંદો થર બાઝે, મુખમાં તીક્ષ્ણ સ્વાદ રહેતો હોય, સવારમાં દસ્ત પાતળો થતો હોય ત્યારે આપવો.

**સિલિશીયા નં. ૧૨**—શ્વાસ લેતાં અડચણ પડતી હોય ત્યારે આપવું. સાધારણ રીતે **કાલી ફૉસ નં. ૬** તથા **કેલકર ફૉસ નં. ૧** અને

કેલકેર ફ્લોર નં. ૩ પુરતા છે. વ્યાધિને નિર્મૂળ કરવા સારૂ કાલી ફોસ નં. ૬ અને નેટ્રમ સલ્ફ નં. ૧૧ અને સિલિશીયા નં. ૧૨ લાંબો વખત લેવાનાં છે.

**સુચના**—આ દરદ ઘણું કરીને રાત્રે એકાએક ચઢે છે. તે વખતે દરદીને બેઠો રાખવો અને ખુરશી ઉપર કે એવીજ બીજી સગવડ પડતી જગાપર બેસાડી મોં પાસે એક નાનું ટેબલ મૂકી તેના ઉપર નરમ ગાદી મૂકીને દરદીની કુણીઓ તથા હાથ, તે ગાદી ઉપર રખાવવા. જો અવિચારીપણે ખાવાથી દમ ચઢી આવી હોય તો ઉના પાણીમાં રાઇ નાંખી તે પાઇને ઉલટી કરાવવી, જો પેટનો કબજો હોય તો જુલાબ ચોખા દીવેલનો લેવો અને પછી ઔષધ શરૂ કરવાં, દરદીએ રાત્રે ભારે ખોરાક ન લેવો. ખોરાક હલકો પચે તેવો થોડા પ્રમાણમાં લેવો. મુખ્યત્વે કરીને આ દરદીને દરરોજ તાજુ ગાયનું દુધ, મધનો ચાહ ઉત્તમ છે. ૫ળ, દુધ પીવા ઉપર રહેનારને આ ઔષધથી જલદી આરામ થાય છે.

---

## ( ओ ) ક્ષય ધાતુક્ષય રાજ્ય ક્ષમા. (Consumption.)

**કારણ**—મળ મૂત્રાદિક વેગોનો વારંવાર અટકાવ, અતિ સ્ત્રી સેવન, અતિ ઉપવાસ એટલે લાંઘણ, અતિ ઇર્ષ્યા તથા ચિંતા, અતિ શ્રમ, અનીમિત ખાનપાન, અતિ અભ્યાસ, વ્યભિચાર, નાની વયથી ધાતુનો વ્યય તથા ક્ષય, ઉપદંશનો વ્યાધિ, છાતી નબળી છતાં બહુ બોલવું, શરદીવાળી જગામાં નિવાસ, ઘણીવાર પ્રસવ થવાથી નબળાઇ, મોટો તાવ, સસણી, ફેફસાનો વરમ, આ સર્વ ક્ષયરોગનું કારણ છે. આ વ્યાધિ વારસામાં ઉતરે છે અને વિશેષ કરી ૧૮ થી ૩૦ વર્ષના મનુષ્યનેજ ક્ષયનો વ્યાધિ થાય છે તે ભયંકર ગણાય છે, માટે આરંભમાંજ આ બાયોકેમિક દવા લેવાનો વહીવટ રાખવો કે વ્યાધિ ભયંકરરૂપ પકડે નહિ.

**લક્ષણ**—પડખાં તથા ખભાઓમાં પીડા, હાથ પગમાં સંતાપ, અને સઘળા અંગોમાં જ્વર એ ત્રણ ક્ષયનાં મુખ્ય લક્ષણ છે. અન્ન ઉપર અરૂચી, જ્વર, શ્વાસ, ખાંસીમાં લોહી પડવું, સ્વર બગડવો, ખભા અને પાંસળીઓમાં દરદ અને સ્વરભંગ, વાતાધિક ક્ષયમાં થાય છે. જ્વર, સંતાપ, અતિસાર તથા લોહી પડવું, પિત્તની અધિકતાવાળા ક્ષયમાં થાય છે; અને માથાની પીડા, અરૂચિ, કાસ, શ્લેષ્મ તથા અંગો ભાંગે. તે કફની અધિકતાવાળા ક્ષયનાં લક્ષણ છે.

**આ વ્યાધિનું નિવેદન**—દમનો વ્યાધિ અને ફેફસાના વરમનો વ્યાધિ એને અનુસરી છે. આ વ્યાધિનું નિદાન તરત થાય છે તો વ્યાધિ સહેલાઇથી મટી શકે છે, પ્રથમ શરૂઆતમાંજ બીજાં ઔષધ ન લેતાં આ સંસ્થાનાં ઔષધ 30X પાવરનાં વાપરવાથી જલદી મટી જાય છે.

ક્ષયરોગની બીજી સ્થિતિમાં લાંબો વખત ઔષધ લેવાની જરૂર રહે છે. આ બે પ્રસંગે પણ જો દવા કરવામાં નથીજ આવતી તો આ વ્યાધિ ત્રીજી સ્થિતિમાં જતાં અસાધ્ય થઇ રહે છે. જેમ ફેફસામાં ક્ષય થાય છે તેમ આંતરડામાં પણ થાય છે. આ શાસ્ત્રના આધારે નીચે પ્રમાણે ચિકિત્સાથી ઔષધ આપી શકાય છે.

**ફેરમ ફોસ નં. ૪**—તાવ આવતો હોય, ટુંકો ને કષ્ટપ્રદ શ્વાસ હોય, બળખો કઠણ હોય, છાતીમાં દરદ થતું હોય, ફેફસામાંથી લોહી નીકળતું હોય, બળખા સાથે લોહી પડતું હોય ત્યારે આપવો.

**કેલકર ફોસ નં. ૧**—અશક્તિ માટે, નબળાઇમાં એલ્બ્યુમન જતો હોય, કંઠમાળમાં સોજો અને વેદના થતી હોય ત્યારે જીર્ણ શિરાઓને સ્થાને નવી રચવાને માટે, જઠરની મંદ શક્તિ દુર કરવા માટે તથા પરસેવો ઘણો થતો હોય તે અટકાવવા માટે આપવો.

**સિલિશીયા નં. ૧૨**—રાત્રે ઘણો પરસેવો, બંધકોશ, બળગમ પાતળો હોય તથા તેની સાથે જાડો, લીલો, પીળો, પરૂ જેવો પદાર્થ રહેતો હોય, તાવ હોય, પગનાં તળીયાં બળતાં હોય, મોઢામાં રસ સહિત મધુર સ્વાદ જણાય તથા રૂચીનો અભાવ હોય ત્યારે આપવો. આ વ્યાધિમાં આ ઔષધ ૨૦૦X પાવરનું અકસીર ગણાય છે. શરૂઆતમાં 30X વાપરવું અને પછી ચઢતી પાવરનુ લેવું.

**કેલકર ફોસ નં. ૨**—જાડો પરૂ જેવો પદાર્થ બળખામાં નીકળતો હોય તથા તેની સાથે કોઇ કોઈ વખતે લોહી પણ ભળેલું હોય ત્યારે આપવો.

**કાલી સલ્ફ નં. ૭**—બળખો પાતળો, પીળો, શ્લેષ્મ જેવો હોય તથા ગળામાં પાછો જતો રહેતો હોય, અને ગળાઇ જતો હોય, ચામડી શુષ્ક રહેતી હોય, બપોર પછી તાવ આવતો હોય, ત્યારે આપવો.

**કાલી મ્યુર નં. ૫**—જાડો ધોળો બળખો નીકળતો હોય, કિંવા ધોળો કે ભૂરો થર જીભ ઉપર હોય તો આપવો.

**નેટ્રમ મ્યુર નં. ૯**—પાતળો પાણી જેવો બળખો નીકળતો હોય, પારદર્શક હોય, કોઈ વખત તેની સાથે લોહી ભળેલું હોય, તો મોટા પ્રમાણમાં **ફેરમ ફોસ નં ૪** ની સાથે વારા ફરતી આપવો. કામ કર્યાં પછી અશક્તિ દાખવે તો એકલો **નેટ્રમ મ્યુર નં. ૯** આપવો.

**કાલી ફોસ નં. ૬**—શ્વાસ ટૂંકો હોય, હૃદય અનિયમિત રીતે ચાલતું હોય તથા ધડકતું હોય, ત્યારે આપવો.

**નૅટ્રમ સલ્ફ નં. ૧૧**—આંતરડાનો ક્ષય હોય અને તેને આગળ વધતો અટકાવવાને તથા દસ્ત બરોબર આણવા તથા પિત્ત બરોબર કાઢવા માટે આપવો.

**સુચના**—ક્ષયના દરદીએ હમેશાં જ્યાં "**ઑકસિજન**" હવા વિશેષ હોય, તેવા હવાવાળા સ્થાનમાં રહેવું. રાત્રે સુવાના સ્થાનમાં શુદ્ધ હવા આવે એવી ગોઠવણ કરવી ઓઢવાનું રાખી ખુલ્લા સ્થાનમાં સુવું, ખોરાક સાદો અને પચી શકે તેટલોજ લેવો. બકરીનું કે ગાયનું તાજુ દુધ એકલું લેવામાં સારો લાભ થાય છે. તાજાં લીલાં ફળ, તેમાં મુખ્ય ભાગે દાઢમનો ઉપયોગ વિશેષ કરવો હીતકર છે. અતિ મૈથુન, અતિ મહેનત, ચિંતા અને અતિ અભ્યાસ આ સર્વ ત્યાગ કરવું.

## પ્રકરણ ૧૨ મું.

### અજીર્ણ ( Dyspepsia ).

અજીર્ણ થવાના કારણથી ભાગ્યેજ કોઈ અજાણ્યું હશે. આ વ્યાધિમાંથી ઘણા વ્યાધિનું મૂળ રોપાય છે. માટે અજીર્ણ થતાં તેનો તરત ઉપાય કરવો.

શરીરનું બંધારણ ખોરાક ઉપર છે. પણ ખોરાક યથાયોગ્ય પાચન થતો નથી, તો તેજ ખોરાક શરીરનો પાયો મજબુત કરવાને બદલે ઉલટો ઢીલો કરે છે. અજીર્ણનો વ્યાધિ જન્મ પામવાને દારૂ, ભાગ, ગાંજો, તંબાકુ, આળસ, વિર્યનો અતિ વ્યય અને ક્ષય, જેમ તનને તેમ મનને ઘણો શ્રમ. ચિંતા વિગેરે ઘણાં કારણથી અજીર્ણનું બી રોપાય છે.

**લક્ષણ**—અજીર્ણની નિશાનીઓથી આપણે અજાણ્યા નથી, અજીર્ણ પેટમાં મુખ્ય બે ક્રિયા કરે છે. કાંતો ઝાડાને પેદા કરે છે કે ઝાડો બંધ કરે છે. અજીર્ણથી ઝાડા થઇને પેટ છુટી જાય છે, અને નહિ પચેલો ભાગ ઝાડા વાટે બહાર નીકળી જાય છે, જો તેમ નથી થતું તો વિશેષ ખરાબી કરે છે, ઝાડો કબજ થાય છે, પેટ ચઢે છે, ખાટા ઓડકાર આવે છે, મોળ, ઉછાળો, ઉલટી, જીભ ઉપર સફેદ છારી, ગળામાં, છાતીમાં, અને હોજરીમાં દાહ, માથામાં દરદ, વખતે પેટમાં ચૂંક, ઊંઘમાં સ્વપ્ન વિગેરે અજીર્ણનાં અનેક ચિન્હ થાય છે.

જો થોડા વખતનું અજીર્ણ હોય તો તરતજ મટે છે. પરંતુ જીર્ણ અજીર્ણમાં વધારે વખત દવા લેવાની જરૂર રહે છે. અજીર્ણના પાંચ પ્રકાર છે. (૧) સાદુ અજીર્ણ, (૨) ખટાશવાળું અજીર્ણ, (૩) પિત્ત અ-જીર્ણ, (૪) દુઃખાવાવાળું અજીર્ણ, (૫) મજ્જાતન્તુ અજીર્ણ. આ સઘળાં અજીર્ણમાં આ બાયોકેમિક સંસ્થાનાં ઔષધ રામબાણ છે. આ ઔષ-ધથી બીજાં ઔષધની જરૂર પડતી નથી.

**ફેરમ ફોસ્ નં. ૪**—અને **નેટ્રમ ફોસ્ નં. ૧૦** જમ્યા પહેલાં પાંચ ગ્રેન લેવાં. અને જમ્યા પછી **કેલકર ફોસ્ નં. ૧** અને **નેટ્રમફોસ્ નં. ૧૦** લેવાં. આથી અજીર્ણ મટે છે, અને બીજાં ઔષધની જરૂર રહેતી નથી.

**કાલી મ્યુર નં. ૫**—જઠર પોતાનું કામ બરોબર ન કરે અને તેથી થતા અજીર્ણ માટે આ ઔષધ છે. થર જીભ ઉપર ધોળો બાઝે છે, દસ્ત બરોબર થતો નથી. દસ્ત ઝાંખો, પીળો, ધોળાશ પર થાય છે તથા મૂત્ર રતાશ પર થાય છે. અને ઘીવાળા તથા જેમાં ખાંડનો ભાગ વધારે હોય, તેથી અજીર્ણ થયું હોય તો પ્રથમ **નેટ્રમ ફોસ્ નં. ૧૦** આપવો અને તેથી ન મટે તો **કાલી મ્યુર નં. ૫** આપવો.

**નેટ્રમ ફોસ્ નં. ૧૦** મોંની અંદર ખાટો સ્વાદ લાગવો, પેટમાં વાયુનો ગડગડાટ થવો, ખાધા પછી પેટમાં દુઃખ થવું, છાતીમાં બળતરા થવી, રૂચી ન રહેવી, ઘી વગેરેના જમણથી થએલું અજીર્ણ, એ સર્વમાં આ ઔષધ આપવું.

**નેટ્રમ સલ્ફ નં. ૧૧**—પિત્તનું જાડું થઈ જવું, કડવો સ્વાદ લાગવો, દસ્ત લીલો થવો, ઉલટી કડવી થવી, માથું દુઃખવું, ચક્કર આવવા, જમણે પડખે સુવાથી પેઢુમાં વાયુ ગુંચાવો, અને જીભપર લીલો પીળો થર બાઝ-વો, આ સર્વમાં આ ઔષધ આપવું.

**નેટ્રમ મ્યુર નં. ૯**—સગર્ભા સ્ત્રીને અજીર્ણ થયું હોય, અરૂચી હોય, મોંની અંદર વારંવાર મોળ આવતી હોય, જીભ સુકાઇ જતી હોય, જીભપર પાણીના પરપોટા આવવા, પાણી જેવી ઉલટી થવી, મીઠું વધારે ખાધું હોય તોપણ આજ ઔષધ અપાય છે.

**મૅગ્નેશિયા ફોસ નં. ૮**—પેટમાં ચુંક આવતી હોય, વેદના થતી હોય, અમળાટ થતો હોય, પેઢુમાં વાયુનો સંકોચ, પેટમાં ગડબડાટ, વાયુની છુટ બરોબર ન હોય તો આ ઔષધ આપવું.

**કાલી સલ્ફ નં. ૭**—પેટમાં ભાર લાગવો, ચુંક આવે, તેમજ જીભ ઉપર ચીકણો પીળો થર બાઝેલો હોય, અને **નેટ્રમ મ્યુર નં. ૯** આપ્યા છતાં લાભ ન જણાય તો આપવો.

**કાલીફોસ નં. ૬**—મજ્જાતંતુની અવ્યવસ્થાને લીધે પચનયંત્ર પોતાની ગતિમાં મંદ હોય, વારંવાર ખાધા છતાં ભૂખનું ભાન, પેટનો ફુલાવો જઠરના ભાગમાં વાયુ ઉત્પન્ન થઈ તેનું રક્તાશયપર દબાણ થવું, વિગેરેમાં આ ઔષધ અપાય છે. અજીર્ણને લીધે માથાનો દુઃખાવો, પૃષ્ટ દંડમાં વેદના, ચસકા, કળતર, અશક્તિ, ઉદાસી, ઊંઘ ન આવવી, ત્યારે **ફેરમ ફોસ નં. ૪** અને **નેટ્રમ ફોસ નં. ૧૦** સાથે આપવો, અથવા **કાલી ફોસ નં. ૬** એકલો આપવો.

**ફેરમફોસ નં. ૪**—પેટમાં સોજો આવવો તથા તેની અંદર વેદના થવી, નહિ પચેલા ખોરાકની ઉલટી થવી, ચહેરો ફીકકો થવો, પેટમાં દુઃખાવો, અરૂચિ, ક્ષુધાનો અભાવ, જમ્યા પછી ઉબકા આવવા, અસ્વસ્થપણું ઊંઘ, ભયંકર સ્વપ્ન, સવારમાં નહિ ઉઠાવું અને આળસ થવી, ટાઢા પાણીની તરસ વિશેષ લાગવી, ચાહ, કૉફી પીવાની વારંવાર ઈંતેજારી, આ સર્વમાં આ ઔષધ આપવું.

**સુચના**—અજીર્ણથી દુઃખી થતા માણસે ખોરાક હલકો અને જલ્દી પચી શકે તેવો ખાવો, ખોરાક ઘણોજ ચાવીને ખાવો, હમેશાં તાજાં લીલાં ફળ ખાવાં, કસરત કરવી, ખુલ્લી હવામાં ફરવું. અને તે એકાદ બે દિવસને આંતરે જળ પીને ઉપવાસ કરવા, આગ ગાડીઓની અને બજારૂ દવા લેવી નહિ, નિયમિત ખાવું, વખતસર સૂઇ રહેવું અને વહેલા ઉઠવું.

---

## (આ) બંધકોશ, કબજીયાત. (Constipation).

સાધારણ રીતે દરેક માણસને ચોવીશ કલાકમાં એક બે વખત દસ્ત આવે છે. કોઇ વખત અપચાને લીધે અથવા એવાજ બીજા કારણથી ઝાડો બંધ રહે છે. ઝાડો નિરંતર કબજ રહે છે એટલે જોઇએ તેવા ખુલાસાથી ઉતરતો નથી. આથી કરીને પેટ કબજ થવાથી ભુખ લાગે નહિ. પેટ ચઢેલું રહે અને અજીર્ણનાં ચિન્હ દેખાય છે તેને બંધકોશ અથવા કબજીયાત કહે છે.

**કારણ**—બંધકોશનો વ્યાધિ વારંવાર જુલાબ લેવાથી આંતરડાને પોતાની શક્તિ ઉપરાંત કામ કરવું પડે છે. જુલાબથી એકવાર પેટ સાફ થાય છે, પણ થોડાજ વખતમાં પાછો કબજો અને ભરાવો થઇ જાય છે. વારંવાર દારૂ પીવાની ટેવથી ફાયદો થવાને બદલે નુકસાન થાય છે. તેમજ જુલાબ લેવાની વારંવાર ટેવથી ફાયદો થવાને બદલે હાની થાય છે.

**લક્ષણ**—ઝાડાનો અવરોધ, પેટમાં ભાર, પવન, આફરો, બેચેની, આળસ, મંદાગ્નિ, ચુંક, અપચો, આમળ બહાર નીકળવી, હરસ, માથામાં દરદ, ફેર, ચકરી, હિસ્ટીરિયા, જરા તાવ, શ્વાસ લેવાની મુશ્કેલી, અનિદ્રા, મનની ખિન્નતાઇ વિગેરે અનેક લક્ષણ છે. આ **બાયોકેમિક ઔષધથી** બંધકોશ ટાળવા ઘણુંજ મદદ રૂપ છે તે લાંબો સમય લેવાં. આથી બીજા ઘણા વ્યાધિ સમશે.

**કાલીમ્યુર નં. ૫**—દસ્ત ધોળાશ પર થતા હોય, જીભ પર ધોળો અથવા ભૂરો થર બાઝતો હોય, ચરબીવાળા પદાર્થો ખાવાથી બંધકોશ થયો હોય ત્યારે આ મુખ્ય ઔષધ છે.

**નેટ્રમ મ્યુર નં. ૯**—દસ્ત કઠણ થતો હોય, આંખમાંથી પાણી ગળે, પાણી જેવી ઉલટી થાય, માથું ભારે સુસ્ત રહે, દુઃખે અને દસ્ત પરાણે થતો હોય, અને અંદર બળતરા થતી હોય તથા થુંક બહુ આવતું હોય ત્યારે આપવો.

**નેટ્રમ સલ્ફ નં. ૧૧**—કઠણ ગાંઠો દસ્તમાંથી નીકળતી હોય, કોઇ વખત લોહી નીકળતું હોય, દસ્ત નરમ છતાં નીકળવાને અડચણ પડતી હોય ત્યારે આપવો. આ ક્ષાર પિત્ત જાડું થઇ ગયું હોય તો પાતળું કરી વહેતું કરે છે. તેમજ આંતરડાને ઉત્તેજીત કરે છે.

**સિલિશીયા નં. ૧૨**—ઝાડો થાય, પાછો ઝાડો અંદર પેસી જતો હોય તેમ લાગે તો આપવો. બાળકોને બરોબર પોષણ નહિ મળવાથી બંધકોશ હોય ત્યારે આપવો.

**ફેરમ ફોસ નં. ૪**—કઠણ દસ્ત થાય તો આપવો. આ પ્રકારની સ્થિતિમાં અર્શ, પાયુનું બહાર આવવું, યોનિવરમ, ગર્ભાશય વરમ આદિથી થાય છે. જ્યાં સ્નાયુ નિર્બળ થતા હોય અને મળ બહાર કાઢવા જોઇએ તેટલા સંકોચાઈ શકતા ન હોય ત્યારે આપવો.

**કાલી ફોસ નં. ૬**—આંતરડાની નિર્બળતાને લીધે બંધકોશમાં ઝાડો કાળો, તપખીરીયા રંગનો હોય અને બેસી રહેવાથી બંધકોશ થયો હોય ત્યારે આપવો.

**કેલકેર ફ્લોર નં. ૩**—આંતરડાનો ભાગ પહોળો થઈ પડી રહે, અને સંકોચાય નહિ તેથી મળ કાઢતાં બહુ કરાંઝવું પડે તથા મળ બોં-તરી કાઢવો પડે ત્યારે આ ઔષધ આપવું,

**મૅગ્નેશિયા ફોસ્ નં. ૮**—આ ઔષધ સ્નાયુ વિકાસ કરનાર છે. આંતરડાં સંકોચાઇ જતાં હોય અને દસ્ત અધકચરો તથા પાતળો થાય ત્યારે આપવો.

**નેટ્રમ ફૉસ નં. ૧૦**—બાળકોના ઘણાખરા બંધકોશના વ્યાધિમાં આ ઔષધ અપાય છે.

**સુચના**—વારંવાર જુલાબ લેવા નહિ. કારણ કે પ્રથમ દસ્ત સાફ આવે છે, પરંતુ પછી બંધકોશ થાય છે. શાક, ભાજી, જળપાન, બંધકોશ ટાળનાર છે. નિયમિત રીતે જમવું, પચે તેટલો ખોરાક લેવો, ખુલ્લી હવામાં કસરત કરવી, મેદો અને એવાં ભારે જમણ ખાવાં નહીં.

---

## ચુંક, આંકડી. ( Colic & Cramps. )

ચુંક આવવાનું મૂખ્ય કારણ અજીર્ણ છે. આંતરડામાં વાયુ ભરાવાથી ઘણું કરી આ દુખાવો થાય છે. મૂત્રપિંડની અવ્યવસ્થાથી તથા આંતરડામાં પિત્તનો સંચય થવાથી આ દુઃખાવો થાય છે. નરમ મિજાજના માણસને, હિસ્ટીરીયાવાળી સ્ત્રીઓને આ દરદ થાય છે.

**લક્ષણ**—વરમમાં એક સ્થાનેજ દુઃખ થાય છે. વરમવાળો ભાગ આળો થઇ જાય છે. દરદી બેવડ વાળી સુવે છે તો આરામ જેવું લાગે છે. આંતરડામાં વાયુ ભરાયાથી પણ થાય છે, સાથે તાવ આવે છે અને નાડી ઉતાવળી ચાલે છે. મૂત્રપિંડ, મૂત્રાશય, તથા પિત્તાશયમાં જે ચુંક આવે છે. તે ચુંક પેટની સાધારણ ચુંકમાંથી ઓળખીને ઔષધ આપવું.

**મૅગ્નેશિયા ફોસ નં. ૮**—આ મુખ્ય ઔષધ છે. તેને ગરમ પાણીમાં આપવું. આ ઔષધ થએલા વાયુને છુટો પાડે છે, તેથી વા છુટ થાય છે, અને દુઃખાવો મટે છે. જો આથી આરામ ન થાય તો કેલકર ફૉસ નં. ૧ સાથે આપવો, કારણ કે અન્ન પચન કરવામાં મોટી મદદ કરે છે. દાંત આવતાં બાળકને ચુંક આવે તેને માટે આ ખાસ ઔષધ છે.

**નેટ્રમ સલ્ફ નં. ૧૧**—પિત્તને લીધે થતી ચુંક, ઉલટીમાં પિત્ત નીકળતું હોય. મુખમાં કડવો સ્વાદ લાગતો હોય, જીભ ઉપર પીળો લીલો થર દેખાતો હોય, તથા જમણે પડખે ચુંક આવતી હોય તો આ ઔષધ આપવું.

**નેટ્રમ ફૉસ નં. ૧૦**—કૃમિને લીધે બાળકને અથવા મોટા માણસને ચુંક આવતી હોય, લીલા ખાટા ગંધાતા ઝાડા થતા હોય અને દહીં જેવી ઉલટી થતી હોય ત્યારે આપવો, તથા ડાબે પડખે ચુંક આવતી હોય તો-પણ આજ ઔષધ અપાય છે.

**ફેરમ ફૉસ નં. ૪**—ઋતુ સમયે સ્ત્રીઓને ચુંક આવતી હોય તેની સાથે નાડી વેગથી ચાલતી હોય તો આપવો.

**કાલી સલ્ફ નં. ૭**—શરદીને લીધે ચુંક આવતી હોય, પેઢું ઠંડું લાગતું હોય તથા ગંધકના જેવી વાયુસ્રાવમાં ગંધ આવતી હોય તો આપવો

**સુચના**—ચુંકના વ્યાધિમાં ઉનું પાણી પીવું તે ફાયદાકર્તા છે, અને આ દવાઓ ઉના પાણીની સાથે (પાંચથી દશ ગ્રેન એક ઔંસ ગરમ પાણીમાં નાંખી) પીવી. એથી તરતજ ચુંક સમી જાય છે. વાયડા પદાર્થ ખાવા નહિં, પેટ ઉપર ગરમ ઉનનું કપડું વીંટવું, ખોરાક હલકો રાખવો અને શેક કરવો.

---

## ઉલટી, વમન. (Vomiting.)

**ઉલટી થવાનું મુખ્ય કારણ**—અતિ પ્રવાહી પીવાથી; અતિ ચીકણા પદાર્થ ખાવાથી, અપ્રિય અન્ન પાનથી, અતિ ખાવાથી, આમથી, અજીર્ણથી, કૃમિથી, ગર્ભથી. વાત, પિત્ત, કફ બગડવાથી, સુગ ચડે એવા પદાર્થો જોવાથી, સુંઘવાથી કે ખાવાથી વિગેરે ઘણા કારણથી ઉલટી થાય છે. વિશેષ કરીને અજીર્ણ અને પિત્તના કોપથી વારંવાર ઉલટી થાય છે. એ સિવાય સારણ, આંતરડાનો વરમ, હોજરીનું ક્ષત, યકૃતનો વ્યાધિ, કૉલેરા, પથરી વિગેરે દરદો પણ ઉલટીનાં કારણ છે.

કેટલીક વખત ઉલટી ફાયદાને માટે થાય છે તેને રોકવી નહિ, વિશેષ ખાવાથી ઉલટી થઇ વધારાનું ખાધેલું અન્ન નીકળી જાય છે, તેથી ફાયદો છે. જો તેમ નથી થતું તો બીજા વ્યાધિ ઉત્પન્ન થાય છે. સગર્ભાવસ્થા, દરીઓ લાગવો, કૃમિ, અપચો, અજીર્ણ, ઉધરસ, શિરો વેદના, પિત્તનો પ્રકોપ અને કૉલેરામાં નીચે પ્રમાણે ચિકિત્સા કરવી અને આ **બાયોકેમિક** ઔષધ વાપરવાં.

**ફેરમ ફોસ નં. ૪**—અપચેલા ખોરાકની ઉલટી થવી, ઋતુસ્રાવ સમયે ઉલટી થવી, ખાટી ઉલટી થાય અને ઉલટીમાં સ્વચ્છ લાલ લોહી નીકળે ત્યારે આપવો,

**કાલીમ્યુર નં. ૫**—ઉલટીમાં ધોળો જાડો શ્લેષ્મ જેવો પદાર્થ નીકળે અથવા કાળું ગંઠાઇ ગયેલું લોહી નીકળે, યકૃત પોતાનું કામ બરોબર ન કરે ત્યારે આ ઔષધ વાપરવું.

**નેટ્રમ મ્યુર નં. ૯**—સગર્ભા સ્થિતિમાં ઉલટી થતી હોય તો આ ઔષધ અવશ્ય આપવું. ખરી ઉલટીમાં પણ અપાય છે.

**કાલી ફોસ નં. ૬**—જે ઉલટીમાં દળેલી કૉફી જેવો, તપખીરીયો, કાળા રંગના જેવો પદાર્થ નીકળે તેમાં આપવો.

**નેટ્રમ ફ્રોસ નં. ૧૦**—ખાટી ઉલટી, ઉલટીમાં દહીં જેવું નીકળે; પેટમાં બળતરા થતી હોય, દરીઓ લાગવાથી ઉલટી થવી, તથા નાના બાળકને થતી ઉલટીમાં આ ઔષધ આપવું.

**નેટ્રમ સલ્ફ નં. ૧૧**—મેલેરિયા ફીવરમાં થતી ઉલટી, તથા કડવી ઉલટી થતી હોય ત્યારે આ ઔષધ આપવું.

**કેલકર ફોસ નં. ૧**—ખોરાક પચી ન શકે અને ઉલટી થાય, રાત્રે અમુક વખતે રહીને ઉલટી થાય, નાનાં બાળકને તથા દાંત આવતાં થતી ઉલટીમાં પણ આ ઔષધ આપવુ.

**મૅગ્નેશિયા ફોસ નં. ૮**—હઠીલી ઉલટી વારંવાર થતી હોય, તેમજ કૉલેરાની ઉલટીમાં પણ આજ ઔષધ અપાય છે.

**સુચના**—ઉલટીના પ્રસંગે ખાવા પીવાની બહુજ સંભાળ રાખવી. કૉલેરા, મેલેરિયા ફીવર ચાલતા હોય તેવે સમયે આવીજ અવ્યવસ્થાથી ઉલટી થાય છે. અને દરદી જોખમની સ્થિતીએ પહોંચે છે. નાનાં બાળકને ઘણું ધવરાવવાથી ઉલટી થાય છે, તે પ્રસંગે ધવરાવવાનું કમી કરવું અને **નેટ્રમ ફ્રોસ નં. ૧૦** આપવો.

---

## અતિસાર, ઝાડા થવા. ( Diarrhoea. )

અજીર્ણ અને અતિસારનાં ઘણાં કારણ મળતાં છે, અતિશય અને અયોગ્ય ખોરાક, કાચાં ફળ, તેમજ કાચું, વાસી, તથા ભારે અનાજ ખાવાથી પણ ઝાડા થાય છે. ખરાબ પાણી અને ખરાબ હવા, ઋતુનો ફેરફાર, શરદી, ચિંતા, ભય, અણુચિંતવી આફત, એ સર્વ અતિસારને આમંત્રણ કરે છે.

**લક્ષણ**—વારંવાર પાતળા દસ્ત થવા, એ તેની મુખ્ય નિશાની છે. મોળ, અરૂચી, જીભ ઉપર સફેદ અથવા પીળી છારી, પેટમાં વાયુ, પવનનો ગડબડાટ, ચુંક, વાયુ અથવા ખાટા ઓડકાર વગેરે અતિસારનાં ચિન્હ છે. અતિસારના ઝાડામાં તથા મરડામાં ઘણો તફાવત છે. અતિસારમાં પાતળો ઝાડો છુટથી ચાલ્યો જાય છે. મરડામાં આંતરડા પુરાયલા હોવાથી છુટથી ઝાડો નહિ થતાં આંકડી આવીને થોડે થોડે આંતરે ઝાડો આવવા ઉપરાંત આંતરડામાંથી જળશ, પરૂ તથા લોહી પડે છે.

આ વ્યાધિમાં આંતરડામાંથી રસ અધિક પ્રમાણમાં નીકળે છે. તેમ થવાનું કારણ ક્ષારની ન્યૂનતા છે. તરતના અતિસારમાં દસ્ત પાતળો અને વારંવાર થાય છે, ચુંક જેવું, અથવા પેઢુમાં દુ:ખે છે, વખતે ઉલટી થાય

છે. અરૂચી, માથાનો દુઃખાવો, ટાઢ અને પછી તાવ આવે છે. જીર્ણ અતિસારમાં અતિસાર અને બંધકોશ વારા ફરતી જણાય છે. મળ લીલો, પીળો, અથવા રંગ વિનાનો અને ધોળા મ્યુકસવાળો થાય છે, તરસ, લાલાશ પડતો પીસાબ, ખાધા પછી વિશેષ અસ્વસ્થા અને દરદી સુકાઇ જાય છે.

આ બાયોકેમિક સંસ્થાનાં ઔષધો નીચેની ચીકિત્સા મુજબ અપાય છે.

**ફેરમફોસ નં. ૪**—પાણી જેવો દસ્ત વારંવાર થાય, તાવ હોય, તરસ લાગે, શરદીથી દસ્ત થતા હોય, અજીર્ણને લીધે દસ્ત થતા હોય, ત્યારે આ ઔષધ આપવું.

**નેટ્રમ ફોસ નં. ૧૦**—ખાટા, લીલા, ગંધાતા દસ્ત થતા હોય, બાળકને દાંત આવતાં દસ્ત થતા હોય, કૃમિ વિકાર હોય, ઉનાળાનો અતિસાર હોય, કાચાં ફળ ખાધાને લીધે દસ્ત થતા હોય ત્યારે આપવો.

**કેલ્કેરીઆ ફોસ નં. ૧**—અપચાને લીધે બાળકને દસ્ત થતા હોય, દસ્ત ગરમ પાતળો પાણી જેવો થતો હોય. તથા દાંતના ઝાડામાં આપવો.

**કાલી મ્યુર નં. ૫**—માટીના જેવા પીળા રંગના ઝાડા થતા હોય, ચરબીવાળા ભારે પદાર્થ ખાવાથી ઝાડા થતા હોય, ઝાડામાં લોહી પડતું હોય ત્યારે આપવો.

**કાલી ફોસ નં. ૬**—ઝાડા ગંધાતા હોય, ચોખાના ઓસામણ જેવા થતા હોય, શ્રમ લાગતો હોય, વાયુસ્રાવ દર્ગંધ મારતો હોય, અવાજ થતો હોય, તથા અશક્તિ હોય તો આ ઔષધ આપવું.

**નેટ્રમ સલ્ફ નં. ૧૧**—જીર્ણ અતિસારમાં સવારમાં પાતળો ઝાડો થતો હોય, ઠંડી હવામાં વિશેષ અસર થતી હોય ત્યારે તથા કૉલેરામાં આ ઔષધ અપાય છે.

**સિલિશીયા નં. ૧૨**—બાળકોના દસ્તમાં ખાટો ગંધાતો પરસેવો થતો હોય, તથા પેઢું કઠિણ જણાતું હોય ત્યારે આપવો. બાળકોને જીર્ણ વખતના દસ્તમાં નેટ્રમ મ્યુર નં. ૯ આપવો.

**સુચના**—અતિસારથી પીડાતા દરદીએ અનાજ બહુજ ઓછું ખાવું. ખાટા પદાર્થ અને શાક ભાજી ખાવાં નહિ. અતિસાર જોરમાં હોય તો ભારે ખોરાક ખાવો નહિ, પ્રસંગે ઉપવાસ કરવો, સહેજમાં પચી શકે તેવો ખોરાક લેવો, પેટ પર ગરમ વસ્ત્ર પહેરવાં અને શેક કરવો. અને તો આ સઘળાં ઔષધ ગરમ પાણીમાં લેવાં હિતકર છે.

## મરડો, આમાતિસાર. (Dysentery.)

**કારણ**—આંતરડાંની અંદર મળ ભરાઇ રહેવાને લીધે તેમાં ઉષ્ણતા વધે છે. જેને લીધે આંતરડાની અંતર્ત્વચામાં ક્ષોભ થાય છે અને પાતળા ઝાડા થયા વિના મરડાઇને ઝાડો આવે છે, મરડો એ આંતરડાની અંત ત્વચામાં ક્ષોભ તથા દાહ છે. તે ખાનપાનના દોષથી, હવાના એકદમ ફેરફારથી ખરાબ પાણીથી, અશુદ્ધ શાક તરકારીથી, અને ભેજવાળી જગામાં રહેવાથી થાય છે.

**લક્ષણ**—ઝાડા થાય છે, ટાઢ વાય છે, અને તાવ આવે છે, આંતરડામાં વાઢ, કાપ, વારંવાર દસ્તની હાજત, ઝાડે જતાં ઝાંઝવું પડે, ઝાડામાં લોહી તથા પરૂ પડે છે, નાડી ઉતાવળી ચાલે છે, જીભ ઉપર સફેદ થર બાઝે છે. જેમ દરદ લાંબું પહોંચે તેમ લોહી વધારે પડે છે. કમળો, માથાનો, દુઃખાવો, ચકરી, કાનમાં અવાજ સંભળાવા, ઊંઘ જતી રહેવી, અરૂચી, તરસ દુર્ગંધ મારતા ઝાડા વિગેરે ચિન્હ થાય છે. વ્યાધિ જીર્ણ થાય છે, ત્યારે ઉપરનાં ચિન્હ રહેતાં નથી, પરંતુ આંતરડું બળહીન થાય છે. તેથી બાંધેલો દસ્ત થતો નથી, દસ્તમાં જળસ પડે છે. આનો યોગ્ય ઉપાય થતો નથી તો દરદી સૂકાય છે, અને જોખમની સ્થિતિએ પહોંચે છે.

આ **બાયોકેમિક** સંસ્થાનાં ઔષધ આ પ્રસંગે ઘણાં અનુકુળ થઇ પડે છે. ચાર ઔંસની ચોકખી શીશીમાં ગરમ ચોખ્ખું પાણી ભરવું. તેમાં **૧૫ ગ્રેન** ઔષધ નાખવું અને દર પા કલાકે અથવા અડધા કલાકે ચમચો ચમચો આપવું. આથી સારો લાભ થાય છે અને બીજા ઔષધની જરૂર બીલકુલ રહેતી નથી.

**મૅગ્નેશિયા ફૉસ નં, ૮**—પેઢુમાં, આંતરડામાં ચુંક કે આંકડી આવતી હોય, નીચા વળવાથી અથવા શેક કરવાથી દરદ ઓછું થતું હોય, ઝાડાની વારંવાર આકાંક્ષા થતી હોય ત્યારે આ ઔષધ ગરમ પાણીમાં આપવું.

**કાલી મ્યુર નં. ૫**—પેટમાં તથા પેઢુમાં દરદ થતું હોય, દસ્ત પીળાશપર અને ચીકણા થતા હોય ત્યારે આપવો શરૂઆતથાં **ફેરમ ફૉસ નં. ૪** અને **કાલી મ્યુર નં. ૫** આપવામાં આવે તો બીજાં ઔષધની જરૂર રહેતી નથી. જ્યાં સુધી જળશ અથવા સહેજ લોહી મિશ્રિત જળશ પડે ત્યાં સુધી આ ઔષધ આપ્યાંજ કરવાં.

**કાલી ફૉસ નં. ૬**—ગંધાતા ઝાડા થાય, જીભ સુકાઇ જાય, માત્ર લોહી પડે, દરદીને ચકરી કે ફેર આંવતા હોય, પેઢુમાં સોજા જેવું જણાય, તથા સન્નીપાત તથા પેટના ચઢાવા જેવું લાગે ત્યારે આપવો.

**ફેરમ ફોસ નં. ૪**—મરડો સમી ગયા પછી થોડો સમય આ ઔષધ લેવું. કારણ કે થોડો વખત આંકડી રહે છે. તેથી જે ભાગમાં પ્રથમ વરમ થયો હોય તે ભાગમાં આડો થઇ જવાથી ત્યાં વાયુનું દબાણ થયું હોય ત્યાં દુઃખાવો થાય છે. આ ઔષધ લેવાથી તે ભાગ બળવાન થાય છે.

**કેલકર સલ્ફ નં. ૨**—લોહી અને સાથે પરૂ ભરેલા ઝાડા થતા હોય ત્યારે આપવો.

**સુચના**—મરડામાં દુધ, ભાત, છાશ ખાવાં પથ્ય છે. ઘઉં, અડદ, વિગેરે ચીકાશવાળા અને ભારે અનાજ ખાવાં નહીં. ચોખા, દુધ, છાશનો ઉપયોગ વિશેષ ભાગે કરવો, પેટના ભાગને ઢાંકી રાખવો, પગ પણ ઢાંકેલા રાખવા દરદીએ હાલચાલ ન કરતાં પથારીમાં વિશ્રાંતી લેવી અને પેઢુપર ગરમ શેક કરવો એ હિતકર છે.

---

## રૂચી જતી રહેવી, મંદાગ્નિ. ( Loss of Appetite ).

**ફેરમ ફોસ નં. ૪**—રૂચી જતી રહેવાની સાથે તાવ હોય તો આપવો.

**નેટ્રમ ફોસ નં. ૧૦**—રૂચી જતી રહી હોય તે સાથે ખાટા ઓડકાર વારંવાર આવતા હોય, જીભના પાછલા ભાગપર પીળો મલાઇ જેવો થર બાઝયો હોય ત્યારે આપવો.

**કેલકર ફોસ નં. ૧**—અજીર્ણને લીધે તથા જઠરની નબળાઇથી રૂચી જતી રહી હોય ત્યારે આ ઔષધ આપવું. આ ઔષધથી જઠરાગ્નિ તેજ થાય છે તથા શરીરની નબળાઇ સુધરે છે.

**કાલી ફોસ નં. ૬**—ટાઇફોઇડ તાવ આવી ગયા પછી કે બીજો કોઇ વ્યાધિ થઈ ગયા પછી, ઘણું ખાવાની ઇચ્છા થાય અને શરીરમાં લોહી ઓછું હોય તથા જમ્યા પછી પણ ભૂખ જેવું જણાય તો આ ઔષધ આપવું.

**સુચના**—રૂચી ન હોય તો ખાવું નહિ, બની શકે તો આવા પ્રસંગે ઉપવાસ કે જળ પાન કરવું સારૂં છે. ખોરાક હલકો તેમજ સાદો રાખવો. કેટલા પ્રસંગે કંઇ કંઇ ખાવાની ઇચ્છા થાય છે અને તેથી આરામ જણાય છે. એક માણસને **ટાઇફોઇટ ફીવર** આવતો હતો તેને દીવસમાં દશ બાર ઝાડા થતા હતા, તે માણસને **કાકડી** ખાવાની ઇચ્છા થઈ અને બીજાને **લીલી દ્રાક્ષ**ની ઇચ્છા થઈ. આ બે પદાર્થ ખાવાથી આ મનુષ્યોની તબીયત સુધરી. પરંતુ ખરી ખોટી રૂચી ઓળખ્યા સિવાય કંઇ પણ પદાર્થ ખાવો નહિ કારણ કે વખતે નુકશાન થાય છે.

---

# પ્રકરણ ૧૩ મું.

## અર્શ, આમણુ બહાર નીકળવી, ભગંદર, કૃમિ.

### (અ). હરસ, અર્શ, મસા, બવાશીર. (Piles).

ગુદાની આસપાસ કોર ઉપર અથવા સફરાની અંદર બારીક શિરાઓના બળાં ફુલીને વધવાથી જે મસા થાય છે તેને હરસ કહે છે. અર્શ છ પ્રકારના છે, પૃથક ત્રણ દોષના, ત્રિદોષના, લોહીના, અને સહજ એટલે વારસામાં ઉતરેલા. મુખ્ય ભાગે બે જાતના ઘણા માણસોની જાણમાં હોય છે. (૧) બહારના અર્શ જે સ્પર્શ કર્યાથી માલુમ પડે છે, (૨) સફરાની અંદરના અર્શ. આ અર્શમાંથી વરંવાર લોહી પડે છે.

બહારના અર્શ ઘણી વાર દુઝે છે, કફ જન્ય હરસમાંથી લોહીને બદલે ચીકણું પાણી પડે છે.

**કારણ**—આંખો દિવસ બેસી રહેવું, થોડી મહેનત છતાં હદ ઉપરાંત ખોરાક ખાવો, ઘણો મસાલો વાપરવો, જલદ દારૂ પીવો, ઘણા ઉના કે ઘણા ઠંડા પદાર્થ ખાવા, હમેશનો બંધકોશ, વારંવાર સખ્ત જુલાબ, સ્ત્રીઓને ગર્ભનું દબાણુ, કલેજું, બરોળ, ગાંઠ વિગેરે વ્યાધિ હરસને જન્મ આપે છે. ટુંકામાં જઠરાગ્નિ મંદ પડવાથી અથવા પાચનક્રિયા બગડવાથી જે વ્યાધિ થાય છે તે હરસના વ્યાધિનું આમંત્રણ કરે છે.

**લક્ષણ**—બહારના અર્શ મળદ્વારની કોર ઉપર થાય છે. તેમાં પ્રથમ ચામડીની કરચલી પડવા માંડે છે પછી વધીને મસા જેવા થાય છે. આકાર બિલાડીના આંચળ જેવા હોય છે. કદમાં નાના તેમજ મોટા હોય છે, નાના હોય છે ત્યારે બહુ દરદ કરતા નથી. જરા ખરજ તથા ગરમી જણાય છે. પરંતુ મોટા થાય છે, ત્યારે તેમાં પીડા થાય છે. બેસણીના સર્વ ભાગમાં દુઃખાવો થાય છે. આ અર્શ પાકીને ફુટે છે અથવા લોહી જામી જઈ હરસ બંધાઇ ગયા પછી શાંત પડે છે.

**અંદરના અર્શ**—આ પ્રકારના અર્શમાં ચળ તથા ચટપટી લાગે છે, આગ બળે છે, દરદ થાય તથા ઝાડે જતાં કરાંઝવું પડે છે. ઝાડો કબજ તેમજ ગંઠાઇને આવે છે. તે વખતે દરદીને ભુખો પાડવા જેટલું દરદ થાય છે, સફરો ઘસાઇને અર્શમાં લોહી પડે છે અને સફરાનું રસ પડ ખેંચાઇને બહાર આવે છે, અને વખતે આખુ રસ પડ, એટલે આમળ બહાર આવે છે. લોહી પડયા પછી અર્શ નરમ પડે છે. વારંવાર લોહી

પડવાથી દરદી નબળો પડી લેવાય છે, ચહેરો ફીકકો પડે છે, ચક્કર આવે છે, અર્શનું લોહી લાલ કીરમજી રંગનું હોય છે. અને ટીપે ટીપે અથવા શેડ ફુટીને લોહી દુઝે છે.

આ વ્યાધિમાં ઘણા મનુષ્યો સેંકડો રૂપીઆ ખર્ચે છે. છતાં તેઓને સંતોષકાર જય મળતો નથી. આ બાયોકેમિક સંસ્થાનાં ઔષધે આ વ્યાધિમાં ઘણો જય મેળવ્યો છે. આ ઔષધથી શસ્ત્ર ક્રિયાની જરૂર રહેતી નથી, ઔષધ બીન જોખમનાં છે અને સહેલાઇથી અર્શનું દરદ નાબુદ થાય છે.

**આ શાસ્ત્ર પ્રમાણે આ વ્યાધિમાં નીચે મુજબ ચિકિત્સા થાય છે.**

**કેલકર ફ્લોર નં. ૩**—આ મુખ્ય ઔષધ છે તેને બીજા ઔષધની સાથે વારા ફરતી આપવું. દુઝતા અર્શ હોય, માથે લોહીનું દબાણ થતું હોય, બરડામાં નીચે વેદના થતી હોય તેમજ ઘણા વખતનો બંધકોશ હોય ત્યારે આપવો,

**ફેરમ ફોસ નં. ૪**—અર્શમાં લાલ ચળકતું લોહી નીકળતું હોય, સુજેલા અર્શ હોય ત્યારે **કેલકર ફ્લોર નં. ૩** ની સાથે આપવો, કારણ કે સ્નાયુને સંકોચ કરે છે.

**નેટ્રમ સલ્ફ નં. ૧૧**—નીચેના આંતરડામાં દાહ થતો હોય, અને તેની સાથે કાળજાનો વિકાર હોય ત્યારે આપવો.

**મેગ્નેશિયા ફોસ નં. ૮**—બહારના અર્શમાં અતિશય કાપી નાંખવા જેવી કે કંઈ ભોંકાતું હોય તેવી વેદના થાય ત્યારે આપવો બહાર વેસેલાઇનમાં મલમ કરી ચોપડવો.

**કાલી મ્યુર નં. ૫**—અર્શ દુઝતા હોય, અને જાડું કાળું લોહી પડતું હોય ત્યારે આપવો,

**નેટ્રમ મ્યુર નં. ૯**—જ્યારે કઠણ ઝાડા થતા હોય અને વાયુ તથા મૂત્ર નળીમાં પીશાબ કરી રહ્યા પછી વેદના થતી હોય ત્યારે **કેલકર ફ્લોર નં. ૩** ની સાથે વારા ફરતી આપવો.

**સિલિશીયા નં. ૧૨**—અર્શ અતિશય દુઃખતા હોય, અર્શ પાક પર ચઢતા હોય તથા ઘણી ચૂંટ આવતી હોય, અને તેની વેદના વાયુ સ્થાનમાં અને વૃષણમાં થાય ત્યારે આપવો.

આ ઔષધ ખાવામાં તથા **કેલકર ફ્લોર નં. ૩** ( 3X નો ) પોતાં બીજાં ઔષધની સાથે મૂકવાં, અથવા વેસેલાઇનમાં મલમ કરી મલમ ચોપડવો.

સુચના—જેમને અર્શ થયા હોય તેમણે કૉફી, ચાહ, મરી, મસાલાનો ત્યાગ કરવો, પચે તેવો સાદો ખોરાક લેવો, બંધકોશ રહે તેવો ખોરાક ન લેવો, દુધનો ઉપયોગ ઓછો કરવો, જો અર્શમાં વેદના થતી હોય તો વરાળ નીકળતા પાણી ઉપર બેસીને વરાળ લેવાથી આરામ લાગે છે.

---

## (આ) આમળ બહાર નીકળવી. (Prola Psus in Ani).

સફરાની અંદરનો ભાગ બહાર નીકળે છે, તેને આમળ કહે છે. નબળા બાંધાના માણસને તથા બાળકોને આમળ નીકળે છે. ઝાડાના દરદમાં વારંવાર કરાંઝવાથી આમળ બહાર નીકળે છે. અર્શના વ્યાધિવાળાને પણ આમળ બહાર નીકળે છે, આમળ ઘણું કરી પોતાની મેળે અંદર પેશી જાય છે, અથવા દરદી પોતાના હાથથી દાખલ કરે છે.

**કેલકર ફ્લોરાઇડ ફોસ નં. ૩**—આ મુખ્ય ઔષધ છે તે ખાવામાં અને બહાર વેસેલાઇનમાં મલમ કરી ચોપડવું.

**ફેરમફોસ નં. ૪**—ઉપરના ઔષધની સાથે વાપરવું. કારણ સંકોચ કરનાર છે. અશક્તિ હોય તો **કેલકર ફોસ નં. ૧** આપવો.

**કાલીફોસ નં. ૬**—સફરામાં ચળ આવતી હોય ત્યારે **કેલકર ફ્લોર નં. ૩** ની સાથે આપવો.

**સુચના**—આમળ ઉપર તેલ લગાડી તેના ઉપર એક કપડાનો કટકો મુઠી અંગુઠા વતી દબાવી અંદર બેસાડી દેવી. હરસ, પથરી, મૂત્ર ગ્રંથી, વિગેરે જે કારણ હોય તેનો ઉપાય કરવો. પપૈયાના ફળનો રસ (ચીકણા દુધ જેવો) ચોપડવો ઉત્તમ ગણેલો છે.

---

## (ઈ). ભગંદર. (Fistula inAno).

સફરાની આસપાસ એક મોટું ગંભીર વ્રણ થાય છે તેને ભગંદર કહે છે. ભગંદર જીર્ણ થતાં બહુ વધે છે તો સફરાની અંદર બીજું મોં કરે છે અને તેથી ભગંદરમાંથી પરૂની સાથે ઝાડો પણ આવે છે.

**કેલકર ફોસ નં. ૧**—ભગંદરમાં શસ્ત્રક્રિયા થઈ ગયા પછી વાપરવો, ઉંચા માણસને તોફાની હવામાં અથવા ઠંડી હવામાં, સાંધામાં કે છાતીમાં દુઃખાવો થતો હોય, વાસુસ્થાનમાં દાહ થતો હોય તથા સવારમાં ઉઠતાં અંદર સોજાનું ભાન થતું હોય તો આ ઔષધ આપવું.

**સિલિશીયા નં. ૧૨**—વાયુસ્થાનમાં ભગંદર હોય, છાતીમાં વેદના થતી હોય, ચાલતાં ચાલતાં વાયુસ્થાનમાં આગલા ભાગમાં વેદના થતી હોય, પેઢુમાં વેદના થતી હોય, ઉષ્ણ ઋતુમાં આરામ જણાતો હોય, અંદર પરૂ ભરાતું હોય ત્યારે આપવો.

---

## ( ૩ ) કૃમિ, કરમીઆ. ( Worms ).

કૃમિની મુખ્ય બે જાત છે. (૧) **બાહ્યકૃમિ** એટલે બહારના જુ, લીખો વિગેરે, (૨) **અભ્યંતર કૃમિ** એટલે શરીરના અંદરના તાંતણા જેવા ગોળ ચપટા કૃમિ, આમાંના કેટલાક કફમાં, કેટલાક લોહીમાં અને કેટલાક ઝાડામાં પેદા થાય છે.

**કારણ**—બહારના કૃમિ શરીર તથા કપડાના મેલ અને અસ્વચ્છતાથી થાય છે. અંદરના કૃમિ અજીર્ણમાં જમનાર ને મીઠા તથા ખાટા પદાર્થ ખાનારને, પાતળા પ્રવાહી પદાર્થ પર પ્રિતી રાખનારને, દિવસે ઊંઘનારને અને વિરૂદ્ધ અન્નપાન ખાનારને ઉત્પન્ન થાય છે. ઘણો વનસ્પતિનો ખોરાક, મેવો, ઘણી મીઠાશ ખાવાથી કૃમિની ઉત્પત્તિ થાય છે. ઘણી વખત કૃમિના ઇંડા ખોરાકની સાથે પેટમાં દાખલ થાય છે અને આંતરડામાં તેનું પોષણ થતાં વધે છે.

**લક્ષણ**—બહારની જૂઓ, લીખો, પ્રત્યક્ષ દેખાય છે અને ચામડી ઉપર ધ્રામઠાં ( ચામઠાં ), ફોલ્લીઓ, ચળ, તથા ગડગુમડ એ અંદરના કૃમિ-જન્ય રોગના પ્રત્યક્ષ વિકારો છે.

કૃમિ વિશેષ કરીને બાળકોને થાય છે. કૃમિને લીધે તેમની ભૂખ જતી રહે છે અથવા આખો દિવસ ખા ખા કરે છે, પાણીની તરસ, નાક ચોળવું, પેટમાં પીડા, મોંમાં ખરાબ વાસ, ઉલટી, બેચેની, અનિંદ્રા, સફરામાં તથા ગુદામાં કરડે, ચળ આવે, ઝાડો પાતળો થાય, બાળક ઊંઘમાં દાંત કકડાવે, ઝબકી ઉઠે, આંચકી અને તાણ થાય, કૉલેરા, અપસ્માર અને દિવાનાપણાનાં ચિન્હ પણ કૃમિથી થાય છે.

**નેટ્રમ ફોસ નં. ૧૦**—સઘળી જાતના કૃમિનું આ મુખ્ય ઔષધ છે. બાળકમાં ખટાશનો ભાગ વધ્યો હોય, આંતરડામાં વેદના થતી હોય, નાક આગળ તથા પાયુ સ્થાન આગળ ચળ આવતી હોય, સ્વસ્થ નિદ્રા ન આવતી હોય, તથા બાળક દાંત કકડાવતું હોય ત્યારે આપવો. કૃમિનો મુખ્ય ખોરાક લેકટિક એસિડ છે. આ ઔષધ આપવાથી લેકટિક એસિડ ઓછું થઈ જાય છે, તેથી કૃમિને ખોરાક ન મળતાં ભૂખે મરી જાય છે.

કાલી મ્યુર નં. ૫—કૃમિ નાના ધોળા દોરા જેવા હોય, પાયુ સ્થાનમાં ચળ આવતી હોય, જીભ ઉપર ધોળો થર બાઝેલો હોય ત્યારે આપવો. આ ઔષધથી જુલાબ પણ આવે છે, તેથી જુલાબની બીજી દવાની જરૂર રહેતી નથી. નેટ્રમ ફૉસ નં. ૧૦ ની સાથે વારા ફરતી આપવો.

ફેરમફોસ નં. ૪—આંતરડાના કૃમિ હોય તો આપવો.

## પ્રકરણ ૧૪ મું.

## ગળાનો સોજો, ગાલ, પચોરીઆ. ચોરીયાનો વરમ.

### ગળાનો સોજા. (Sore Throat).

અજીર્ણ બંધકોશ અને શરદીથી ગળામાં સોજો આવી ચોરીયા થાય છે. ગળાની બારી લાલ થાય છે અને ચોરીયા સૂજી આવી તાવ ભરાય છે, જડબાના પાછલા ખુણા નીચે ગાંઠો ઘાલે છે, જીભ ઉપર છારી વળે છે, ગળામાં થુંક ચીકણું થાય છે અને નીકળતું નથી. ખોરાક અને પાણી ગળે ઉતરતાં દરદ થાય છે. અને ચોરીયા કોઈ વાર પાકીને ફુટે છે.

**નીચે મુજબ ચિકિત્સાથી ઔષધ આપી શકાય છે.**

ફેરમફોસ નં. ૪—તાવ, બળતરા, દુઃખાવો. સોજો, અને સોજાની પ્રથમ સ્થિતિમાં આપવો, ભાષણ કરનાર અને ગાનારનું ગળું આવ્યું હોય તો આ ઔષધ આપવું.

કાલી મ્યુર નં. ૫—વરમની બીજી સ્થિતિમાં આપવો. બોચીમાં રહેલી ગાંઠો સૂજી હોય, ચોરીયાનો વરમ હોય, ગળામાં ધોળાં ચાંદાં પડયાં હોય, ત્યારે આપવો.

કેલકર ફૉસ નં. ૧—ગળામાંથી ધોળું સ્વચ્છ જાડું પરૂ નીકળતું હોય તથા ગળામાં હમેશાં છોલાતું હોય, તથા અવાજ ખોખરો થયો હોય ત્યારે આપવો.

નેટ્રમ મ્યુર નં. ૯—ચોરીઆ ઉપર જ્યારે પારદર્શક ચીકણો પદાર્થ બાઝેલો હોય, અને તેની સાથે ગળાનો સોજો હોય ત્યારે આપવો.

મેગ્નેશિયા ફૉસ નં. ૮—રહી રહીને ગળામાં વેદના થતી હોય, કોઇ વસ્તુ ગળે ઉતરતાં અમુઝણ થતી હોય તો આપવો.

નેટ્રમ સલ્ફ નં. ૧૧—ગળું આવ્યું હોય, અને ગળામાં કોઈ પદાર્થ ગળતાં જાણે કંઈ ભરાયું હોય તેવું ભાન થાય તથા વારંવાર થુંક આવે તો આપવો.

**સુચના**—ટાઢા પાણીના વારંવાર કોગળા કરવાથી ફાયદો થાય છે, રાત્રે સુતી વખત ગરમ પાણીની વરાળ લેવી, બહુ કઠણ પદાર્થ ખાવા નહિ; અને આરામ લેવો. દરેક પદાર્થ ઘણો જ ચાવીને ખાવો.

---

## ગાલપચોરીઆ. (Mumps).

થુંક પેદા કરનારી પિંડ (Pardid Gland.) સૂજી આવે છે તેથી ખાવામાં અડચણ પડે છે. ગાલ પચોળાના આરંભમાં થોડો તાવ આવે છે. આ વ્યાધિ ઘણે ભાગે બાળકોને થાય છે. કાનની હેઠેનો અને ગાલનો ભાગ લાલ સૂજી આવે છે અને કઠણ થાય છે. આ વ્યાધિને ચેપી માનવામાં આવે છે.

આ વ્યાધિની મૂખ્ય નિશાની એ છે કે જયારે કંઇ પણ ખાટું ખાવામાં આવે છે, ત્યારે ગળામાં અને દાઢ આગળ એક વિલક્ષણ અરૂચીકર ભાન થાય છે. સાદા રૂપમાં એ એની મેળેજ મટે છે. પરંતુ લંબાય તો આ ઔષધ વાપરવાં.

**ફેરમ ફોસ નં. ૪**—વરમની પ્રથમ સ્થિતીમાં દાહ, વેદના, તાવ, તથા રતાશ માટે આપવો.

**કાલી મ્યુર નં. ૫**—આ મુખ્ય ઔષધ છે. તેને **ફેરમ ફોસ નં. ૪** સાથે વારા ફરતી આપવો. આ બે ઔષધથી તુરત આરામ થાય છે. કારણ કે સોજાની પ્રથમ સ્થિતિ અને બીજી સ્થિતિનાં આ ઔષધ છે.

**નેટ્રમ મ્યુર નં. ૯**—થુંક ઘણું નીકળતું હોય અથવા વૃષણનો સોજો હોય તો આપવો.

**સુચના**—જે ભાગ સૂજેલો હોય તેને વારંવાર ગરમ પાણીથી ધોવો અને તેના ઉપર ફલાલીનનો કકડો વીંટી રાખવો, દરદીને ગરમ ઓરડામાં રાખવો, બહુ પાણી વાળો તેમજ બહુ જાડો ખોરાક ન ખાવો, અને આરામ ભોગવવો.

---

## ચોરીયાનો વરમ, ચોરીયા. (Tonsilitis).

ગળાની બંને બાજુએ બે ચોરીયા નામના અવયવ છે, તેમજ વરમ થાય છે તેને ચોરીયાનો વરમ અથવા ગળુ આવવું કહે છે. ગળુ સુજે છે. અંદર જોતાં આ બે ચોરીયા સુજેલા અને લાલચોળ જણાય છે, ખાતાં અને પાણી પીતાં અડચણ પડે છે, જીભ ઉપર ધોળો થર બાઝે છે અને તૃષા વારંવાર લાગે છે, વરમ વધતાં તાવ પણ આવે છે, અને નાડી ઉતાવળી ચાલે છે, આગળ જતાં વેદના વધે છે, અને વાનો ચાળો

પણ થાય છે, જ્યારે ચોરીયા પાકે છે અને પરૂ નીકળે છે, ત્યારે આરામ જણાયછે. પ્રસંગે એક ચોરીયામાં વરમ થાય છે, અને તે મટતાં બીજામાં થાયછે.

**ફેરમ ફોસ નં. ૪**—વરમની પહેલી સ્થિતિમાં તાવ હોય, ચોરીયા લાલ થયા હોય, ગળતાં વેદના થતી હોય, તો વરમને ઓછો કરવા માટે અને વેદના અટકાવવા માટે આપવા.

**કાલી મ્યુર નં. ૫**—વરમની બીજી સ્થિતિમાં આ ઔષધ આપવું. ગળા પર સોજો આવ્યો હોય, ધોળા ડાઘ પડેલા જણાય, જીભ ઉપર ધોળો થેર જણાય, તથા પરૂ અટકાવવામાં આ અપાય છે.

**કેલકર સલ્ફ નં. ૨**—જ્યારે પરૂ નીકળી ગયું હોય ત્યારે રૂઝ માટે અપાય છે.

**કેલકર ફોસ નં. ૧**—ચોરીઆનો વરમ જીર્ણ હોય, કોઈ પદાર્થ ગળતાં કે મોઢું ફાડતાં વેદના થતી હોય, તો વચમાં આપવો. નિર્બળ પ્રકૃતિવાળા માણસને ચોરીઆ થતા હોય, અને તે જીર્ણ થતા હોય, તથા બાળકને ચોરીઆ થતા હોય તો આપવો.

**કાલીફોસ નં. ૬**—દરદી ઢગલો થઈ જાય, નિર્બળતા વધારે હોય, ચિંતા હોય, ચોરીઆ ઉપર ધોળી કઠણ છારી બાઝેલી હોય તો બીજા ઔષધ સાથે આપવો.

**નેટ્રમ મ્યુર નં. ૯**—ગળાના કાકડામાં વરમ હોય, જીર્ણ વરમ હોય તો આ મૂખ્ય ઔષધ છે.

**સુચના**—ફેરમ ફોસ નં. ૪ અને કાલી મ્યુર નં. ૫ ચોરીયાના વરમ માત્રમાં આપવાં તેના વારંવાર ઉના પાણીમાં કોગળા કરવા, ખોરાક હલકો અને પચે તેવો રાખવો.

---

## પ્રકરણ ૧૫ મું.

---

# યકૃત્નો વરમ, પિત્તવિકાર, યકૃત્ તથા બરોલનું વધવું, પિત્ત પથરી, લોહી ઉડી જવું.

---

### યકૃતનો વરમ, કમળો, યકુત્માં લોહીનો જમાવ વિગેરે.

### (Inflammation of the Liver, Jaundice &c.)

**વિવેચનઃ**—યકૃત્ એટલે કલેજુ એ શરીરમાં મોટું ઉપયોગી મર્મ સ્થાન છે તેનું મુખ્ય કામ પિત્ત (Bile) ને પેદા કરવાનું છે. પિત્તને પેદા કરવાની તે એક લૅબોરેટરી છે. આપણા ખોરાકના પચનમાં તથા

લોહી ચઢવામાં પિત્તની જરૂર પડે છે. શરીરમાં જેટલી મધુરતા (Sugar) ની જરૂર છે. એટલી મધુરત્તાને જાળવી રાખનાર પણ કલેજુ છે. સાકર એ શરીરની કુદરતી ગરમીને કાયમ રાખે છે. સાકર બનવાની આ ક્રિયામાં કાંઈ બિગાડ થાય છે. તેથી **મધુ પ્રમેહ** ( **DIabetess** ) વ્યાધિ થાય છે. ખાનપાનની હોજરી ઉપર જેટલી અસર થાય છે, તેટલી અથવા બીજે નંબરે કલેજા ઉપર થાય છે. દારૂ અને માદક પદાર્થની તેના ઉપર મુખ્ય ભાગે અસર થાય છે. માટે યકૃત્‌નું કામ નિયમિત ચાલતું રહે તેવી તજવીજ રાખવી.

કારણ—કલેજાનાં જુદાં જુદાં દરદનાં જુદાં જુદાં કારણ હોય છે, તોપણ સામાન્ય કારણો નીચે મુજબ છે:—ઉંચા મસાલાદાર ખોરાક, દારૂ, ગરમી અને એશઆરામ ભરેલી જીંદગી તેમજ પારો, નવસાર, તાંબું, વિગેરે ધાતુના ઝેરની અસર.

**યકૃત્‌નો વરમ ( Inflammation of the Liver)**

તાવ સાથેના કાળજાના દરદને તીક્ષ્ણ વરમ અથવા લોકો મુઝારાની આંઠ કહે છે.

**કારણ**—ગરમ દેશમાં વિશેષ થાય છે. દારૂ પીનારને આ દરદ વિશેષ થવા સંભવ છે. ઘણી ગરમી, ઘણી ઠંડી, સન્નીપાત જ્વર, અને વાગવાથી પણ થાય છે.

**લક્ષણ**—લોહીના જમાવનું આગળ વધેલું રૂપ તે વરમ છે. કલેજું વધે છે, તાવ સખ્ત આવે છે, જમણી બાજુએ દરદ, ખભામાં દરદ, કલેજાની ઉપરની બાજુ દરદ અને શ્વાસ ખાંસી તથા છીંક લેતાં દરદ વધે છે. ડાબી બાજુ પર સુવાતું નથી. તાવ સાથે માથું, કપાળ દુઃખે છે, પીસાબ થોડો અને લાલ થાય છે, આંખ થોડી ઘણી પીળી, સુકી ખાંસી, હેડકી તથા ઉલટી, જમણા ખભામાં દુઃખાવો વિગેરે ચિન્હ થાય છે.

આ સંસ્થાનાં **બાયોકેમિક** ઔષધ નીચે મુજબ ચિકિત્સા કરી અપાય છે.

**ફેરમફોસ નં. ૪**—વરમની પહેલી સ્થિતિમાં આપવો તથા પિત્ત બંધાઈ જતું હોય ત્યારે આપવો.

**કાલી મ્યુર નં. ૫**—યકૃત્ મંદ હોય, જીભ ઉપર ધોળો થર, દસ્ત ધોળા રંગના થતા હોય, કાળજામાં વેદના થતી હોય, બંધકોસ હોય, શરદીને લીધે કમળો થયો હોય તો આપવો.

**નેટ્રમ સલ્ફ નં. ૧૧**—કમળો થયો હોય અને લીલા પિત્તવાળા ઝાડા થતા હોય, ચામડી ફીક્કી પડી ગઇ હોય, ડોળા પીળા થઇ ગયા હોય, કાળજામાં લોહીનો જમાવ થયો હોય, સોજો હોય, તો આ ઔષધ આપવું. કમળાનો આ ખાસ ઉપાય છે.

**નેટ્રમ મ્યુર નં. ૯**—કમળો હોય, સુસ્તી હોય, ઝાડા પાતળા થતા હોય ત્યારે આપવો.

**કેલકર સલ્ફ નં. ૨**—કાળજામાં સોજો હોય, ઉલટી થતી હોય, નબળાઇ હોય તથા પરૂ થતું અટકાવવા સારૂ આપવો.

**સુચના**—કમળો થયો હોય ત્યારે દુધ, ઘી, ઈંડાં અને ચરબીવાળા પદાર્થ ખાવા નહિ. ખુલ્લી હવામાં ફરવું, કાળજામાં લોહીનો જમાવ થયો હોય તો તેની ચિકિત્સા કાળજાના વરમ પ્રમાણે કરવી. આ વ્યાધિવાળાએ ખાંડ, ઘી, ચાહ, કૉફી, મસાલાનો ઉપયોગ કરવો નહિ

---

## પિત્તવિકાર, યકૃત્ તથા પ્લીહની અવ્યવસ્થા.

**કાલી મ્યુર નં. ૫**—યકૃત્ પોતાનું કામ બરોબર કરતું નથી, તે પ્રસંગે પિત્ત વધે છે ને જાડું થઇ જાય છે. આ પ્રસંગે આ ઔષધ આપવું.

**નેટ્રમ સલ્ફ નં. ૧૧**—પિત્તની વિકૃતિ માટે વાપરવો. બંધકોશ હોય, જીભ પર ધોળો થર અથવા ભૂરો ધોળો થર બાઝયો હોય તથા ખભાની નીચેના ભાગમાં દરદ થતું હોય તો **કાલી મ્યુર નં. ૫** આપવો. વિશેષ અભ્યાસ કરવાથી કે માનસિક કામ વિશેષ કરવાથી પિત્ત પ્રકોપ થયો હોય તો **નેટ્રમ સલ્ફ નં. ૧૧** આપવો. સવારમાં મુખમાં ખરાબ સ્વાદ લાગવો, રૂચી ન જણાવી, માથું દુખવું, વાયુસ્રાવ દુર્ગંધ મારતો થાય, અજીર્ણ રહેતો **નેટ્રમ સલ્ફ નં. ૧૧** તથા **કાલી મ્યુર નં. ૫** આપવો.

---

## યકૃત તથા બરોળનું વધવું.
## (Enlargement of Liver & Spleen.)

યકૃત્ કાળજાનું સ્થાન તે શરીરમાં જમણી બાજુએ અને બરોળનું ડાબી બાજુ છે. શરીરની તંદુરસ્ત સ્થિતિમાં એ અવયવો બહાર પડતા દેખાતા નથી, પણ જયારે વધે છે ત્યારે એ સ્થાનમાં સ્પષ્ટ દેખાય છે. તેમજ એક હાથનાં આંગળાં મુકી બીજા હાથથી ટકોરા મારી તપાસી જોવાથી એ ભાગ વધેલો હોય તો તરત જણાઇ આવે છે. મૅલેરિયા ફીવરમાં અને તેનાથી થતા બીજા વ્યાધિમાં આ બંનેની વૃદ્ધિ થવા સંભવ છે,

બરોળ ઘણું કરી વધે છે, બરોળ વધતાં ચહેરો છાછરો લાગે છે, હોઠ તથા અવાળું ફીકાશ મારે છે.

**કાલી મ્યુર નં. ૫**—આ બંને વ્યાધિમાં આ મુખ્ય ઔષધ છે. અજીર્ણું, કૃશતા, બરોળના ભાગમાં ભાર વિગેરે ચિન્હ માલમ પડે છે. આ ઔષધ **ફેરમ ફોસ નં. ૪** ની સાથે વારાફરતી આપવું.

**કેલકર ફોસ નં. ૧**—દિવસમાં બે ત્રણ વાર આપવું. કારણ કે તેથી બરોળનું વૃદ્ધિપણું અટકે છે અને શક્તિ રહે છે.

**સુચના**—બરોલની વૃદ્ધિ થતાં એના પર ટાઢા પાણીનો પાટો રાખવામાં આવે, ટાઢા પાણીનું ડુસ (પીચકારી) લેવામાં આવે અથવા વારા ફરતી ગરમ અને ઠંડું પાણી વપરાય તો તેથી ઘણો લાભ થાય છે.

---

## પિત્ત પથરી ( Biliary Calculus Gila Stone. )

કલેજામાંથી પિત્ત નીકળી જે કોથળીમાં ભેગું થાય છે તેને પિત્તની કોથળી કહે છે. એમાં કોઇ કોઇ વાર પથરી થાય છે એને પિત્ત પથરી કહે છે. આ કાંકરી અથવા પથરી એ કોથળીમાં હોય છે અથવા જે પિત્ત વાહિની નળીઓ છે તેમાં જણાય છે. આમ થવાનું કારણ **નેટ્રમ સલ્ફ નં. ૧૧** ના ક્ષારનું ઓછાપણું છે. આ ક્ષાર ઓછો થવાથી **કેલકર ફોસ નં. ૧** ની ન્યૂનતા થાય છે. આ ક્ષારનું ઓછાપણું થવાથી શરીરનો એલ્બ્યુમન નામનો પદાર્થ નિરૂપયોગી થઇ બગડેલા પિત્તની સાથે મળિ આ પથરી રૂપે થઈ રહે છે. એથી કરીને તે ઠેકાણે વેદના થાય છે તથા તાવ પણ વખતે આવે છે, એ વિગેરે ચિન્હ થાય છે. ઝાડામાં એ પથરી નીકળે છે એજ આ વ્યાધિની ખાત્રી થાય છે. એની ચિકિત્સા નીચે પ્રમાણે છે.

**નેટ્રમ સલ્ફ નં. ૧૧** ની સાથે કેલકર ફોસ નં. ૧ આપવો અથવા વારા ફરતી આપવો. **નેટ્રમ સલ્ફ નં ૧૧** થી પિત્ત શમે છે, અને પીશાબ વાટે પથરી બહાર નીકળે છે.

**મેગ્નેશિયા ફોસ નં. ૮**—અતિશય વેદના થતી હોય ત્યારે આપવો.

**ફેરમ ફોસ નં. ૪**—તાવ આ પ્રસંગે આવતો હોય તો આપવો.

---

## લોહી ઉડી જવું. ( Anaemia lack of Blood. )

શરીરમાં લોહી ઓછું થઇ ગયું હોય તો આ **બાયોકેમિક** ઔષધ લીધાથી શરીરમાં ખુટતાં સેલ પુરાય છે, ખોરાક બરોબર પચે છે, લોહી શુદ્ધ થાય છે, અને વધે છે.

**કેલકેર ફૉસ નં. ૧**—જ્યાં પોષણ ઓછું મળતું હોય, લોહી ઉડી જવાનો કોઈ વ્યાધિ થયો હોય, ચહેરો ફીકકો ફીલાશ પડતો ઘોળો થઇ ગયો હોય, ચહેરા ઉપર લોહી જણાતું ન હોય, હાથ પગ ઠંડા રહેતા હોય તો આપવો.

**ફેરમ ફૉસ નં ૪**—કેલકેર ફૉસ નં. ૧ આપ્યા છતાં જોઇએ તે પ્રમાણમાં લોહી ન ભરાય ત્યારે આપવો. કારણ કે આ ક્ષાર ઑક્સિજન પુષ્કળ આકર્ષે છે, તેથી લોહી ભરાય છે.

**નેટ્રમ મ્યુર નં ૯**—લોહી પાતળું પાણી જેવું હોય, તો આપવો. નાની ઉમરની સ્ત્રીઓમાં રજોદર્શન બંધ પડી ગયું હોય કે અટકાવ અનિયમિત આવતો હોય અને તેથી લોહી ઓછું થઈ ગયું હોય, તો પણ આ ઔષધ આપવું, ચામડીનો દેખાવ અણગમો ઉપજાવે તેવો હોય, તથા દીલગીરી જણાતી હોય, અને બંધકોશ હોય તો કેલકેર ફૉસ નં. ૧ ની સાથે કે વારા ફરતી આપવો.

**કાલી ફૉસ નં. ૬**—મનના ઉપર વિશેષ દબાણ થવાથી, ગ્લાની, ચિંતા, નિરૂત્સાહ વિગેરેથી લોહી ઉડી ગયું હોય તો આપવો.

**કાલી મ્યુર નં. ૫**—ચામડી ઉપર ખર્જવું હોય, ચળ આવતી હોય, શાળવા ધાતો હોય તો આ ઔષધ આપવું.

**નેટ્રમ ફૉસ નં. ૧૦**—લોહી ઉડી જવાની સાથે અજીર્ણ રહેતું હોય, અને ખાટા ઓડકાર આવતા હોય ત્યારે આપવું.

**સિલિશીયા નં. ૧૨**—બાળકોના શરીરમાં લોહી ઉડી ગયું હોય, તેથી કૃષ તથા નિર્બળ પ્રકૃતિનાં રહેતાં હોય, તથા તેમને બરોબર ખોરાક પચતો ન હોય તો આ ઓસડ આપવું.

**સુચના**—કસરત, ચાલવું દોડવું, ટ્રેનમાં મુસાફરી કરવી, સાઇકલ પર બેસવું, એ ઉત્તમ છે. આ માણસોએ સૂર્યનો પુષ્કળ પ્રકાશ લેવો, ભારે ખોરાક ન લેવો, પચી શકે તેટલો સારો ચાવીને ખાવો, દુધનો ઉપયોગ વિશેષ કરવો. મરી, મસાલા ઓછા ખાવા. ચાહ, કૉફી, તમાકુનું વ્યસન છોડી દેવું હિતકર છે.

---

## પ્રકરણ ૧૧ મું.

### ચામડીના વ્યાધિ. ( Skin Diseases. )

ચામડીના અસંખ્ય વ્યાધિ થાય છે કેટલાક રસ બગડવાથી થાય છે, કેટલાક લોહી બિગડવાથી થાય છે, કેટલાક બહારની મલિનતાથી થાય

છે, અને કેટલાક અંતરના દોષથી થાય છે. અંદરના દોષ થતાં ચામડીના ઘણાખરા વ્યાધિ, બીજા વ્યાધિઓના વિકાર રૂપે ફુટી નીકળતા જોવામાં આવે છે. તે વ્યાધિઓના ઉપચારમાં તેના વિકારોના ઉપાયોનો સમાવેશ થઇ જાય છે. આ બાબતમાં આ સંસ્થાનાં બાયોકેમિક ઔષધ નીચેની ચિકિત્સા પ્રમાણે અપાય છે.

**ફેરમ ફોસ નં. ૪**—વરમની પ્રથમ સ્થિતિમાં ચામડીના દરેક વ્યાધિમાં આપવો. ચામડી ઉપર લાલાશ દેખાય, બળતરા થાય તો આપવો.

**કાલીમ્યુર નં. ૫**—શરીરના ગમે તે ભાગમાં ફોલ્લા કે કંઇ થયું હોય, અને તેમાંથી ઘટ્ટ પીળો રસ નીકળતો હોય તો, વરમની બીજી સ્થિતિમાં આપવો. જુવાન સ્ત્રીના મોં ઉપર ખીલ થયા હોય, મસા, આંટણ, દુધની પોપડી નાનાં બાળકોને બાઝે છે તે સર્વમાં આ આપવો.

**કાલી સલ્ફ નં. ૭**—વરમની ત્રીજી સ્થિતિમાં જયારે અંદરથી પીળો ચીકણો રસ નીકળે, જે ફોલ્લા વિગેરેમાંથી આવો રસ નીકળતો હોય, ચામડી ઉપર ચીકાશ લાગતી હોય, તથા પાતળી પોપડી ઉખડતી હોય ત્યારે આપવો. આ ક્ષાર ચામડી ઉખડી જવામાં અને નવી ચામડી આણવામાં ઉપયોગી છે.

**નેટ્રમ મ્યુર નં. ૯**—ચામડી ઉપર ફોલ્લી વિગેરે જે કંઇ થયું હોય તેમાં ચોકખું પાણી નીકળતું હોય, જંતુનો દંશ થયો હોય, તાવ આવવાથી બરો મૂતર્યો હોય તથા ચામડીમાં ચીરા પડેલા જણાય તો આ આપવો.

**નેટ્રમ ફોસ નં. ૧૦**—ચામડી ઉપર સોના જેવા પીળા ડાઘ જણાય, તેમાંથી તેવોજ પીળો રસ નીકળતો હોય તથા આખા શરીરે ચળ આવે ત્યારે આપવો.

**કેલકેર ફોસ નં. ૧**—નિર્બળતા હોય, વૃદ્ધ મનુષ્યને ત્રાસજનક ચળ આવતી હોય, જુવાન માણસના મુખ ઉપર ખીલ હોય અને અંદરથી જાડો રસ નીકળતો હોય તો આપવો.

**કેલકેર ફ્લોર નં. ૩**—ચામડી ઉપર ચીરા પડયા હોય, ફાટ પડી હોય, કઠણ ધારવાળા ફોલ્લા થતા હોય, તથા ચામડી ઉપર સોજો આવ્યો હોય ત્યારે આપવો.

**કેલકેર સલ્ફ નં. ૨**—ચામડીમાં ચેપ જેવો ચીકણો પદાર્થ નીકળે, હાથ ઉપર ખસના ફોલ્લામાંથી પરૂ નીકળે તેની સાથે ચળ આવે. તથા ચામડી સૂજેલી હોય, અને પગના તળીએ ચળ આવતી હોય તો આપવો.

સુચના—ચામડીના સઘળા વ્યાધિમાં ચોકખા ટાઢા પાણીથી નહાવું. એમ જો ન બની આવે તો દાઝી ન શકાય તેવા ગરમ પાણીથી નહાવું, નહાવામાં આ ઔષધ નાખવું, અને ( સલ્ફર સોપ ) ગંધકના સાબુથી નહાવું. નાહ્યા પછી ચામડીનો પ્રત્યેક ભાગ સ્વચ્છ કપડાથી લૂછવો, પીવામાં સ્વચ્છ પાણી વાપરવું, તાજાં લીલાં ફળ, શાક, ભાજી, વિશેષ ખાવાં, ખુલ્લી હવામાં ફરવું, ખોરાક હલકો ખાવો અને ઉપર જણાવેલાં ઔષધ વાપરવાં કે જેથી ચામડીના પ્રત્યેક વ્યાધિ જલદી સારા થશે.

---

## ગડ, ગુમડ, પાંકુ વિગેરે. ( Abscess, Boils &c. )

**ફેરમફોસ નં. ૪**—વરમની પ્રથમ સ્થિતિમાં દાહ થતો હોય, વેદના થતી હોય, કે લોહી ગંઠાઈ ગયું હોય ત્યારે આ ઔષધ અને **કાલી મ્યુર નં. ૫** વારા ફરતી આપવો.

**કાલી મ્યુર નં. ૫**—વરમની બીજી સ્થિતિમાં સોજો આવે છે તેને માટે પરૂ થતાં પહેલાં આપવો.

**સિલિશીયા નં ૧૨**—ગુમડું પાકે તેને માટે તથા પરૂ થયા પછી આપવાથી શસ્ત્ર ક્રિયાની જરૂર રહેતી નથી.

**કેલકર સલ્ફ નં. ૨**—પાકયા પછી, પરૂ નીકળી ગયા પછી રૂઝ માટે ઓસડ આપવાથી રૂઝ જલદી આવે છે.

**કેલકર ફ્લોર નં. ૩**—જ્યારે હાડકા સુધી અસર પહોંચે છે તેમજ જખમની આજુબાજુ કઠણ ધાર બંધાયલી હોય છે તેમાં આપવો.

**કેલકર ફોસ નં. ૧**—ગુમડુ પાકવાથી તેમજ થતી વેદનાથી અશક્તિ જણાય તો વચમાં આપવો.

**નેટ્રમ સલ્ફ નં ૧૧**—લાંબી મુદતનું ભગંદર હોય તેમાંથી પીળા પાણી જેવું પરૂ નીકળતું હોય, તો આપવો.

કંઠમાળમાં **કેલકર ફોસ નં. ૧** અને **કેલકર ફ્લોર નં. ૩** મૂખ્ય ઔષધ છે તેમજ બીજાં ચિન્હ મુજબ પાણી નીકળતું હોય તો **નેટ્રમ મ્યુર નં. ૯** અને **નેટ્રમ સલ્ફ નં ૧૧** આપવો. કારણ કે પાણીને વ્યવસ્થામાં રાખનાર અને નકામા જળને બહાર કાઢનાર આ ક્ષાર છે.

**સુચના**—ગડગુમડમાં પોટીસ ઘણો ગુણ કરે છે. તેમાં **સિલિશીયા નં. ૧૨** નાંખવાથી જલદી પાકે છે. દીવસમાં પાંચ વાર પોટીસ બાંધવી, અને રૂઝ માટે **કેલકર સલ્ફ નં. ૨** નો ઉપયોગ કરવો. જેમને વારંવાર ગુમડાં થતાં હોય, તેમણે આ દવાનો ઉપયોગ ચાલુ રાખવો.

કેમકે વ્યાધિ નિર્મૂળ થાય છે. ખોરાક પચી શકે તેટલો અને હલકો ખાવો, ચોકખા પાણીથી નહાવું, સ્વચ્છ લુગડાં પહેરવાં, ખુલ્લી હવામાં ફરવું, કસરત કરવી, કારબોલીક સાબુથી ગુમડાંવાળો ભાગ ધોઇ સાફ કરવો. વેસેલાઇનમાં મલમ કરી દવા ચોપડવી અને ખાવામાં પણ વાપરવી. આ પ્રસંગે 3X પાવરની 3X બહાર મલમ કરવામાં દવા વાપરવી.

## વિસ્ફોટક,

ચામડી પર નાના કે મોટા પીળા પરૂવાળા ફોલ્લા થાય છે, તેને વિસ્ફોટક કહે છે. આ ફોલ્લાઓ ફુટીને ઘારાં પડે છે, ભીંગડાં વળે છે, અંદરથી કચકચે છે.

**ફેરમ ફોસ નં. ૪**—શરૂઆતમાં વરમની પ્રથમ સ્થિતિમાં વેદના તથા બળતરા થતી હોય તો આપવો.

**નેટ્રમ મ્યુર નં ૯**—વિસ્ફોટકના ભળતોજ કોઇ વ્યાધિ થયો હોય અને ચાંદા પડે તો ચોકખું પાણી નીકળતું હોય તો આપવો.

## ખીલ. ( Pimples )

**ખીલ**—ચામડીના પિંડમાં એક પ્રકારનો ચીકણો પદાર્થ ભરાઇ રહે છે, જ્યારે તેનો સ્રાવ થતો નથી, ત્યારે ખીલના આકારમાં બહાર ફુટે છે, આ ખીલને સાંજ સવાર ગરમ પાણીથી ધોવા અને નીચેની દવા વાપરવી.

**કેલકેર સલ્ફ નં. ૨**—ખીલમાંથી જાડો પીળો પદાર્થ નીકળે તો વાપરવો.

**કાલી મ્યુર નં. ૫**—જુવાન છોકરીઓને ગાલે ખીલ થતા હોય અને ગર્ભાશયની કોઇ અવ્યવસ્થાનું કારણ હોય તો આપવો.

**કાલી સલ્ફ નં ૭**—પીળો, લીલો, ચીકણો અથવા પાણી જેવો પદાર્થ અંદરથી નીકળતો હોય ત્યારે આપવો.

## ખસ, ખરજવું, દાદર વિગેરે.

**ખસ**—આ વ્યાધિથી ભાગ્યેજ કોઇ અજાણ્યું હશે. એ એક પ્રકારનો ચામડીનો કોહો એટલે સડો છે અને ગંદા છોકરાંને થાય છે તેમાં જન્તુ થાય છે અને તેનો ચેપ પ્રસરે છે. આ વ્યાધિ ચેપી ગણાય છે.

**સિલિશીયા નં. ૧૨**—આ ઓષધ વેસેલાઇનમાં મેળવી મલમ કરી ચોપડવું. પાણી નીકળતું હોય તો **નેટ્રમ મ્યુર નં. ૯** અને આ ઓષધ ખાવામાં વાપરવાં.

**ખરજવું**—આ ચામડીનો મોટો વ્યાધિ છે તે વિશેષ કરીને હાથ, પગ, માથામાં કાનની કોર વિગેરે ભાગપર થાય છે. પ્રથમ ચામડી લાલ થઇ સુજી આવે છે અને તેના ઉપર ફોલ્લીઓ થાય છે, પછી તે ફુટીને ઝરે છે તથા ધારૂ પડે છે તે વારંવાર સૂકાય છે, ઉભળે છે. કેટલાંક સૂકાં ખરજવાં થાય છે, કેટલાંક કચકચતાં થાય છે. ખરજવું ઘણું કરી બંને હાથે કે પગે થાય છે. **કાલી મ્યુર નં. ૫** તથા **સિલિશીયા નં. ૧૨** અને **કેલકર સલ્ફ નં. ૨** ભેગા કરી ખાવા અને 3X **પાવરનો** ઉપરના ઔષધો વેસેલાઇન અગર લીંબોળીના તેલમાં કાલવી મલમ ચોપડવો. ખાવામાં અને બહાર બંને રીતે ઉપયોગ કરવો.

**મૅગ્નેશિયા ફોસ નં. ૮**—ચળ આવતી હોય ત્યારે મલમ કરી ચોપડવો તેમજ ખાવામાં વાપરવો.

---

## દાદર, ધાધર, દરાઝ.

આ ચામડીનો વ્યાધિ છે. જેવી રીતે શરીરમાં કૃમિ થાય છે અને બહારના ઔષધથી કૃમિ મટતા નથી તેવીજ રીતે દાદરના જન્તુ થાય છે તેથી જયાં બહારનાં ઔષધ લગાવે ત્યાંથી મટી બીજે ઠેકાણે થાય છે, અને તેના જન્તુઓ નાશ પામતા નથી અને વૃદ્ધિ પામે છે. આ વ્યાધિમાં ચામડી લાલ થઇ ઉપડી આવે છે, સફેત ફોતરી ઉખડે છે, તેમજ ચળ આવે છે અને ચકરડાં ચકરડાં જેવો આકાર થાય છે. ઘણી વખત તેના આકારમાં કાંઇ નિયમ નહિ રહેતાં પ્રસાર પામે છે, જુની થયા પછી દાદરવાળી જગ્યા કાળી પડી જાય છે, બહુ ખાટા, ખારા અને ગરમ પદાર્થ ખાવાથી તેમજ મલિનતાથી આ દરદ થાય છે.

બજારમાં દાદરની મલમની ડબીઓ ઘણી મળે છે તે ચોપડવાથી માત્ર એક જગ્યાએ મટે છે અને બીજી જગ્યાએ થાય છે. મૂળ મૂકી જતી નથી. દાદર એક જાતના કૃમિના જેવા જન્તુ છે તેને મારવા સિવાય દાદર મૂળ મૂકી મટી શકતી નથી. આ **બાયોકેમિક** સંસ્થાનાં ઔષધ બહુ સારૂ કામ કરે છે. ખાવામાં અને બહાર મલમ કરી આ ઔષધ ચોપડવાં.

**કાલી મ્યુર નં. ૫** તથા **નેટ્રમ ફોસ નં. ૧૦** ભેગાં કરી ગરમ પાણીમાં દરરોજ **૧૦ ગ્રેન** પીવાં અને ચોપડવામાં 3X પાવરનો મલમ કરી ઉપયોગ કરવો.

**સુચના**—ગરમ પાણીમાં **૩ ગ્રેન** દવા નાખી રૂથી દાદરવાળા ભાગ ઉપર પોતાં મૂકવાં પછી મલમ ઘસવો. આ ઔષધ ખાવામાં વાપરવાં.

આથી દાદર ફરી થશે નહિ અને જલદી આરામ થશે. આ ઉપાય માથામાં થતી ઉંદરીને માટે અકસીર છે. ઉંદરીમાં માત્ર કારબોલિક એસીડ અગર લીંબુનો રસ ચોપડવો અને પોતાં મૂકી પછી મલમ* ઘસવો.

## પ્રકરણ ૧૭ મું.

## લખતાં હાથ ધ્રૂજવો, સાએટિકા, દાઝવું, અને બળવું, જખમ, આંટણુ, ટચકીયું, ડોક રહી જવી.

### ( अ ) લખતાં હાથ ધ્રુજવો. ( Writesr Cramps. )

હાથના આંગળાંની વિશેષ મહેનતથી આ વ્યાધિ થાય છે. આ વ્યાધિ મુખ્ય ભાગે દરજી, હારમોનિયમ વગાડનાર, ઘોડા ગાડી હાંકનાર, અને એવાજ બીજા રાત્ર દિવસ હાથનું કામ કરનારને મુખ્યત્વે થાય છે. એમાં હાથ ધ્રુજે છે, અને કામ થઈ શકતું નથી, આ તેનું ખાસ ચિન્હ છે.

**મેગ્નેશિયા ફોસ નં. ૮**—લખવાની આંગળીઓના ધ્રુજારામાં આ મુખ્ય ઔષધ છે. કારણ કે દુઃખાવો મટાડે છે, અને સ્નાયુને અસલ સ્થિતિમાં આણે છે.

**નેટ્રમ ફોસ નં. ૧૦**—જો સંધિવાના દરદના કારણથી થયું હોય તો આપવો. સાથે **કેલકર ફોસ નં. ૧** આપવો.

**સુચના**—આ પ્રસંગે લખવાનો શ્રમ તથા એવું જ બીજું કામ આરામ થતાં સુધી કરવું નહિ. આ ઔષધ પીવામાં તથા જે આંગળીએ કામ કરવાનું છે. ત્યાં રૂ અગર ફલાનલનો કકડો ગરમ પાણીમાં ( **૧૫ ગ્રેન દવા ૨ ઔંસ પાણીમાં** નાંખવી. ) અને તે કકડો અગર રૂ. વીંટાળવું, અગર તો એ ગ્લાસમાં હાથ બોળી રાખવો તેમજ ખાવામાં દવા વાપરવી, આથી ઝટ આરામ થશે. પોતાં 3X પાવરના ઔષધનાં લેવાં આ પ્રમાણે કરવાથી જલદી આરામ થશે.

---

* અમારે ત્યાં ખીલ, દાદર, ખસ, ચીરજવાનો, અને અર્શનો મલમ ઘણો જ ઉત્તમ મળી શકે છે. આ: મલમ છેલ્લી મહાન શોધથી તૈયાર કરવામાં આવ્યો છે.

## ( આ ) સાએટિકા. ( Sciatica. )

**સાએટિકા**—જે મજ્જાતન્તુ ઉરૂના પાછળના ભાગમાં ઘુંટણ સુધી જાય છે, તે ભાગમાં દુઃખ થાય છે. એ મુખ્ય ભાગે મજ્જાતન્તુનો દુઃખાવો છે. ઘસડતું હોય તેવું દુઃખ થાય છે, જડતા લાગે છે, બેચેની ઘણી રહે છે, થાક વધારે ચઢી જાય છે, જરા હાલવા ચાલવાથી સારૂ લાગે છે. આ વ્યાધિ હઠીલો થાય છે તો લાંબો સમય દવાની જરૂર રહે છે. આ વ્યાધિનાં ચિન્હ સંધિવાને મળતાં છે તે માટે તે પ્રમાણે ચિકિત્સા કરવી.

**કાલી ફોસ નં. ૬**—આ મુખ્ય ઔષધ છે તે જરૂર જણાતાં બીજાં ઔષધ સાથે આપવું.

**મેગ્નેશિયા ફોસ નં. ૮**—તાણ તથા આંચકી માટે ઉના પાણીમાં આપવો અને સાથે **કાલી ફોસ નં ૬** વારા ફરતી આપવા.

**નેટ્રમ સલ્ફ નં. ૧૧**—ગાઉટ પગના નજળાનું ચિન્હ જણાય તો **કાલી ફોસ નં. ૬** સાથે વારા ફરતી આપવો.

**કેલકેર ફોસ નં. ૧**—દરેક વખતે વચમાં વચમાં આપવો. **મેગ્નેશિયા ફોસ નં. ૮** આપતાં દુઃખાવો ન મટે તો સઘળા વ્યાધિ માટે આજ આપવો,

**સુચના**—આ વ્યાધિવાળાએ શરદી તથા ભેજથી દુર રહેવું, ગરમ કપડાં પહેરવાં, વાયડા પદાર્થ ખાવા નહીં. એ ઉત્તમ સલાહ છે.



## ( ઈ ) દાઝવું અને બળવું. ( Burnsand Scalds. )

**દાઝવું**—આમાં કેટલેક પ્રસંગે બીજી આડી અવળી દવા કરવાથી ઉલટી અવક્રિયા થઇ પાકે છે અને સાધારણ રીતે શરીર જોખમમાં પડે છે. પાકે છે અને દુઃખ થાય છે તેને માટે આ **બાયોકેમિક ઔષધ** રામબાણ છે. જે ભાગ દાઝવામાં આવ્યો હોય તે ભાગ ચૂનાના પાણીથી ધોવો, ત્યાર બાદ **ફેરમ ફોસ નં. ૪ ( 3X પાવરનો )** વેસેલાઇનમાં મલમ કરીને તેના ઉપર ચોપડવો અને પાવામાં આપવો. ચામડી લાલ થાય ત્યારે અને જ્યાં દુઃખ થતું હોય ત્યાં તેલમાં તેજ દવા નાંખી ચોપડવી. આથી લાલાશ ઓછી થાય છે અને દાહ થતો અટકે છે. આની સાથે **કાલી મ્યુર નં. ૫** વાપરવો. કારણ કે મૂખ્ય ઔષધ છે.

**કાલી મ્યુર નં. ૫**—આ ઔષધ બળવાના દરેક કેસમાં મુખ્ય છે તેને તરત વાપરવું. કેમકે થતું દુઃખ અટકે છે. આ ઔષધનાં રૂનાં પોતાં

દવા ચુનાના પાણીમાં નાંખી મૂકવાં. આ પ્રમાણે વારંવાર ધોતાં મૂકવાં. આ પ્રમાણે દરદ ઓછું થતાં સુધી બળી ગયેલા ભાગને સારો થતા સુધી વાપરવું.

**કેલકર સલ્ફ નં. ૨**—જ્યારે **કાલી મ્યુર નં. ૫** આપવામાં આવે છે ત્યાર પછી મૂખ્ય ભાગે રૂઝ લાવવા આ કેલકર સલ્ફ નં. ૨ આપવો.

**નેટ્રમ ફોસ નં ૧૦**—જ્યારે અંદરથી મલાઇ જેવો પીળો પદાર્થ નીકળે ત્યારે આપવો.

**સુચના**—સહજ દઝાયું હોય તો દાઝેલા ભાગને જરા દેવતા આગળ ધરવો એથી પ્રથમ દુઃખ થાય છે પરંતુ પછીથી તરત આરામ થાય છે. દવા લગાડવાથી ફોલ્લો થતો નથી. તે જગા ઉપર પાણી અડકાડવું નહીં કારણ કે તેથી દુઃખ વધે છે અને ફોલ્લા ઉઠે છે તથા પાકે છે. દાઝયા ઉપર કળી ચૂનાનું પાણી અને તલનું ચોખ્ખું તેલ. એ બેને કાલવીને લગાડવાથી ઠંડક થાય છે અને જલદી આરામ થાય છે. આ બેને કાલવવાથી જાડું થાય છે તેની અંદર ઉપર જણાવેલાં ઔષધ નાંખવાં. આ સરસ ઉપાય છે અને દરેક માણસને કરવા લાયક છે,

---

## જખમ, લચક, વિગેરે. ( Bruises, Sprains, Wounds &c )

વાગવું, છોલાવું, લચક આવવી. ચોપડવામાં વિગેરેમાં આ ઔષધ તરત વાપરવાં. આ દવા ખાવામાં અને બહાર વાપરવી. તેથી દરદ ઓછું થઇ જાય છે. પ્રસંગે સોજો હોય તોપણ ઉતરી જાય છે. લોહી નીકળતું હોય, કરમોડ પગે ખાધો હોય, તોપણ આ બાયોકેમિક ઔષધ વાપરવાં

**ફેરમ ફોસ નં ૪**—કપાવામાં, છોલાવામાં, લચક આવવામાં આ પ્રથમ ઔષધ છે. તે જ્યાં સુધી દુઃખ ઓછું થાય ત્યાં સુધી, અને તે બાજુનો સોજો ઓછા થતાં સુધી આપવું.

**કાલી મ્યુર નં. ૫**—જ્યારે સોજો આવ્યો હોય, તેની બીજી સ્થિતિમાં આ ઔષધ આપવું. આટણમાં પણ આજ ઔષધ અપાય છે.

**કાલી સલ્ફ નં ૭**—જ્યારે તરત દવા કરવામાં ન આવી હોય, અને અંદરથી પીળો પાણી જેવો પદાર્થ નીકળતો હોય એટલે ત્રીજી સ્થિતિમાં વાપરવો.

**સિલિશીયા નં. ૧૨**—જ્યારે અંદરથી જાડું પરૂ નીકળે ત્યારે આપવો.

**સુચના—ફેરમ ફોસ નં ૪** જ્યારે શિરાઓને ઇજા થઇ હોય ત્યારે વાગ્યા ઉપર કે છોડું ઉખડયું હોય, અથવા એવા બીજા પ્રસંગે

પાણીમાં નાખી પોતાં મૂકવાં. આથી તરત આરામ થાય છે. જે ઠેકાણે ઇજા થાય છે, તે ઠેકાણે લોહીને વિશેષ પ્રમાણમાં જવાની અને તે ઠેકાણે ખુટતા તત્ત્વને પુરૂ પાડવાની જરૂર રહે છે. આ ક્ષારમાં લોહી રચવાની ક્રિયા રહેલી છે, તેથી જલદી આરામ થાય છે.

### (ए) આંટણ. ( Felons. )

**ફેરમ ફોસ નં. ૪**—સોજાની પહેલી સ્થિતિમાં દાહ, દુઃખ, તાવ અને લોહી એકઠું થવામાં વાપરવો.

**સિલિશીયા નં. ૧૨**—પરૂ થતું અટકાવવા તથા નખને નવા રચવા માટે આપવો.

**સુચના**—આંટણ જણાવવા માંડે કે તરતજ આંગળીને મીઠાવાળા પાણીમાં બોળવી, હાથ ઉંચો રાખવો, પરૂ થવા માંડયું હોય તો પોટીસનો ઉપયોગ કરવો. લીંબુ કાપી તેમાં આંગળી ઘાલી રાખવાથી આરામ થાય છે. **ફેરમ ફોસ નં ૪** અને **સિલિશીયા નં ૧૨** થી સઘળી જાતનાં આંટણ મટે છે.

### ( ऐ ) ટચકીયું. ( Lumbago )

આ વ્યાધિને કેડનો વાયુ, કમરમાં વેદના, ટચકીયું વિગેરે નામથી ઓળખે છે. આ સંસ્થામાં નીચે મુજબ ઔષધ લાગુ પડે છે.

**ફેરમ ફોસ નં ૪**—કમરમાં વેદના થાય, અને સાથે તાવ હોય તો આ ઔષધ આપવું.

**કેલકેર ફોસ નં. ૧**—સવારમાં પીઠમાં અને ચાલતાં વેદના થતી હોય ત્યારે આ ઔષધ આપવું.

**કેલકેર ફ્લોર નં. ૩**—આંચકો લાગવાથી ટચકીયું **(Lumbago)** થયું હોય ત્યારે આપવો.

**નેટ્રમ ફોસ નં. ૧૦**—કઠણ પદાર્થ પર સુવાથી દુઃખ ઓછું લાગતું હોય, ઘણો વખત વાંકાં વળવાથી જેવી વેદના થાય, તેવી વેદના થતી હોય, પીઠ નબળી હોય, અને સવારમાં ખરાબ લાગતું હોય તો આપવો.

### ( ओ ). ડોક રહી જવી. ( Stjifness of the neck ).

ઘણી વખત બરોબર નહિ સુવાથી ડોક રહી જાય છે અથવા મજ્જા તન્તુની નબળાઈથી પણ આમ બને છે. હોશિયાર માણસ તેલ ચોળી ફેરવી તરતજ ઠેકાણે આણે છે.

**ફેરમ ફોસ નં. ૪**—બોચી ઉપર ઠંડો પવન લાગવાથી રહી ગઇ હોય તો આ ઔષધનાં પોતાં મૂકવાં.

**મૅગ્નેશિયા ફોસ્ નં. ૮**—મજ્જાતન્તુની અવ્યવસ્થાથી ડોક રહી ગઇ હોય તો ઉના પાણીમાં નાખી તેના પોતાંથી ઝારવું, તથા ખાવામાં વાપરવું.

## પ્રકરણ ૧૮ મું.

## હાડકાના વ્યાધિ, દાંતના વ્યાધિ તથા બાળકને દાંત આવવા.

### (अ) હાડકાંના વ્યાધિ, (Bones Diseases)

**કેલકર ફોસ્ નં. ૧**—હાડકાંના સઘળા વ્યાધિમાં પ્રધાન્ય ઔષધ છે, કારણ કે હાડકાંમાં ફોસ્ફેઇટ ઑફ્ લાઇમ મુખ્ય ભાગે છે. હાડકાં દુર્બળ હોય અને નરમ હોય તો આ ઔષધ બળવાન કરે છે, હાડકું ભાગ્યું હોય તો આથી સંધાઈ જાય છે, બાળકના પગ રાંટા હોય, પૃષ્ટ દંડ વાંકો વળી ગયો હોય, અને હાડકાના અંદરના ભાગમાં ઇજા થઇ હોય તો આ ઔષધ આપવું. હાડકાની તમામ અવ્યવસ્થામાં આ ઔષધ અપાય છે. હાડકા ઉપર વાગ્યું હોય તો આની સાથે **કેલકર ફ્લોર નં. ૩** આપવો અથવા મેળવી પોતાં મૂકવાં કે વહેલો આરામ થાય છે.

**સિલિશીયા નં. ૧૨**—આ ઔષધ હાડકાંના તમામ વ્યાધિ ઉપર ચાલે છે. હાડકાંમાંથી જાડો પરૂવાળો, પીળો દુર્ગંધ મારતો પદાર્થ નીકળતો હોય, હાડકાં ઉપર ચાંદાં પડેલાં હોય, કમરમાં દુઃખાવો થતો હોય ત્યારે અને ઠાઠાંના સાંધાઓમાં આ ઔષધ વાપરવું.

**કેલકર શલ્ફ નં. ૨**—પાકયા પછી રૂઝ આણવામાં આ ઔષધનો ઉપયોગ કરવો. જે ચિન્હમાં **સિલિશીયા નં. ૧૨** અપાય છે તે ચિન્હ હોય પણ તેની સાથે જે પદાર્થ બહાર નીકળતો હોય, તે લોહી મિશ્રિત હોય તો આપવો. અંદરથી બહાર નીકળતા પદાર્થોને આ અટકાવે છે.

**કેલકર ફ્લોર નં. ૩**—હાડકાના ભાગમાં પછાડ લાગી હોય, નાકના હાડકામાંથી રસ નીકળતો હોય, તથા નાનાં છોકરાના માથા ઉપર લોહી ભરેલા ટ્યુમર થાય છે. તેમાં આ ઔષધ અપાય છે અને હાડકા ઉપર કઠણ અને ખડબચડું પડ બાઝયું હોય તો આપવો.

**કાલી ફોસ્ નં. ૬**—જ્યારે ઝાડાની સાથે હાડકાની નબળાઇ હોય ત્યારે આપવો.

**ફેરમ ફોસ્ નં. ૪**—હાડકાંના સઘળા વ્યાધિમાં સોજા હોય અને આ સોજાની અસર કોહેલા ભાગ ઉપર કે જે ભાગ હાડકાંને ઢાંકી રહેલો છે, તેના ઉપર થઈ હોય ત્યારે આપવો.

---

## (આ) દાંતના વ્યાધિ. ( Toothache ).

દાંતના મૂળમાં કે દાંતના મથાળાના ભાગમાં સોજા કે સડો લાગવાથી દાંતનું દરદ થાય છે.

**કારણ**—પેટમાં બિગાડ અને ઝાડાનો કબજો થવાથી, ઠંડીને લીધે જડબામાં વા આવવાથી, પારાવાળી ઘણી દવા ખાવાથી, દાંતમાં સડો લાગુ પડવાથી, દાંત ઉપર મેલનો થર બંધાવાથી વિગેરે કારણથી દાંતના દરદ થાય છે.

**ફેરમ ફોસ નં. ૪**—અવાળુ સુઝયું. હોય અને તેથી દાંતમાં દુઃખાવો થાય અને અવાળુ લાલ થઇ ગયું હોય તો આપવો.

**કાલી ફોસ્ નં. ૬**—જેમના મજ્જાતન્તુ નબળા છે. જે જાતે નિર્બળ છે, જેમને માનસિક શ્રમ ઘણો કરવાથી અશક્તિ આવે છે તેમને અને દાંતના અવાળામાંથી જલદી લોહી નીકળે તો આપવો.

**કેલકર ફોસ્ નં. ૧**—દાંત કહેવાથી દુઃખ થતું હોય દાંત જલદી કોહી ગયા હોય તો આપવો.

**સિલિશીયા નં. ૧૨**—જયારે સોજો આવતો હોય. વેદના અંદરના ઊંડાણ ભાગમાં થતી હોય. દાત તાણવાથી આરામ જણાતો હોય, રાત્રે વેદના વધારે જણાતી હોય તો આપવો.

**મૅગ્નેશિયા ફોસ્ નં. ૮**—દાંતમાં કળતર થતું હોય તો ઉના પાણીના કોગળા કરવાથી સારૂ લાગે, અને ટાઢા પાણીથી વેદના વધતી જણાતી હોય તો આપવો.

**કેલકર ફ્લોર નં. ૩**—દાંતમાં "એનેમલ" અવ્યવસ્થામાં કેલકર ફોસ્ નં. ૧ સાથે આપવો. કારણ કે આ બે ક્ષાર અસ્થિર ગણાય છે

**સુચના**—આપણા શરીરમાં પાચનક્રિયામાં દાંત મૂખ્ય છે તેના સિવાય કોઇ પણ પદાર્થ ચાવી શકાતો નથી. આ એક ઘંટી છે તેના વડે દરેક ખોરાક ઝીણો થઈ પચાવવામાં મોટો ભાગ તે લે છે. તેથી દાંતની કીંમત કેટલી છે તે સહજ સમજાશે. ઘડપણમાં દાંત પડી જવાથી શરીરની

કેવી અવ્યવસ્થા થાય છે, તે ભાગ્યેજ કોઈ અજાણ્યું હશે. દાંતને છોલાવા નહિ, કારણ કે તેની અંદર રહેલા "એનેમલ" નો નાશ થાય છે અને વહેલા સડે છે. દાંત સડે કે તેની જગાએ બીજા બેસાડવા સલાહ ભરેલું છે, *દાંતને દરરોજ બ્રસ વતી અને બાવળના દાતણથી ઘસવા. તેમજ દાંત ઉપર લીલના પોડા બાઝવા દેવાં નહિ.

## બાળકના દાંત આવવા

બાળકને દાત આવતાં ઝાડા થાય છે, ખસ થાય છે. આંખ દુઃખે છે, વિગેરે ચિન્હ થાય છે.

**નેટ્રમ ફોસ નં. ૧૦**—બાળકને દાંત આવતાં ઉલટી, ઝાડા, તાવ, આંખ દુઃખવી વિગેરે સઘળાં ચિન્હમાં બીજાં ઔષધ સાથે આપવો.

**કેલકર ફોસ નં. ૧**—દાંત આવતાં પ્રથમ આ ઔષધ આપવું.

**મૅગ્નેશિયા ફોસ નં. ૮**—દાંત આવતાં તાણ કે આંચકીમાં આપવો. દાંત આવતાં બાળકની પ્રકૃતિ 'સ્કોફ્યુલસ" હોય તો **કેલકર ફોસ નં. ૧. સાથે કેલકર ફ્લોર નં. ૩ અને નેટ્રમ ફોસ નં. ૧૦** આપવાની જરૂર છે.

# પ્રકરણ ૧૪ મું.

## આંખ તથા કાનના વ્યાધિઓ.

### આંખના વ્યાધિ, ( Eye Diseases )

આ શરીરમાં આંખ ઘણીજ અગત્યની વસ્તુ છે, તેને જોઇએ તેવી રીતે જાળવવામાં નથી આવતી તો અનેક તરેહના વ્યાધિ થાય છે, આંખનાં અસંખ્ય દરદ છે, તેમાં ખાસ કરી આંખના ડૉકટરની સલાહ લેવી ઉત્તમ છે.

આપણા દેશમાં સારી આંખે ચસ્માં ઘાલવાનો શોખ વધેલો છે જરૂર નહિ છતાં ચસ્માં પહેરવામાં આવે તો આંખની દૃષ્ટિ નબળી પડે છે અને

* દાંતના દરેક દરદ ઉપર અમારે ત્યાં બનતો "કારબોલીક ટુથ પાઉડર" ઘણો અકસીર છે, અને દાંતના ઘણાં દરદ નાબુદ કરે છે.

આંખના વ્યાધિ ઉત્પન્ન થાય છે. આંખની ટુંકી દષ્ટીને લીધે ચશ્માં પહે-રવાની અગત્ય જણાય તો આંખના ડૉકટરની સલાહ લેઇ ચશ્માં પ્હેરવાં એ સલાહ ભરેલું છે.

આંખમાં અજાણ્યાં ઔષધ નાંખવાં જોખમ ભરેલું છે, કેમકે આં-ખના વ્યાધિનું મૂળ પ્રકરણ જાણ્યા સિવાય ઉટાંગ વિદ્યાથી ઔષધ નાંખવામાં આવે છે તો ભયંકર પરિણામ આવે છે એટલુંજ નહિ પરંતુ વખતે આંખે આંધળા થવાય છે. આવી રીતે ઘણા મનુષ્યની આંખો ગયેલી એ અનુભવ સિદ્ધ છે.

આંખના દરેક વ્યાધિમાં આ બાયોકેમિક સંસ્થાનાં ઔષધો ઘણા એમ. ડી. ડૉકટરોએ વાપરી અનુભવ મેળવ્યો છે, કે જેના દષ્ટાંતો આગળ પ્રકરણમાં લખવામાં આવ્યા છે. આથી આ સંસ્થાનાં ઔષધ બીનજોખમનાં છે, આટલું જ નહિ; પરંતુ બીજા ઔષધ કરતાં આ ઔષધથી ઘણોજ જલદી આરામ થાય છે. તેથી આંખનાં થતાં પ્રત્યેક દરદમાં પ્રથમ આ સંસ્થાનાં ઔષધ વાપરવામાં આવે તો બીનજોખમે વ્યાધિ આરામ પર આવે છે. અને નકામો ખર્ચ અટકે છે.

**આ સંસ્થામાં નીચે મુજબ ચિકિત્સાથી ઔષધ વાપરવાં.**

**ફેરમ ફોસ નં. ૪**– આંખ દુઃખવા આવી હોય, લાલ થઇ હોય, વેદના થતી હોય, બળતરા બળતી હોય, આખને તાણવાથી ડોળામા દુઃખ થતું હોય, ઠંડા પાણીથી આરામ જણાતો હોય તો આપવો. પાણીમાં નાંખી પોતાં મૂકવાં ટીપાં પાડવાં; ખાવામાં વાપરવો. પ્રકાશ સહન ન થઇ શકે તો આ ઔષધ વાપરવું

**કાલી મ્યુર નં. ૫**—વરમની બીજી સ્થિતિમાં વાપરવું, આંખમાં ધોળા અથવા ભૂરા રંગના ચીપડા નીકળતા હોય, આંખ દુઃખવા આવી હોય, આંખમાં રેતી પડી હોય તેવી રીતે દુઃખ થતું હોય, તો ઉપરના ઔષધ સાથેવારા ફરતી ઉપયોગ કરવો.

ખીલ નીકળ્યા હોય તો ફેરમ ફોસ્ નં. ૪ અને કાલી મ્યુર નં. ૫ વારાફરતી વાપરવા. આંખમાં ચાંદુ પડયું હોય તો કાલી મ્યુર નં ૫ અને સિલિશીયા નં ૧૨ તથા કેલકેર સલ્ફ નં ૨ વાપરવો.

**કાલી સલ્ફ નં ૭**—સોજાની ત્રીજી સ્થિતિમાં પીળા અથવા લીલા ચીપડા નીકળા હોય અને પોપચાં ઉપર પીળો પદાર્થ જણાય તો આપવો.

**કેલકેર સલ્ફ નં ૨**—સોજાની સાથે જાડો પીળો પદાર્થ નીકળે તો આપવો.

**સિલિશીયા નં. ૧૨**—સોજાની સાથે જાડો પીળો રસ નીકળતો હોય, ચાંદું પડેલું જણાય, આંખના પોપચાંની આસપાસ નાની ફોલ્લી જેવું જણાય તો આ ઔષધ વાપર્યાં પછી **કેલકર સલ્ફ નં. ૨** નાં પોતાં મૂકવાં. અને ત્યાર પછી આંખોની નબળાઇને લીધે નજર ઓછી થાય ત્યારે વાપરવો.

**નેટ્રમ ફોસ્ નં. ૧૦**—સોજાની સાથે જાડો અંદરથી સોના જેવો, મલાઇ જેવો પદાર્થ નીકળતો હોય, સવારમાં પોપચાં ચોટી જતાં હોય, જીભના આગળના ભાગપર મલાઈ જેવો થર બાઝેલો હોય. માલકું જોવાતું હોય તો આપવો. બાળકની આંખ દુઃખવા આવે તો આ ઔષધ આપવું.

**નેટ્રમ મ્યુર નં. ૯**—પાણી વધારે નીકતું હોય, આંખ ઉપર સોજા જેતું જણાય અને આંખ લાલ હોય તો આ ઔષધ વાપરવું. આંખમાં ફુલુ પડેલું હોય તોપણ આ ઔષધ વાપરવું. **કૉરનેઆ** ઉપરના બ્લીસ્ટર્સ સાથે ન્યુરેલજીક (**માથાની વેદના**) દુઃખ હોય તોપણ આજ ઔષધ વાપરવું.

**કાલી ફોસ્ નં. ૬**—નિર્બળ દક્શક્તિ, નિર્બળ પ્રકૃતિ કે શ્રમને લીધે નેત્રની થએલી નિર્બળતા, "**ઑપ્ટીક**" જ્ઞાનતન્તુની નિર્બળતાથી આંધળાપણું, આંખના સ્નાયુને લીધે માલકું જણાવું વિગેરે અને મજ્જાતંન્તુના વિકાર માત્રમાં આ ઔષધ વાપરવું.

**મેગ્નેશિયા ફોસ્ નં. ૮**—આંખના ડોળા નમી ગયા હોય તો **કાલી ફોસ્ નં. ૬** સાથે વારાફરતી આપવો. ડોળા સંકોચાઇ ગયા હોય, પ્રકાશમાં ન જોઇ શકાતું હોય, તનખા જણાતા હોય તથા જુદા જુદા રંગો અને ઝબકારા જણાતા હોય, આંખની શક્તિ દુર્બળ હોય, માલકું જોવાતું હોય તો આ વાપરવું.

**કેલકર ફ્લોર નં. ૧**—**મેગ્નેશિયા ફોસ્ નં. ૮** આપતાં લાભ ન જણાય તો આ આપવો. "**સ્ક્રોફ્યુલસ**" પ્રકૃતિવાળાની આંખના સઘળા વ્યાધિમાં વચમાં વચમાં આપવું. મોતીઓ પડયો હોય તો **કેલકર ફ્લોર નં. ૩** ની સાથે વાપરવો. આથી મોતીયો થતો અટકે છે. કાઢવાની જરૂર ન પડતાં એની મેળેજ મટે છે.

**નેટ્રમ સલ્ફ નં. ૧૧**—લીવરની અવ્યવસ્થાને લીધે ડોળા પીળા થયા હોય તો આપવો.

---

## આંખ ઉપર થતી આંજણી. (Styes on the Eyelids.)

**ફેરમ ફોસ નં. ૪**—આંજણી થતાં પ્રથમ આ ઔષધ આપવું. તાવ, દાહ. અંદર થતું દુઃખ તથા લોહીનું ગંઠાઈ જવું, વિગેરેમાં આજ ઔષધ આપવું, શરૂઆતમાં આપતાં આંજણી ઉપર ચોપડતાં વેરાઈ જાય છે, અને પાકતી નથી.

**શિલિશીયા નં. ૧૨**—આંજણી પાકવાની જણાય તો આ વાપરવું. આ ઔષધથી જલદી પાકી જાય છે, તેને શસ્ત્ર લગાડવાની જરૂર પડતી નથી. અને એની મેળે ફાટી જાય છે. પછી રૂઝ માટે **કેલકર સલ્ફ નં. ૨** આપવો,

**સુચના**—આંજણી થતાં ઉનું પાણી વારંવાર ચોપડવું, આંજણી મોટી થઇ હોય. અને જરૂર જણાય તો પોટીસ વડે શેક કરવો. પોટીસથી દુઃખ ઓછું થાય છે, ઉપરનું ઔષધ પોટીસમાં નાંખવું, જેથી જલદી પાકશે અને પરૂ નીકળી જશે.

---

## કાનના વ્યાધિ. (Earache)

**ફેરમ ફોસ નં. ૪**—તીક્ષ્ણ સોંયો ભોંકાતી હોય, તેવી વેદના થતી હોય, કાનમાં અવાજ સંભળાયા કરતા હોય, કાનમાંથી લોહી તથા પરૂ નીકળતું હોય, શરદીને લીધે દુઃખાવો થતો હોય, તો **કાલી મ્યુર નં. ૫** ની સાથે આપવો.

**કાલી મ્યુર નં. ૫**—મજ્જાતન્તુની નબળાઇને લીધે દુઃખ થતું હોય, તથા ગળામાં તથા કાનમાં સોજો આવ્યો હોય, અને કાંનની આગળ ગાંઠો જેવું જણાય તો આજ ઔષધ વાપરવું.

**મૅગ્નેશિયા ફોસ નં. ૮**—મજ્જાતન્તુની નબળાઇને લીધે કાનનો દુઃખાવો હોય. જે માણસો સહજ ચીડાઇ જાય તેવા માણસનો કાન દુઃખતો હોય તો આપવો.

**કેલકર ફોસ નં. ૧**—સંધિવાની અસર હોય, છોકરાની "સ્ક્રોફ્યુલસ" પ્રકૃતિમાં કંઠમાળની અસર હોય તો આપવો.

કાનની બહેરાશમાં **કાલી ફોસ નં. ૬** અને **કાલી મ્યુર નં. ૫** તથા **મૅગ્નેશિયા ફોસ નં. ૮** સાથે આપવા. જેથી મજ્જાતન્તુની અવ્યવસ્થા તથા સ્નાયુસંકોચ પામેલા રહેતા હોય તો વિકાશ કરે છે. બંધકોશને લીધે બહેરાશ વ્યાપિ હોય, તો ઔષધો ભેગાં આપવાં.

**સિલિશીયા નં. ૧૨**—કાન પાકયો હોય તો આ ઔષધનાં ટીપાં પાડવાં અથવા કોરાં ફુકવાં. રૂઝ લાવવા માટે **કેલકેર સલ્ફ નં. ૨** આપવો.

**સુચના**—કાન ખોતરવો નહીં; કાનમાં મેલ ભરાયો હોય તો અંદર *ગ્લીશરાઈન અગર ક્ષોકખું તેલ અથવા ધુપેલ નાખવું. બે દિવસ આ પ્રમાણે કરી ગરમ પાણીની પીચકારી મારવી જેથી મેલ નીકળી જશે.

કાન પાકવામાં ફટકડીને ગરમ પાણીમાં નાંખી તેની પીચકારીથી કાન સાફ કરવો અને ઉપર જણાવેલાં ઔષધ ફુકવાં અથવા ટીપાં પાડવાં. કાન ઉપર સોજો હોય તો ફેરમ ફાસ નં. ૪ ના પોતાં મૂકવાં. બહેરાશ માટે આ ઔષધ ગરમ પાણીમાં સવારમાં અને રાત્રે દરેક વખતે બે ઔંસ પાણીમાં લેવી.

---

## પ્રકરણ ૨૦ મું.

## પુરૂષ ઇંદ્રિય તથા મૂત્રાશયના વ્યાધિઓ.

---

### (अ) પ્રમેહ. (Gonorhoea).

આ વ્યાધિને અંગ્રેજી અભીપ્રાય પ્રમાણે ખાનપાનની સાથે કંઇ સંબંધ નથી. આ દરદ દુષ્ટ સંબંધના સ્પર્શથી થાય છે. તેમજ પાચન ક્રિયાની વિકૃતિમાંથી થાય છે. પ્રમેહ એટલે પુષ્કળ અને જાડો પીશાબ થવો. આ શાસ્ત્રના ઔષધથી અવશ્ય મટે છે. આ સંસ્થાનાં **બાયોકેમિક** ઔષધ નીચે મુજબ વપરાય છે.

**કાલી મ્યુર નં. ૫**—પ્રમેહમાં આ મુખ્ય ઔષધ છે તેને બીજાં ઔષધ સાથે આપવું. સોજો હોય, ધોળું, પીળું, જાડું પરૂ નીકળતું હોય તો અંદર અને બહાર બંને રીતે વાપરવું.

**ફેરમ ફાસ નં. ૪**—વરમની પ્રથમ સ્થિતિમાં આ ઔષધ આપવું.

**કાલી ફાસ નં. ૬**-પ્રમેહ માત્રમાં લોહી નીકળતું હોય ત્યારે આપવો.

**નેટ્રમ મ્યુર નં. ૯**—લાંબા વખતનો પ્રમેહ હોય અને અંદરથી પાણી જેવો પદાર્થ નીકળે ત્યારે અને **નાઇટ્રેટ ઑફ સિલ્વર** જો ઉપયોગમાં લેવાયું હોય ત્યારે તેની ખરાબ વાસ દૂર કરવા વાપરવો.

---

* અમારે ત્યાં ગ્લીશરાઈન (Glacyrine) ઘણુંજ ઉંચું મળી શકે છે. તે કાનનાં અનેક દરદોમાં અને બીજા પ્રસંગે ઘણુંજ ઉપયોગી થઇ પડે છે.

**કેલકર ફૉસ નં. ૧**—પ્રમેહમાં પાંડુતા વ્યાપિ હોય તો **નેટ્રમ મ્યુર નં. ૯** ની સાથે વારાફરતી આપવો. તેમજ "**ઍલ્બ્યુમન**" જાડો ચીકણો પદાર્થ નીકળતો હોય તો આપવો.

**કાલ સલ્ફ નં. ૭**—પીળો અથવા લીલાશ પડતો પદાર્થ અંદરથી નીકળતો હોય અને પ્રમેહ જીર્ણ હોય. પીળો, જાડો અને લીલો પદાર્થ નીકળે ત્યારે **નેટ્રમ સલ્ફ નં. ૧૧** ની સાથે આપવો.

**સિલિશીયા નં. ૧૨**—જ્યારે ઘણાજ લાંબા વખતનો પ્રમેહ હોય, અંદરથી જાડો પદાર્થ નીકળતો હોય, અને સાંજરે કસરત કરવાથી વિશેષ દુઃખ થતું હોય તો આપવો.

**મૅગ્નેશિયા ફૉસ નં. ૮**—પ્રમેહમાં વેદના થતી હોય ત્યારે આપવો.

**સુચના**—આ વ્યાધિમાં **નેટ્રમ સલ્ફ નં. ૧૧** (૬X પાવરનો અને બીજાં ઔષધો ૧૨X થી૨૦૦X પાવર સુધીનો વપરાય છે. **નેટ્રમ મ્યુર નં. ૯** જીર્ણ પ્રમેહમાં ૩૦X થી ૨૦૦X સુધી વાપરવાં સલાહ ભરેલું છે. આરંભમાં ૬X અથવા ૧૨X પાવરનાં પુરતાં ઔષધ મણાય છે. પરંતુ જીર્ણ પ્રમેહમાં ૨૦૦X પાવરનું ઔષધ વાપરવું સારૂં છે

---

## (आ) ધાતુસ્રાવ, વિર્યસ્ખલન. (Spermatorrhoea)

**નેટ્રમ ફૉસ નં. ૧૦**—જ્યારે વિર્યસ્ખલન થતું હોય, અને ખટાશની વૃદ્ધિ હોય, વિર્ય પાતળું પાણી જેવું હોય, રાત્રે વિર્યસ્ખલન થયા પછી અશક્તિ અને કંપ થતો હોય તો આ ઔષધ આપવું.

**કાલી ફૉસ નં. ૬**—મજ્જાતન્તુ દુર્બળ પડી ગયા હોય તેને લીધે વિર્યસ્ખલન થતું હોય તો આપવો.

**કેલકર ફૉસ નં. ૧**—આ પ્રસંગે મુખ્ય ભાગે નબળાઇ રહેતી હોય તો અશક્તિ માટે વચમાં વચમાં આપવો,

**મૅગ્નેશિયા ફૉસ નં. ૮**—વિર્યસ્ખલન થવાથી ફેફરાની અસર થતી હોય તો આપવો.

**સુચના**—આ વ્યધિમાં **નેટ્રમ ફૉસ નં. ૧૦** ( (૩૦×પાવરનું) વાપરવું, આ ઔષધ ધાતુ પુષ્ટ છે.

**મુખ્ય નિયમ**—સદાચાર, બ્રહ્મચર્ય પાળવું, ખોરાક હલકો પચે તેવો વાપરવો, કસરત કરવી અને સુવિચાર સેવવા ઉત્તમ છે.

---

## (ɛ) નપુંસકપણું.

અતિ સ્ત્રી સેવનથી તેમજ માબાપની કમતાકાતથી જે પ્રજા નીપજે છે તે આ પ્રકારની હોય છે. હમેશાં દરેક મનુષ્યે જાણવું જોઇએ કે, ઘણા બળવાન મનુષ્યમાં એક માસમાં ૧ ઔંશ વિર્ય રચાય છે, તેના પ્રમાણમાં જો આ પ્રકારે નિત્ય અનાચાર થાય તો પરિણામે આ સ્થિતિ થાય છે. એટલે આવક કરતાં જાવક વધારે થવાથી દેવાળુ કાઢવાનો પ્રસંગ આવે છે. આ પ્રસંગે આ સંસ્થાનો (૬૨X થી ૩૦X પાવરનાં) પ્રથમ ઔષધ વાપરવાં તેથી લાભ ન જણાય તો (૨૦૦X પાવરનાં) વાપરવાં.

**કાલી ફોસ નં. ૬**—નપુંસકપણું અને અતિશય કામવૃત્તિ માટે પ્રથમ આપવું અને પછીથી **નેટ્રમ મ્યુર નં. ૯** આપવો.

**નેટ્રમ ફોસ નં. ૧૦**—કામવૃત્તિ સમી જાય તો તે માટે આપવો.

**સિલિશીયા નં. ૧૨**—વારંવાર સ્ત્રી વિષયના વિચારો આવતા હોય તો આપવો.

**સુચના**—આ પ્રસંગે સ્ત્રી સંગ કરવો નહિ, અને ઔષધ લાંબો સમય ચાલુ રાખવાં કે જેથી ગયેલું પુરૂષત્વ પાછું આવશે.

---

## (उ) પીશાબ કરતાં વેદના નવી. ઉનવા બળવો (Dysuria)

મૂત્ર માર્ગના શ્લેષ્મ પડતી ઉત્તેજીત સ્થિતિ થવાથી થાય છે. ઉનાવા થાય છે, તે વખતે મૂત્ર નળીમાં વેદના થાય છે.

આ વ્યાધિમાં સાધારણ રીતે **નેટ્રમ મ્યુર નં. ૯** અને **નેટ્રમ સલ્ફ નં. ૧૧** અને **ફેરમ ફોસ નં. ૪** એકઠા કરી અથવા વારા ફરતી લેવાથી વેદના તરત શમે છે.

---

## (ч) ઊંઘમાં પીશાબ જવો. Enuresis (Wetting the Bed.)

**ફેરમ ફોસ નં. ૪**—બાળકો રાત્રે પથારીમાં પીસાબ કરતાં હોય, મુત્રાશયની નબળાઇને લીધે રાત્રે પથારીમાં પીસાબ થઇ જતો હોય, સ્ત્રીઓને રાત્રે પીસાબ થઈ જતો હોય, ઉધરસ ખાતાં પીસાબ થતો હોય, પીસાબની વારંવાર હાજત થતી હોય ત્યારે આપવો.

**કેલકર ફોસ નં. ૧**—જુવાન છોકરા અને વૃદ્ધ માણસને રાત્રે ઊંઘમાં પીસાબ થઇ જાય તો આપવો.

## (ઈ) પીશાબ ઘણો ઓછો થવો, અથવા બીલકુલ નહિ થવો. (Suppression of Urine.)

આ વ્યાધિના ચિન્હમાં મૂત્ર ગુરદા રચે છે, પણ તે બહાર નીકળતાં વાંધો આવે છે. મૂત્ર ટીપે ટીપે મૂત્રાશયમાં એકઠું થાય છે, અને બહાર નીકળવાનું કરે છે. મૂત્રાશય, મૂત્ર કાઢવાનું કામ નથી કરતું તો આ વ્યાધિ થાય છે. જ્યારે મૂત્ર જોઇએ તે પ્રમાણ કરતાં ઘણુંજ ઓછું થઈ જાય છે ત્યારે તે વ્યાધિ રૂપ છે. ધમણી રૂધીરમાંથી મૂત્રને ખેંચી કાઢતી નથી ત્યારે લોહીનો જમાવ થવાથી તે વિષમય થાય છે.

ટાઈફોઈડ ફીવર, કૉલેરામાં શરીરનાં રસો સૂકાય છે, તેથી મૂત્ર બંધ થઇ જાય છે, અથવા ઓછું થાય છે.

**નેટ્રમ સલ્ફ નં. ૧૧**—મૂખ્ય ઔષધ છે. આ ક્ષાર નકામા જળને બહાર કાઢનાર છે. આની સાથે **મૅગ્નેશિયા ફૉસ નં. ૮** આપવો. કારણ કે જે ભાગ સંકોચ પામેલો હોય તેને વિકાસ કરે છે. આથી મૂત્ર જલ્દી બહાર આવે છે.

**કાલી ફૉસ નં. ૬**—મૂત્રપિંડના મજાતન્તુને નબળાઇને લીધે આ વ્યાધિ થયો હોય તો **નેટ્રમ સલ્ફ નં. ૧૧** ની સાથે આપવો.

---

## (ઓ). પિશાબ અનિમિત થવો અથવાવધારે ઓછો થવો.

**મૅગ્નેશિયા ફૉસ નં. ૮**—ચાલતાં કે ઉભા રહેતાં પીસાબની હાજત થઇ આવવી, રહીને પીસાબ થવો, બાળકને અતિશય પીસાબ થવો, સળી મૂકયા પછીની વેદના, આ સઘળામાં આ ઔષધ આપવું.

**નેટ્રમ મ્યુર નં. ૯**—અતિશય પીસાબ થવો અને સૂકાઇ જવું, પીસાબમાં લોહી જવું, પીસાબ કર્યા પછી થતી બળતરા. આ સર્વમાં આ ઔષધ આપવું.

**નેટ્રમ ફૉસ નં. ૧૦**—બાળકોને અજાણતાં પીસાબ થઈ જવો, પીસાબમાં યુરિક ઍસિડ જતું હોય, મૂત્રાશયમાં પથરી હોય, અંદર સોજો હોય, વારંવાર પીસાબની હાજત થતી હોય તેમાં તથા મધુમેહમાં આ ઔષધ અને **નેટ્રમ સલ્ફ નં. ૧૧** સાથે આપવો. સંધિવાના વ્યાધિમાં કાળો પીસાબ થતો હોય તો **નેટ્રમ ફૉસ નં. ૧૦** અપાય છે.

**નેટ્રમ સલ્ફ નં. ૧૧**—પીસાબ બંધ થઈ જવો, ઊંઘમાં પીસાબ થવો, ઇંટાળા જેવા રંગનો પીસાબ થવો, મધુમેહ થવાથી ઘણો પીસાબ

થતો હોય, પીસાબમાં રેતી જવી વિગેરેમાં ઔષધ અપાય છે. મધુપ્રમેહનું આ ખાસ ઔષધ છે.

**સિલિશીયા નં. ૧૨**—પીસાબમાં પરૂ જવું, યુરિક એસિડની લાલ રેતી જવી, કૃમિને લીધે રાત્રે પીસાબ થવો, રાત્રે વારંવાર પીસાબ કરવા ઉઠવું, એ સર્વમાં આ ઔષધ આપવું.

**કેલકર ફોસ નં. ૧**—અતિશય પ્રમાણમાં પીસાબ થવો, ઊંઘમાં પીસાબ થવો, પીસાબમાં ફોસ ફેઇટ જવો, પથરી થતી હોય તો નેટ્રમ સલ્ફ નં. ૧૧ ની સાથે કે વારાફરતી આપવો.

---

## (ઔ) મૂત્રાશયનો વરમ. (Inflammation of the Bladder)

આ વ્યાધિમાં પીસાબ વારંવાર થાય છે, પીસાબ કરતાં બળતરા થાય છે, કોઇ વખતે પીસાબ બંધ થાય છે, મૂત્ર માર્ગમાં વેદના થાય છે, વખતે તાવ કે ઉલટી પણ થાય છે, પીસાબ રંગવાળો અને વખતે લોહી મિશ્રિત હોય છે. વિગેરે ચિન્હ થાય છે.

**ફેરમ ફોસ નં. ૪**—વરમની પ્રથમ સ્થિતિમાં આ ઔષધ વાપરવું. બળતરા, તાવ, લોહી મિશ્રિત પીસાબ થવો, વારંવાર પીસાબ કરવા જવું પડે, પરંતુ સોજાને લીધે પીસાબ ન થતો હોય તો આપવો.

**કાલી મ્યુર નં. ૫**—વરમની બીજી સ્થિતિમાં આ ઔષધ આપવું, પીસાબમાં જાડો ધોળો પદાર્થ જતો હોય, તથા ઘણા વખતનો ગરમ હોય ત્યારે આપવો.

**કાલી ફોસ નં. ૬**—દરદી ઢગલો થઈ જતો હોય, મજ્જાતન્તુની નબળાઇ હોય, લોહી વહેતું હોય, વારંવાર હાજત આવતી હોય, પીસાબ ઘણો થતો હોય, અજાણતાં પીસાબ થઇ જતો હોય અને અંદર ચળ આવતી હોય તો આપવો.

**કેલકર સલ્ફ નં. ૨**—મૂત્રાશયના વરમમાં અંદર પરૂ નીકળતું હોય તો વરમની ત્રીજી સ્થિતિમાં આપવો.

**મૅગ્નેશિયા ફોસ નં. ૮**—જ્યારે દુઃખમય સ્થિતિ થાય, ત્યારે આપવો.

**સુચના**—આ વ્યાધિમાં ઘણા ભાગે ફેરમ ફોસ નં. ૪ અને કાલી મ્યુર નં. ૫ પુરતા છે. આ બે ઔષધ આપવામાં આવે તો બીજાં ઔષધની જરૂર ભાગ્યેજ રહે છે. પેટ પર ગરમ પાણીનું કપડું પલાળી મૂકી રાખવાથી દુઃખ ઓછું થાય છે. ગરમ પાણીનું ડુસ (પીચકારી)

લેઇ મહાશય સાફ રાખવું. આ વ્યાધિવાળાએ કસરત કરવી નહિ. ખોરાક સાદો અને પચે તેવો વાપરવો.

---

## (क) મૂત્રપિંડનો સોજો. (Inflamation of Kidneys).

**આ વ્યાધિનાં મુખ્ય કારણ**—જે પદાર્થો મૂત્રપિંડનો સોજો કરે તેનો અતિ ઉપયોગ મૂત્રપિંડમાં પથરી બાઝવી, બહારના ભાગમાં કંઈ ઇજા થવી, મૂત્રપિંડમાં દવાની ખોટી અસર થાય તેવી વારંવાર દવા લેવી, ઋતુનો અટકાવ, અર્શ અને શરદી થવી. એ વ્યાધિ થવાનાં કારણ છે.

**લક્ષણ**—મૂત્રપિંડના પાછલા ભાગમાં વેદના, પૃષ્ટદંડનિ એક બાજુ અથવા બે બાજુ વેદના થવી, પીસાબ કરતાં દુઃખ થવું, પીસાબ ગરમ લાલચોળ કે વખતે બંધ થઇ જાય, ફિલટી થાય, પીસાબ કરતાં બળ કરવું પડે, ચત્તા સુવાથી કે ગતિ કરવાથી વેદના વધે. આ ચિન્હ મૂત્રપિંડના સોજાને લીધે થાય છે.

**ફેરમ ફોસ નં. ૪**—સોજા માટે પ્રથમ વાપરવો. તાવ, બળતરા, દુઃખાવો તથા લોહી ગંઠાઇ જતું હોય તે માટે અંદર અને બહાર ઉપયોગ કરવો.

**કાલી મ્યુર નં. ૫**—વરમની બીજી સ્થિતિમાં **ફેરમ ફોસ નં. ૪** ની સાથે આપવો. સોજા માટે પીસાબમાં ધોળો પદાર્થ જતો હોય, જીભ ઉપર ધોળો થર હોય તે માટે આપવો.

**કાલી ફોસ નં. ૬**—મૂત્રપિંડમાં ચરબી થઇ હોય ત્યારે અને મજ્જાતન્તુમાં કંઈ અવ્યવસ્થાને લીધે આ દરદ જણાય તો તથા મધુમેહમાં પણ આ આપવો.

**નેટ્રમ ફોસ નં. ૧૦**—મૂત્ર વધારવામાં તથા પીસાબ નહીં થતો હોય તો આ ઔષધ વાપરવું. કેમકે આ ઔષધ મૂત્રળ છે.

**કેલકર ફોસ નં. ૧**—નબળી પડેલી શિરાઓ નવી બનાવા તથા શક્તિમાં વચમાં વચમાં આ ઔષધ આપવું. આ ઔષધ પથરી થતી અટકાવે છે.

---

## (ख) મૂત્રાશયમાંથી પીશાબ બરોબર બહાર નહિ નીકળવો.

આ ચિન્હ ઘણું કરી પુરૂષને થાય છે. સ્ત્રીઓને થવાનો સંભવ ઓછો રહે છે. મૂત્રાશયનું મૂખ સાંકડું થઇ જવાથી અથવા વારંવાર સાબ રોકવાથી આ પ્રમાણે થાય છે. કારણ કે આ પ્રમાણે થવાથી મૂત્રાશયના ગતિતન્તુઓ બહેર મારી જાય છે.

**કાલી ફ્રોસ નં. ૬**—મૂત્રાશયના ગતિતન્તુ બહેર મારી જાય તો **નેટ્રમ સલ્ફ નં ૧૧** ની સાથે વારાફરતી આપવો.

**મેગ્નેશિયા ફ્રોસ નં. ૮**—મૂત્રાશયનું મુખ સાંકડુ થઇ ગયેલું હોય અને પીસાબ થતો નહિ હોય તો આપવું. કારણ કે આ ઔષધ સ્નાયુનો વિકાસ કરે છે.

**સુચના**—દરેક માણુસને દિવસમાં ત્રણ અથવા ચાર વખત પીસાબ થવો જોઇએ તેમ ન થાય તો પીસાબ મૂત્રાશયમાં ભેગો થાય છે અને એ અવયવો વિકાસ પામેલા રહેવાથી લાંબા વખતે બહેર મારી જાય છે.

---

## મૂત્રમાં જૂદા જૂદા પદાર્થ જવા.

**કેલકર ફ્રોસ નં. ૧**—પીસાબમાં એલ્બ્યુમન જતું હોય, અથવા ફ્રોસફેઇટ જતો હોય તો આપવો.

**કેલકર સલ્ફ નં. ૨**—પરૂ જણાય તો આપવો.

**કાલી મ્યુર નં. ૫**—જાડો ધોળો પદાર્થ જાય તેમજ મૂત્રમાં **એ-લ્કેલીન** વિશેષ જણાય ત્યારે આપવો.

**નેટ્રમ મ્યુર નં. ૯**—ધોળો પદાર્થ પાણી જેવો નીકળતો હોય, તો આપવો.

**નેટ્રમ ફ્રોસ નં ૧૦**—પીસાબ સાફ લાલ થાય તથા યુરિક ઍસિડ હોય, અને પીસાબમાં એસિડિટિ વધી ગઇ હોય, તો આપવો.

**નેટ્રમ સલ્ફ નં. ૧૧**—ઇટાળા રંગનું **સેડિમેન્ટ** ઠરી જતાં જણાય તો આપવો. **સિલિશીયા નં. ૧૨** મૂત્રમાં યુરેટ હોય તો આપવો.

---

## (ग) મૂત્રાશયની કોથળીમાં પથરી બાઝવી.

આ પથરી બાઝવાનું મુખ્ય કારણ કાળજામાંથી પિત્ત નીકળીને પીસાબની કોથળીમાં ભેગું થાય છે. તેમાં વિકાર થવાથી પથરી બાઝે છે. આ પથરી બાઝવાથી એ ઠેકાણે ઘણું દુઃખ થાય છે.

પીસાબ કરતાં ઘણો ત્રાસ પડે છે. આ વેદનાથી તાવ આવે છે, ચાલાક ડૉકટરો સળી મુકી પથરી બહાર કહાડે છે.

**નેટ્રમ સલ્ફ નં ૧૧** અને **કેલકર ફ્રોસ નં. ૧** એ વ્યાધિમાં મુખ્ય ઔષધ છે. આ બે વારા ફરતી આપવા કે જેથી એની મેળે બહાર નીકળી જશે.

મેગ્નેશિયા ફોસ નં. ૮—અતિશય વેદના થતી હોય તો આપવો.

ફેરમ ફોસ નં. ૪—તાવ આવતો હોય તો આપવો.

---

## ( ઘ ) વૃષણની વૃદ્ધિ, વૃષણમાં પાણી ભરાવું, સારણ ગાંઠ.

### વૃષણ વૃદ્ધિ. ( orchitis. )

આમાં વૃષણની અંદર ગોળી મોટી થાય છે, તેમાં **કેલકર ફોસ નં. ૧** મુખ્ય ઔષધ છે તે જીર્ણ વખતની હોય તોપણ ઓગાળે છે.

શરૂઆતમાં **કાલી મ્યુર નં. ૫** અને **ફેરમ ફોસ નં. ૪** આપવાં. આ ઔષધ ખાવામાં તેમજ ચોપડવામાં વાપરવાં.

---

### વૃષણમાં પાણી ભરાવું. ( Hydrocele ) વધરાવળ.

**નેટ્રમ મ્યુર નં. ૯**—પ્રથમ ઔષધ છે. કારણ કે પાણીને વ્યવસ્થામાં રાખનાર છે. આથી લાભ ન જણાય તો **કેલકર ફોસ નં. ૧** આપવો અને તેની સાથે **નેટ્રમ ફોસ નં. ૧૦** ભેગો કરી આપવો.

કેલકર ફ્લોર નં. ૩—એ ભાગને સંકોચ કરવા અપાય છે.

**સિલિશીયા નં ૧૨**—છેવટે આપવો. "સ્કોફ્યુલસ" પ્રકૃતિવાળાને વચ્ચે વચ્ચે આપવો. પાણી કાઢવાથી વહેલો આરામ થાય છે. **નેટ્રમ સલ્ફ નં. ૧૧** નકામા જળને બહાર કાઢી નાખનાર છે તે આપી જોવાં.

---

### સારણ ગાંઠ, અંતર વૃદ્ધિ. ( Hernia ).

**કેલકર ફોસ ૧** અને **કેલકર ફ્લોર નં ૩** વારા ફરતી લેવા. તેની સાથે **ફેરમ ફોસ નં. ૪** લેવો. આ વ્યાધિમાં પટો રાખવો તેથી ગાંઠ મોટી થતી અટકે છે.

---

## ( ચ ). વૃષણની ભૂરી રક્તવાહિનીનો સોજો. ( Varicocele ).

આ સોજો હમેશાં ડાબી તરફ થાય છે.

**ફેરમફોસ નં ૪**—આ સોજામાં પ્રથમ વાપરવું અને તેની સાથે અથવા વારાફરતી **કેલકર ફ્લોર નં. ૩** આપવો. જે મુખ્ય ઔષધ છે તેનાથી દુઃખ ઓછું થાય છે.

**કેલકર ફ્લોર નં. ૩**—આ મુખ્ય ઔષધ છે. તે ખાવામાં અને બહાર પોતાં મુકવામાં વાપરવું. વળી રૂ ઉપર મુકી આનાં લોશન ( પોતાં ) મુકવાં. રબરનો અથવા ઇલેકટ્રીક પટો અને ગરમ મોજાં પહેરવાં.

કેલકેર ફ્રોસ નં. ૧—આ સઘળા કેસમાં વચ્ચે વચ્ચે આપવો.

નેટ્રમ મ્યુર નં ૯ અને નેટ્રમ ફ્રોસ નં ૧૦ પાણીને વ્યવસ્થામાં રાખનાર અને મુત્ર રચનાર હોવાથી અપાય છે. કઠણતાને માટે કેલકેર ફ્લોર નં 3 સાથે આપવો.

---

## વૃષણકોષ, કોથળી. ( Scrotum ).

કોથળીનો ઇંડીમા ( ઉપર દબાવીએ તો ખાડો પડે અને તે ભાગ પોતાની અસલ સ્થિતિમાં નહિ આવે એવી સ્થિતિ માટે નેટ્રમ મ્યુર નં. ૯ અને નેટ્રમ સલ્ફ નં. ૧૧ વાપરવું. આ ક્ષારો નકામાં જળને બહાર કાઢનાર અને પાણીને વ્યવસ્થામાં રાખનાર છે. તેનાથી ચળ મટે છે.

કાલી મ્યુર નં. ૫—આ વ્યાધિનું ખાસ ઔષધ છે, તે કોથળી જાડી થાય તેને અટકાવે છે.

સિલિશીયા નં. ૧૨—કોથળી પર ઘણો પરસેવો થયા કરે ત્યારે તથા કેલકેર ફ્રોસ નં ૧ અને નેટ્રમફ્રોસ નં. ૧૦ ની સાથે આપવા.

કાલી ફ્રોસ નં. ૬—ફુલના વરમ ( સોજા ) માટે અને ઉપરની ચામડીના ઇંડીમા માટે નેટ્રમ સલ્ફ નં. ૧૧ સાથે આપવો. તેથી ચળ આવતી મટે છે.

---

# પ્રકરણ ૨૧ મું.

---

## સ્ત્રીઓના કેટલાક વ્યાધિ. (Diseases of Women).

સ્ત્રીઓના વ્યાધિમાં કેટલાક સ્તન સંબંધીના, કેટલાક યોની સંબંધીના, કેટલાક અટકાવ સંબંધીના, કેટલાક ગર્ભાશય અને કેટલાક સગર્ભા સ્થિતિના છે. તેનું વર્ણન નીચે મુજબ છેઃ—

યોનિકુંડ—આમાં મુખ્યત્વે કરીને બહારના ભાગમાં ચળ આવે છે, તથા અંદરના ભાગમાં ઝીણી ફોલ્લી થાય છે. અને તેમાં ચળ આવે છે તે યોનિકંડુ છે. કેટલીક સ્ત્રીને સગર્ભા સ્થિતિમાં આ વ્યાધિ થાય છે, અને તે ઘણીવાર પ્રસવ થતા સુધી પહોંચે છે. તેમાં નીચે મુજબ ઔષધ વાપરવા.

મૅગ્નેશિયા ફ્રોસ નં ૮—માત્ર બહારના ભાગમાં ચળ આવતી હોય તો કાલી ફ્રોસ નં. ૬ સાથે આપવો. અને અંદરના ભાગમાં આવતી હોય તો નેટ્રમમ્યુર નં. ૯ આપવો.

**કાલીમ્યુર નં. ૫**—અંદર ફોલ્લી થઇ હોય ત્યારે વાપરવો.

**સિલિશીયા નં. ૧૨**—અંદર ચાંદા પડયાં હોય ત્યારે અને પછી **કેલકર સલ્ફ નં. ૨** વાપરવો. ઉપદંશના ચાંદા માટે ઉપદંશનું પ્રકરણ જોઇ ઔષધનો ઉપયોગ કરવો.

---

## ઋતુનો લોપ થવો, નષ્ટાર્તવ. (Amenorrhoea).

ઘણી સ્ત્રીઓને યોગ્ય સમય પહેલાંજ અટકાવ જતો રહે છે, તે બાબત નીચેનાં ઔષધ વાપરવાં.

**કેલકર ફોસ નં. ૧**—ખાવાની અવ્યવસ્થાથી અટકાવ જતો રહ્યો હોય, ચહેરો ફીકકો પડયો હોય અને ધીમે ધીમે લોપ થઇ ગયો હોય, તેમજ સ્ત્રી ધોળી પુણી જેવી થઇ ગઇ હોય ત્યારે આપવો.

**કાલી ફોસ નં ૬**—ભયથી કે મનની, બીજી કાંઇ લાગણીથી ઋતુ જતી રહે ત્યારે આપવો.

**કાલી મ્યુર નં. ૫**—શરદીથી આ અવ્યવસ્થા થઇ હોય, ત્યારે આપવો.

**નેટ્રમમ્યુર નં. ૯**—જુવાન સ્ત્રીને યોગ્ય ઉમર થયા છતાં અટકાવ ન આવે અથવા ઘણા ઓછા પ્રમાણમાં આવે ત્યારે આપવો.

**કાલી સલ્ફ નં ૭**—પેઢુમાં ભાર લાગતો હોય અને અટકાવ ન આવતો હોય ત્યારે આ ઔષધ આપવું.

---

## અટકાવ નહિ આવવો, અનિયમિત આવવો, અને ઋતુ સબંધી અવ્યવસ્થા.

માનસિક લાગણીઓને લીધે શરદીથી, પગ ઘણો સમય ભીના રહેવાથી કે જઠરની અવ્યવસ્થા થવાથી, સ્ત્રીઓને ઋતુ અનિયમિત આવે છે કે અટકી જાય છે, પ્રસંગે ક્ષયરોગ જેને હોય છે તેને પણ અટકાવ બંધ થાય છે તેથી આવા પ્રસંગે ઔષધ આપવામાં આવે ત્યારે મુખ્ય કારણને અનુસરીને આ સંસ્થાનાં ઔષધ વાપરવાં કે વહેલો આરામ થઇ શકે છે.

**કેલકર ફોસ નં. ૧**—જઠરની અવ્યવસ્થાને લીધે જો અટકાવ બંધ થયો હોય તો આપવો અને ધીમે ધીમે અટકાવ બંધ થાય, ચહેરો ફીક્કો પડી જાય, શ્રમ જણાય તો આ ઔષધ આપવું. ઋતુ સંબંધી અવ્યવસ્થામાં આ સામાન્ય રીતે અપાય છે. નાની ઉમરની સ્ત્રીઓમાં અટકાવ વહેલો આવે કે મોટી ઉમરની સ્ત્રીમાં ચઢીને આવે કે ધાવણું છોકરૂં હોય ને

આવે તો આપવો. અટકાવ દુઃખમય હોય, નાડી વેગથી ચાલતી હોય, અટકાવ લાલ ચળકતો હોય, અટકાવ પ્રસંગે નહિ પચેલો ખોરાક ઉલટીમાં નીકળતો હોય તો આ ઔષધ આપવું.

**કાલી ફોસ નં. ૬**—માનસિક અવસ્થાને લીધે અટકાવ બંધ થાય અથવા ઘણું કામ કરવાથી બંધ થઇ જાય અને નિરૂત્સાહ પ્રકટે, પ્રમાદ જણાય કે જ્ઞાનતન્તુની નબળાઇ જણાય તોપણ આ ઔષધ આપવું. જીભ ધોળી થાય, શ્વાસ ગંધાય, મુખમાં સ્વાદ ખરાબ જણાય તેમાં આ ઔષધ વાપરવું. નબળા બાંધાવાળી સ્ત્રીઓને અનિયમિત રજોદર્શન થાય, રજસ્ ઘણું ઓછું કે વધારે નીકળે, લાંબા સમયે રજોદર્શન આવે, રજસ્ ઘણું લાલ આવે, તથા પાતળું હોય તો સર્વમાં આ ઔષધ વાપરવાનું સુચવે છે.

**કાલી મ્યુર નં. ૫**—શરદી થવાથી, પગ ભીના રહેવાથી, રજોદર્શન અટકી જાય તો આપવું અને જીભ ઉપર ધોળો થર જણાય, અને શરીર કામ કરવા અશક્ત લાગે, બહુ દિવસ ઋતુ આવ્યા કરે, અટકાવ ઘણો થોડો આવતો હોય, અથવા શરદીથી અટકી જતો હોય, તથા તે ઘણો કાળો ગંઠાઇ ગયેલો હોય તો આ ઔષધ આપવું.

**કાલી ફોસ નં. ૬**—માથું દુઃખતું હોય, દીલગીરી રહેતી હોય, સુસ્તી હોય, અને શરીરે નબળાઈ હોય તો આ ઔષધની સાથે **નેટ્રમ મ્યુર નં. ૯** આપવો. આ પ્રસંગે **૧૨X થી ૩૦X** પાવરનાં ઔષધ વાપરવાં હિતકર છે.

**મૅગ્નેશિયા ફોસ નં. ૮**—અટકાવ સમયમાં પ્રથમ ચુંક આવે તો ગરમ પાણીમાં આપવો, તાણ કે આંકડી આવે, અતિશય અટકાવ આવે અને તેની સાથે નીચેના ભાગમાં વેદના થાય તો **કેલકેર ફ્લોર નં. ૩** આપવો.

**નેટ્રમ સલ્ફ નં. ૧૧**—નસકોરી ફુટે, તાળવે બળતરા થાય, પેટમાં ચુંક જણાય, યોનિમાં સોજો આવેલો જણાય અને રજસ્ ચાલતાં ચાલતાં નીકળે ત્યારે આપવું.

**સિલિશીયા નં. ૧૨**—રજસ્ ગંધાતું હોય, બંધકોશ હોય, અને રજોદર્શન થયા પછી શરીર ઠંડુ પડી જતું હોય ત્યારે આ ઔષધ આપવું.

**નેટ્ર ફોસ નં. ૧૦**—અટકાવમાં ખોટો વાસ આવે, ઋતુ દાહ કરતો હોય, તથા જ્યાં અડકે ત્યાં સોજો આવે, જીભ ઉપર મલાઇ જેવો થર બાઝેલો હોય અને જઠરમાં ખટાસનો ભાગ હોય તો આ ઔષધ આપવું.

**કાલી સલ્ફ નં. ૬**—ઋતુ ઘણી મોડી આવતી હોય, અને ઘણી ઓછી આવે તથા પેઢુમાં ભાર જણાય તથા તે ભરેલું લાગે, તેમજ જીભ પર પીળો થર હોય ત્યારે આપવો.

**નેટ્રમ મ્યુર નં. ૯**—અટકાવ પાતળો પાણી જેવો ફીક્કો થતો હોય, તથા નાની ઉમરની સ્ત્રીઓ શરીરે નિર્બળ હોય, સુસ્ત અને ઉદાસીન રહેતી હોય, અને સવારમાં માથું દુઃખતું હોય, એ સર્વમાં આ ઔષધ વાપરવું.

**ફેરમ ફોસ નં. ૪**—માથે લોહી ચઢી જતું હોય કે છાતીએ લોહી ચઢી જતું હોય, પગ ઠંડા પડી જતા હોય, ત્યારે વાપરવું.

**સુચના**—ખોરાક તદ્દન સાદો અને હલકો આપવો, શરીરમાં લોહી ઉડી ગયું હોય તો પોષણ મળે તેવો ખોરાક આપવો. આવા સમયે ટબમાં ગરમ પાણી નાંખી સ્ત્રીઓને બેસાડવાથી સારો લાભ થાય છે. ઋતુ સંબંધી અવ્યવસ્થા વાળી સ્ત્રીએ ખુલ્લી હવામાં ફરવું, બીજી કસરત અતિશય થાક ન લાગે તેવી કરવી.

---

## સપીડાર્તવ. Dysmenorrahoea.(Painful Menstruation)

ગર્ભાશય આગળ પેઢુના ભાગમાં તીક્ષ્ણ વેદના અટકાવ આવતાં પહેલાં થાય છે, અને કોઇ વાર અટકાવ આવ્યા પછી ચાલુ રહે છે, તેનું નામ સપીડાર્તવ કહે છે. આમાં સાધારણ રીતે ચુંક જેવું થાય છે. પણ તે સાથે કોઈને ઉબકા આવે છે, માથું દુઃખે છે, વિગેરે થાય છે. પ્રત્યેક વખતે આમ થાય છે અને વધતું જાય છે. આ પ્રમાણે બનવાનું મુખ્ય કારણ નીચે મુજબ છેઃ—

ગર્ભાસ્થાનમાં કોઇ વસ્તુ નડતી આવે છે, તો આ પ્રમાણે થાય છે. રક્ત વહનના માર્ગના સ્નાયુ સંકોચાય છે, તો પીડા થાય છે, અથવા ગર્ભના ભાગમાં લોહીનો જમાવ વધારે થાય છે, તોપણ પીડા થાય છે. આ સિવાય બીજાં કારણ પણ હોય છે, મુખ્યત્વે કરીને છેલ્લાં બે કારણ છે. અટકાવનો રંગ ચળકતો લાલ અથવા ઘણો કાળો હોય છે અથવા અંદર સોજો આવેલો હોય છે, તેમજ ચુંક કે આંકડી પણ આવે છે.

**મૅગ્નેશિયા ફોસ નં ૮**—ચુંક કે આંકડી જેવી વેદના થતી હોય, પ્રસુતીના જેવી વેદના થતી નીચે આવતી હોય તો (3Xપાવરનો) ગરમ પાણીમાં આપવો.

**ફેરમ ફોસ નં. ૪**—ચળકતું લાલ રજોદર્શન થતું હોય, ચહેરો ફીક્કો પડી ગયો હોય; ઉલટીમાં નહિ પચેલો ખોરાક નીકળતો હોય, તો

**મૅગ્નેશિયા ફોસ નં. ૮**—સાથે કે વારા ફરતી આપવો, રજોદર્શન સમયે કે પહેલાં આપવો.

**કાલી ફોસ નં. ૬**—નિબંળ સ્ત્રીઓમાં મજ્જાતન્તુની નબળાઈથી વિશેષ પ્રમાણુમાં રજસ્ વહેતું હોય, અને તેનો રંગ કાળાશ પડતો હોય તો **ફેરમ ફોસ નં. ૪** ની સાથે આ ઔષધ વાપરવું.

**કેલકર ફ્લોર નં. ૩**—ગર્ભાશયનો ભાગ કઠણુ થવાથી રજોદર્શન સમયે વેદના થતી હોય ત્યારે આપવો.

**કાલી મ્યુર નં. ૫**—શરદીથી રજોદર્શનની અવ્યવસ્થા થતો હોય તથા લોહી કાળાશ પડતું હોય ત્યારે આપવો.

**સુચના—મૅગ્નેશિયા ફોસનં. ૮**, આ દુઃખ માટે ગરમ પાણીમાં પંદર ગ્રેન અડધો ગ્લાસ પાણીમાં નાંખી વારંવાર આપવો. એથી વેદના ઓછી થાય છે, તેમજ ૨૦ ગ્રેન ઉના પાણીમાં નાંખીને તેમાં કપડું બોળી તેનાં પોતાં પેઢુ પર મૂકવાં. કપડુ ઠંડું થતાં ફરી ઉના પાણીમાં બોળવું. એકલું ઉનું પાણી પીવાથી લાભ થાય છે. ખુલ્લી હવામાં ફરવું, ઉજાગરો કરવો નહિ, પગ ઠંડા ન રાખતાં શેક કરવો, કે ફલાલીનનું કપડું વીંટવું અથવા ઉનનાં મોજાં પહેરવાં, ખોરાક પચે તેવો સાદો રાખવો, ગરમ પાણીમાં બેસવાથી પણ ફાયદો થાય છે.

---

## આર્તવ એટલે દસ્તાન સંબંધી દરદ. ( menstruation. )

**કારણુ**—શરીરની નાંજુક સ્થિતિના સમયમાં સ્ત્રીનો સંબં કરવાથી આ ક્રિયા લાગુ પડે છે. ગર્ભસ્થાનની કોઇ પણ વિકૃતિ એ આ રોગનું મુખ્ય કારણુ છે.

**ફેરમ ફોસ નં ૪**—અટકોવવમાં વેદના થવી, ચહેરો લાલ થવો, માથું દુઃખવું, નાડી ઉતાવળી ચાલવી, ચળકતો લાલ અટકાવ આવવો અને અપચેલા ખોરાકની ઉલટી થવી.

**કાલી મ્યુર નં. ૫**—અટકાવ નિયમસર નહિ આવવો, કાળો અને ગઠ્ઠાવાળો આવવો, ઠંડા પદાર્થ ખાધાથી દબાઇ જવો અને જીભ પર ભૂરો ધોળો થર બાઝવો.

**કાલી ફોસ નં. ૬**—નબળા બાંધાવાળી દુઃખ સહન નહિ કરનાર દરેક ઘડીમાં ચીડાઈ જનાર સ્ત્રીઓને અટકાવ સમયમાં આપવો. ખમી નહીં શકાય તેવી વેદના, અટકાવ મોડો આવવાથી વધવી એ સર્વમાં આ ઔષધ આપવું.

**નેટ્રમ મ્યુર નં ૯**—પાતળો પાણી જેવો ફીક્કો અટકાવ આવવો, યુવાન સ્ત્રીઓને અટકાવ સમયે સવારમાં ઘણું માથું દુઃખવું, **કાલી ફોસ** નં. ૬ આપ્યા છતાં આરામ નહિ જણાય તો આ ઔષધ આપવું.

**મૅગ્નેશિયા ફોસ નં. ૮**—અટકાવ સમય પહેલાં ઘણી ચુંક આવતી હોય ત્યારે આપવો.

**કેલકર ફોસ નં. ૧**—અતિશય અટકાવ ખમી નહિ શકાય તેવું દુઃખ થવું, જુવાન છોકરીઓને અટકાવ સમયે ચુંકમાં **મૅગ્નેશિયા ફોસ** નં. ૮ આપ્યા છતાં આરામ ન લાગે તો આ ઔષધ આપવું.

**કાલી સલ્ફ નં. ૭**—અટકાવ ઘણો મોડો અને ઓછો આવતો હોય અને જીભપર પીળો થર બાઝેલો હોય તો આપવો.

**સિલિશીયા નં. ૧૨**—અટકાવમાં દુર્ગંધ મારવી અને સાથે બંધકોસ તેમજ શરદી જેવું જણાય તો આપવો.

---

## યોની કંદ, યોની અર્શ.

આ દરદમાં સ્ત્રીને યોનીના ભાગમાં કોઇ ધસી આવે છે તેમજ અર્શ થતાં લોહી નીકળે છે, ચળ આવે છે. આ ક્રિયા મુખ્ય ભાગે થાય છે.

**કેલકર ફ્લોર નં. ૩**—આ મુખ્ય ઔષધ છે, આ ઔષધ પીવામાં અને પોતાં મુકવામાં વાપરવું.

**સુચના**—યોનીનો જે ભાગ ધસી આવ્યો હોય તે ભાગ પર આ ઔષધ દાબવું અને માયાં, ફટકડીની પોટલી કરી પહેરવી, અર્શમાં આ ઔષધ ખાવામાં વાપરવું અને તે ભાગ સાફ કરી કોરૂ દાબવું અગર વેસેલાઇનમાં મલમ કરી ચોપડવો.

---

## પ્રદર, ધુપણી ( Lercorrhoea )

સ્ત્રીના સંબંધ માર્ગના જૂદા જૂદા ભાગમાંથી અને કમળના મુખમાંથી પાણીનો જરા જરા સ્ત્રાવ તો નિરંતર આવ્યાં કરે છે, જેથી તે ભાગો ભીનાશવાળા રહે છે. જ્યારે કેટલાક કારણથી આ સ્ત્રાવ વધે છે અને પ્રવાહની પેઠે બહાર પડી કપડાંને ખરાબ કરે છે ત્યારે તેવા ધાતુસ્ત્રાવને પ્રદર, ધુપણી અથવા શરીરનું ધોવાવું એ નામથી ઓળખવામાં આવે છે.

**કારણ**—સંસાર ભોગવવામાં નિયમ કે હદ નહીં રાખવાથી, વારંવાર ટુંકા સમયે ગર્ભ રહેવાથી, દસ્તાન બંધ કરે એવી વસ્તુઓ ખાવાથી, બાળકોને વારંવાર હદ ઉપરાંત ધવરાવવાથી ગણું દસ્તાન જવાથી ગર્ભ

સમયે બીજા વ્યાધિને લીધે આવેલી નબળાઇ હોવા છતાં, સારો પૌષ્ટિક ખોરાક ખાધા છતાં, યોગ્ય કસરત શરીરને નહિ મળવાથી, દારૂ વિગેરે અતિ ગરમી કરનારી વસ્તુઓ વાપરવાથી આ વ્યાધિ લાગુ પડે છે.

**લક્ષણ**—પાણી જેવી અથવા જાડી અને ચીકણી, ધોળી, પીળી કે મળગુગળી રસી વહેવી એ આ વ્યાધિની પ્રત્યક્ષ નિશાની છે. ધાત બે માર્ગેથી વહે છે. (૧) સંબંધ માર્ગમાંથી, (૨) ગર્ભસ્થાનમાંથી. સંબંધ માર્ગની ધાત આ ધાત આવતાં પ્રથમ પાણી જેવી હોય છે અને બહાર આવતાં તેનો રંગ દુધ જેવો અથવા પીળાશપર હોય છે, વાસ ખાટો હોય છે અને જલદ હોવાથી, વખતે તેના સ્પર્શથી સુવાળા ભાગમાં લાલાશ, અગન તથા ચળ ઉપડી આવે છે. ગર્ભસ્થાનની ધાત કમળના મુખમાંથી નીકળે છે ત્યારે તે ઇંડાની અંદરના રસ જેવી હોય છે પણ બહાર આવતાં સાબુના ફીણ જેવી અથવા પીળા રંગની હોય છે. ગર્ભાસ્થાન અને કમળ મુખના દીર્ઘ વરમથી આ વ્યાધિ ઉત્પન્ન થાય છે. આ વ્યાધિ થતાં માથામાં પીડા, મંદાગ્નિ, અરૂચિ, પેઢામાં વાયુ, થાક, શ્વાસ, જીભ ઉપર મેલ, ફિકાશ, ઝાડાનો કબજો, છાતીમાં ફડક, ફેર, મૂર્છા માથામાં તથા જમણા પડખામાં દરદ અને વખતે હિસ્ટ્રીયાના જેવાં ચિન્હ થાય છે. આ વ્યાધિમાં આ બાયોકેમિક ઔષધ બહુજ અકસીર છે તેને નીચે જણાવ્યા પ્રમાણે વાપરવાં,

**કેલકર ફોસ નં. ૧**—નબળાઈને માટે દરેક ઔષધની સાથે આપવો. "ઍલ્બ્યુમન" જેવો ચીકણો રસ વહેતો હોય, અટકાવના સમયે મોટા ભાગે નબળાઇ રહેતી હોય તો આપવો.

**કાલીમ્યુર નં. ૫**—જ્યારે વહેતો પદાર્થ દુધ જેવો ધોળો હોય, જાડો ઘટ્ટ હોય, તથા બળતરા કરનાર હોય ત્યારે આપવો.

**નેટ્રમ મ્યુર નં. ૯**—વહેતો પદાર્થ જ્યારે પાણી જેવો પાતળો હોય, ચચરે તેવો હોય, તેની સાથે માથું દુઃખે અને તે ભાગમાં ચળ આવે તથા સુસ્તી જણાય તો આપવો.

**સિલિશાયા નં. ૧૨**—જ્યારે પદાર્થ ઘણા પ્રમાણમાં વહેતો હોય, ઋતુ ન હોય પણ રક્તપ્રદર હોય, તેમજ "સ્ક્રોફ્યુલસ" પ્રકૃતિવાળી સ્ત્રીઓને આ ઔષધ આપવું.

**કાલી સલ્ફ નં. ૭**—વહેતો પદાર્થ જ્યારે ચીકણો, પીળો હોય તથા વખતે લીલાશ પડતો હોય ત્યારે આપવો.

**નેટ્રમ ફોસ નં. ૧૦**—જ્યારે વહેતો પદાર્થ મધ જેવો પીળો હોય, પાતળો હોય કે ઍસિડ રૂપ હોય, ખાટો ગંધાતો હોય ત્યારે આપવો.

**કાલી ફોસ નં. ૬**—દાહ કરતો પદાર્થ હોય, અને મજ્જાતન્તુની નબળાઇ દેખાય તો આપવો.

**સુચના**—આ સર્વ ઔષધમાં ચિન્હને અનુસરીને જે લેવાનું સૂચવ્યું છે તે ઔષધ ૧૨ ગ્રેન (૧૨X પાવર)નું લેવું, અને ૬ ઔંસ ગરમ પાણીમાં નાખવું. અને દર બે કલાકે પીવા આપવું, તેમ જ 3X પાવરનું ૧૦ ગ્રેન ઔષધ દોઢ શેર ગરમ પાણીમાં નાખવું, અને ૧ ચમચો ફટકડી નાખવી અને તે રબરની નળીથી ગુહ્ય ભાગ સારી રીતે ધોવો અને તેનાં પોતાં મૂકવાં, પોતાં ૬ ગ્રેન ઔષધ ૪ ડ્રામ પાણીમાં નાખવું, અને રૂ અગર લીન્ટનું કપડું બોળી તેનાથી મૂકવાં, ખાવા પીવાનો પદાર્થ સાદો રાખવો, બનતાં સુધી ખાંડ ખાવી નહિ.

---

## સગર્ભા સમયનાં સામાન્ય દરદ. (Diseases of Pregnancy.)

સ્ત્રીઓને ગર્ભ રહ્યા પછી કેટલાંક ચિન્હ થાય છે, જેમકે તાવ, ઝાડા, મરડો, ઉલટી, અરૂચી, મોળ, તેમજ સામાન્ય દરદ થાય છે. આ પ્રસંગે સ્ત્રીઓની આપણામાં ખાસ સંભાળ રાખવાનું સુચવ્યું છે. આ સંભાળ રાખવામાં નથી આવતી, તો ગર્ભને નુકસાન પહોંચે છે, એટલું જ નહીં; પરંતુ જન્મનાર પ્રજા નિર્બળ અને ખોડખાંપણ વાળી જન્મે છે, બાળક પણ અલ્પાયુષી હોય છે. આ પ્રસંગે સ્ત્રીઓને ઍલોપથી દાકતરો અને આયુર્વેદિક વૈદો દવા આપતાં આંચકો ખાય છે. તેમજ ઔષધ પણ ફતેહમંદ નિવડતાં નથી.

આ **બાયોકેમિક** ઔષધ આ પ્રસંગે આપવામાં આવે છે, તો સ્ત્રીઓને તેના સઘળા દિવસો **સુખરૂપ** નિવડે છે, એટલુંજ નહિ; પરંતુ જન્મનાર પ્રજા વ્યાધિ સિવાયની અને મજબુત બાંધવાળી જન્મે છે, એ અનુભવથી સિદ્ધ થયું છે. માટે આ **બાયોકેમિક સંસ્થાનાં ઔષધ** સ્ત્રીઓને ચોથો માસ શરૂ થાય કે દરરોજ દશ ગ્રેન આપવાં. તેમ જ પ્રસવ થયા પછી પણ એક માસ આપવાં કે જેથી કોઇ પણ તરેહના જોખમમાં ઉતરાય નહિ. (આ સંસ્થાનાં ઔષધથી કવાથના રગડા પીવાની જરૂર રહેતી નથી.)

**નેટ્રમ મ્યુર નં. ૯**—આ પ્રાધાન્ય ઔષધ છે, તેથી ઘણી અવ્યવસ્થા દુર થાય છે. આરંભમાં અને પછીથી ઉલટી થાય, અરૂચી અને સવારમાં નબળાઇ જણાય, ભૂખ ઘણી લાગે અથવા અરૂચી પ્રકટે, પ્રસવ પછી પાતળુ પાણી જેવું ધાવણ આવે તો આપવો, અશક્તિ જણાય તો **કેલકર ફોસ્ નં. ૧** સાથે આપવો અને છેવટના માસમાં **કાલી ફોસ્ નં. ૬** અને **મેગ્નેશિયા ફોસ્ નં ૮** આપવો.

**નેટ્રમ ફોસ્ નં. ૧૦**—ખાટી ઉલટી થાય, સવારમાં માંદગી જણાય તથા જે સ્ત્રીઓને બાળક દુર્બળ દાંતવાળા જન્મતા હોય તેમને આ આપવો.

**કેલકર ફોસ્ નં. ૧**— નિર્બળતા માટે વચમાં વચમાં આપવો તથા પ્રસુતી થયા પછી પણ દરરોજ આપવો. સુવાવડમાં અટકાવ દેખાય તથા ધાવણુ ઓછું આવે તો આપવો.

**કાલી ફોસ્ નં. ૬**—જે સ્ત્રીઓને પ્રસવ દુઃખમય થાય તેને પ્રથમ આપ્યા કરવો. પ્રસવ વખતે અથવા પછી વેદના થાય તેને માટે આ **મૅગ્નેશીયા ફોસ્ નં. ૮** સાથે અપાય છે. મજ્જાતન્તુની નિર્બળતા માટે તથા બાળકો મગજના નિર્બળ જન્મતાં હોય તેમને આ પ્રથમ આપવું. જે સ્ત્રીઓને અધુરે બાળક અવતરે તેમને **કાલી ફોસ્ નં. ૬** અને **કેલકર ફ્લોર નં. ૩** અને **કેલકર ફોસ નં. ૧** સાથે આપવા. આ ઔષધ અધુરે માસ પ્રસવ થનાર સ્ત્રીને ૩ જા માસની શરૂઆતથી દરરોજ **બાર ગ્રેન** આપવા. કે અધૂરે પ્રસવ થવાનો તેમજ બાળક પણ મરેલું જન્મવાનો પ્રસંગ આવે નહિ.

**કેલકર ફ્લોર નં. ૩**—પ્રસવ થયા પછી ગર્ભાશયનો સંકોચ કરવામાં તથા ઓર સુખપૂર્વક નિકળવા આ ઔષધ આપવું. ( પોતાં આ ઔષધના **૧૦ ગ્રેન** ઔષધને ચાર ડ્રામ પાણીમાં નાંખી લેવાં. )

**ફેરમ ફોસ નં. ૪**—પ્રસવ થયા પછી દુધ ચઢે છે અને તાવ આવે છે ત્યારે **કાલીમ્યુર નં. ૫** સાથે આપવો તથા વચમાં **કાલી ફોસ નં. ૬** દિવસમાં બે ત્રણ વખત આપવો. સુતિકા જ્વરમાં **ફેરમ ફોસ્ નં ૪** અને **કાલી મ્યુર નં. ૫** મુખ્ય ઉપાય છે.

**નેટ્રમ સલ્ફ નં. ૧૧**—ધાવણ ઘણું આવતું હોય તો ઓછું કરવાને આ મુખ્ય ઔષધ છે, કારણ કે નકામા જળને બહાર કાઢનાર છે. ધાવણ ન આવતું હોય તો **કેલકર ફોસ્ નં ૧** અને **કેલકર ફ્લોર નં ૩** સાથે આપવાં કારણ કે ધાવણ વધારનાર ઔષધ છે.

**સુચના**—જ્યારે સ્ત્રીઓને સગર્ભા સમયમાં ઉલટી થાય, અરૂચી જણાય અથવા ખોટી ભૂખ લાગે તો જઠરની અવ્યવસ્થા જાણવી. તે વખતે પચે તેટલો હલકો ખોરાક લેવો, શરીરની પ્રકૃતિ મંદ હોય તો ઘીવાળા અને પચે નહિ તેવા ભારે ખોરાક ખાવા નહિ. પ્રસવ થયા પછી ઘીનો પચે તેવો ખોરાક ખાવો, મન પ્રસન્ન રાખવું, ક્રોધ, ફીકર અને નઠારા વિચાર ન સેવતાં સુવિચાર સેવવા. કારણ કે જન્મનાર પ્રજાને અસર થાય છે. અતિ તીક્ષ્ણ બજારૂ દવાઓના અને શરીરને વિષમય બનાવે તેવા રગડા પીવા નહીં. મરી, મસાલાનો ત્યાગ કરવો, દાંતની નિર્બળતા, તેમજ મગજની નબળાઈવાળાં જન્મનાર બાળકની માતાઓને પ્રથમ આ **બાયોકેમિક ઔષધ** આપવામાં આવે તો જન્મનાર પ્રજાને ફરી તેવા વ્યાધિ **થતા** નથી.

---

# પ્રકરણ ૨૨ મું.

## બાળકના સામાન્ય વ્યાધ. (Children Diseases.)

જેમ સ્ત્રીઓના કેટલાક સામાન્ય વ્યાધિ છે, તેમ બાળકના પણ છે. જેમકે **દાંત આવવા, આંચકી, કૃમિ, ઓરી, અછબડા, મોટી ઉધરસ, ગાલપચોરીયા, વરાધ, દુધની ઉલટી, ગળુ પડવું, પેટ ચઢવું, રોરો કરવું, વધરાવળ, દુર્બળતા** વિગેરે.

બાળકોની પીવાની દવામાં **અફીણ, સોમલ, રસકપુર, ધંતુરો, વછનાગ, હાઇડ્રોસ્યાનિક એસિડ, ફોસફરસ** તથા કેટલાક સખ્ત **એસિડો** તથા ક્ષારનો આડો અવળો બીલકુલ ઉપયોગ કરવો નહિ. એવું વૈદ વિદ્યાના વિદ્વાન **વૈદ્યો** તેમજ ડૉકટરો પણ ફરમાવે છે. આરોગ્યની સાથે આયુષ્ય ઇચ્છનાર ડૉકટર કે વૈદ ભાગ્યેજ એવી દવાઓ વાપરે છે.

બાળકના દરેક વ્યાધિમાં આ **બાયોકેમિક** દવા બીનજોખમની છે, તેમજ અસર પણ વીજળીની માફક કરે છે. વળી બાળક દુઃખી થતું અટકે છે. ઉપર જણાવેલા વ્યાધિમાં બાળકને વ્યાધિ થાય, તેની ચિકિત્સા કેટલીક પાછલા પ્રકરણમાં બતાવવામાં આવી છે, તે મુજબ ચિકિત્સા કરી ઔષધ વાપરવાં.

નાનાં બાળકને અથવા ધાવણા બાળકને વ્યાધિ થવાનાં મુખ્ય બે કારણ છે. ( ૧ ) **દુધ અને ખાંડ** ( ૨ ) **દાંત આવવા.**

**કેલકર ફોસ નં. ૧**—દાંત આવતાં સઘળા વ્યાધિમાં આ ઔષધ આપવું. દાંત મોડા આવે, અપચાને લીધે નબળાઈ હોય, પાતળા ઝાડા થતા હોય, તેમજ દુર્બળતામાં આ ઔષધ આપવું, કારણ કે આ **ટોનિક** ઔષધ છે અને અસ્થિ રચવામાં મદદ રૂપ છે.

**નેટ્રમફોસ નં. ૧૦**—બાળકના ઘણા ખરા વ્યાધિમાં ઉપરના ઔષધની સાથે આ અપાય છે. અજીર્ણના દસ્ત થતા હોય, ચુંક આવે, કાળજાનું વધવું અને પેટનું ફુલવું, તેમજ કૃમિમાં પણ આજ ઔષધ અપાય છે.

**કાલી ફોસ નં. ૬**—બાળકનાં હાડકાં ગળતાં હોય તથા ગંધાતા ઝાડા થતા હોય તો આપવો.

**નેટ્રમ મ્યુર નં. ૯**—ગળુ ગરદન સુકાઇ જાય, ચીડીયો સ્વભાવ થતો હોય, બંધકોશ અને શરદી તથા બોલતાં ન શીખે તો આપવું.

**કાલી મ્યુર નં. ૫**—બાળકને થતી વરાધમાં **ફેરમ ફોસ નં. ૪** સાથે આપવો. ( પેટ ઉપર ખસખસનાં ડોડવાંનો શેક કરવો. નાગરવેલનું પાન બાંધવું. )

**નેટ્રમ સલ્ફ નં ૧૧**—પેટ ચઢયું હોય, દસ્ત પાતળા, પીળા, અને પુષ્કળ થતા હોય તો આપવો.

**સિલીશીયા નં. ૧૨**—બાળક વારંવાર ખાય છતાં દુર્બળ હોય, ઉલટીમાં ધાવણ નીકળી જતું હોય, અને શરીર ગળતું હોય તો આપવો.

**ફેરમ ફોસ નં. ૪**—બાળકોનું ગળુ આવે ત્યારે આપવો. બહાર તેમજ અંદર ગળુ આવ્યું હોય તો **કાલી મ્યુર નં. ૫** આપવો, અને પોતાં મુકવાં. સાથે તાવ હોય તોપણ આજ ઔષધ આપવું. બાળકને વાગવામાં જેમકે અગાશીમાંથી, બારી ઉપરથી કે એવી બીજી જગાએથી પડી જાય તો જખમના પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે **કાલી મ્યુર નં. ૫** ની સાથે આપવું.

**કેલકર ફોસ નં. ૧**—હાડકું ઉતરી ગયું હોય, તો **સિલીશીયા નં. ૧૨** ની સાથે આપવો.

**સુચના**—બાળકને ખુલ્લી હવામાં અને સ્વચ્છ રાખવાં. બાળકની માતાની પ્રકૃતિ બગડી હોય તો બાળકને ધવરાવવાં નહિ. ચમચા વડે અગર શીશીથી દુધ પાવું. મધમાં જરા પાણી નાખી પાવાથી સારો લાભ થાય છે.

---

## પ્રકરણ ૨૩ મું.

---

### દંશ, વિષ.

**નેટ્રમ મ્યુર નં. ૯**--માખ કરડે અથવા કીડી કરડે અથવા એવાંજ ઝીણાં જનાવર કરડે તો આ ઔષધ બહાર ઘસવું.

વીંછીની વેદનામાં આ ઔષધ જરા પાણીમાં ઓગાળી જોરથી ઘસવું તેમજ ગરમ પાણીમાં 3X **પાવરનું ( ૧૨ ગ્રેન )** ઔષધ નાંખી દર પાંચ, પાંચ મિનિટે પીવું કે જેથી વેદના તરત સમશે.

સાપ કરડયો હોય તોપણ આજ ઔષધ નીચેના પ્રયોગોથી વાપરવું. દંશવાળો ભાગ નરતરના ચપ્પુથી કાપી નાંખવો અને ઝેરી લોહી કાઢી નાખવું અને અંદર આજ ઔષધ ભરવું. તેમજ પોતાં મુકવાં, અને નેત્રમાં આંજ્યાં કરવું કે દરદી ઊંઘમાં પડે નહિ. તેમજ ખાવામાં પણ **3X પાવર ૩૦ ગ્રેન** ઔષધ ૧૨ ઔંસ ગરમ પાણીમાં નાંખી દર પાંચ મિનિટે આપવું. બની શકે તો પ્રથમ ચુનાનું પાણી ( લાઇમ વોટર આપી ઉલટી કરાવવી અને પછી ઔષધ વાપરવું. આથી દરદી બચશે તેમજ બેભાન થતો અટકશે. આ ઉપાય સરળ અને દરેક પ્રસંગે અનુભવવા જેવો છે.

## પ્રકરણ ૨૪ મું.

---

## નીચે જણાવેલા દરેક વ્યાધિ કેવી રીતે એમ. ડી. અને અનુભવી ડૉકટરોએ સારા કરેલા છે. તે વાંચકની શુલભતાર્થે પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે.

---

### નેટ્રમ મ્યુર નં. ૯ દરરોજનો ત્રણ માસનો તાવ.

એક માણસને ત્રણ માસથી ટાઢ આવી, તાવ આવતો હતો. તેના અવયવમાં સખ્ત વેદના થતી હતી. બે કલાક ટાઢ પહોંચતી, આ વખત તેને તરસ લાગતી નહિ. તાવ સાંજ સુધી રહેતો, ઠંડા પાણીની તેને બહુ તરસ લાગતી હતી, પાણી પીતો પણ તરસ છીપતી નહિ. આ મનુષ્ય દરરોજ કવીનાઇન નિયમિત વખતે લેતો, પરંતુ તેથી કંઇ અસર થતી નહિ. પરસેવો બીલકુલ થતો નહિ, આ મનુષ્યને મેં **નેટ્રમ મ્યુર નં. ૯** દર ચાર કલાકે આપ્યો, આથી તેને સારી ઊંઘ આવી અને બીજે દિવસે આરામ થયો જણાયો. અને પોતાના કામ પર વળગ્યો. ત્યાર પછી એક જ વખત ટાઢ આવી હતી, ફરી દવા આપતાં તેને સંપૂર્ણ આરામ જણાયો.

**( H. C. Allen M. D. )**

* * * * *

### નેટ્રમ મ્યુર નં. ૯ અને લૂ લાગવી.

એક જુવાન માણસને જુલાઇ મહિનાની આખરમાં લૂ લાગેલી હતી, તેને જોવા સારૂ મને બોલાવ્યો, મેં જઇને જોયું તો દરદી બેભાન હતો. ચહેરો ફીકકો પડી ગયો હતો, અને શ્વાસ લાંબો ચાલતો હતો. નાડી મંદ પણ વેગથી ચાલતી હતી, મેં તેને **નેટ્રમ મ્યુર નં. ૯** દર બે કલાકે આપ્યો. આ પ્રમાણે એક અઠવાડીયું આપતાં સંપૂર્ણ આરામ થયો અને લૂ લાગ્યાની તેને બીલકુલ અસર રહી નહિ.

**( Frank, E. Miller M. D. )**

* * * * *

### નેટ્રમ ફૌસ નં. ૧૦ અને ઘણા વખતનું અજીર્ણ.

એક જુવાન માણસને લાંબા વખતથી અજીર્ણ થયું હતું, તેણે

કેટલીક બજારની વેચાતી દવા આપી હતી પરંતુ આરામ થયો નહિ. આ માણસના મુખમાં જાડો, પીળો, મલાઈ જેવો થર બાઝેલો રહેતો હતો. આ મનુષ્યને મેં **નેટ્રમ ફોસ નં. ૧૦** થોડા દિવસ આપ્યાં કીધો જેથી તેને આરામ થયો અને લાંબા વખતનું અજીર્ણ મટી ગયું.

( C. HG. )

*　　*　　*　　*　　*

**નેટ્રમ ફોસ નં. ૧૦ અને જમ્યા પછી થતો દાહ.**

એક માણસને જમ્યા પછી દાહ થતો હતો. તે બીજી વખત જમવાનો સમય થાય ત્યાં સુધી રહેતો. જમ્યા પછી જેમ જેમ વખત જાય તેમ તેમ દાહનું પ્રમાણ વધતું હતું. જીભ ઉપર ધોળાશ રહેતી, મુખમાં ખરાબ સ્વાદ રહેતો હતો, દસ્ત વખતસર થતો અને તરસ લાગતી નહિ. આથી તેને રાત્રે ઊંઘ આવતી નહિ. મેં તેને **નેટ્રમ ફોસ નં. ૧૦ (3X પાવરનો)** થોડા દિવસ આપ્યો તેથી તેને સંપૂર્ણ આરામ થયો હતો.

( Med. Era ).

×　　×　　×　　×　　×

**ફેરમ ફોસ નં. ૪ થી ભૂખ નહિ લાગવામાં થએલો લાભ.**

એક માણસને ખાવાપર રૂચી થતી નહિ. પેટમાં તેને અત્યંત વેદના થતી, આ વેદના કયે સમયે થાય તે કંઈ નક્કી નહિ હતું, વખતે ઉંઘમાં પણ થઈ આવતી અને તે અડધો અથવા એક કલાક ચાલતી. મેં તેને એક અઠવાડીયું **ફેરમ ફોસ નં. ૪** આપ્યો. આથી તેને સારી ભૂખ લાગતી હતી અને વેદના સમી ગઈ હતી.

( Raue ).

*　　*　　*　　*　　*

**નેટ્રમ ફોસ નં. ૧૦ થી એક બાળકને કૃમિ મટી ગયા.**

પાંચ વરસના એક બાળકને તાણ આવતી હતી, તેની દવા ઘણા વૈદોએ કરી હતી, છતાં તને સારૂ થયું નહિ. તેનો ચહેરો ફીકકો પડી ગયો હતો, આંખ નીચે કાળા ડાઘ પડી ગયા હતા, આંતરડામાં વેદના થતી, નાક તથા ગુદાએ ચળ આવતી, ઊંઘ બરોબર આવતી નહિ, રાત્રે દાંત કકડાવતો તેમજ આ સિવાય કેટલીક અવ્યવસ્થા હતી તેને **નેટ્રમ ફોસ નં. ૧૦ (3X પાવરનો)** દર ચાર કલાકે આપ્યો આથી તેને ઝાડા વાટે ઘણા કૃમિ નીકળી ગયા. થોડાક વખતમાં બળવાન અને નિરોગી થઇ રહ્યો.

**( M. K. Vaught M. D. )**

**બેસી રહેવાથી થએલો બંધકોશ. કાલી મ્યુર નં. ૫ થી મટી ગયો.**

"મી" "કે" "એર" નામના ૩૯ વર્ષના મનુષ્યને બેસી રહેવાથી સખ્ત બંધકોશ થયો હતો. તેને કેટલાક અઠવાડીયાં સુધી દસ્ત થયો નહિ. જ્યારે જુલાબ કે ડુસ આપવામાં આવે ત્યારે દસ્ત થતો. આ માણસને **કાલી મ્યુર નં. ૫** દશ ગ્રેન આપ્યો. આથી બીજે દિવસે તેને સાધારણ દસ્ત થયો. આ ઔષધ થોડો સમય ચાલુ રાખતા તેને બંધકોશ મટી ગયો.

( J. B. Chepman M. D. )

* * * * *

**કાલી મ્યુર નં. ૫ અને કમળો.**

ઉનાળાની આખરે મારી છોકરી ન્યુ જર્સિ જઇને આવી ત્યારે તેને તાવ લીવરની અવ્યવસ્થાને લીધે આવતો હતો. મેં તેને **નેટ્રમ સલ્ફ નં. ૧૧** આપ્યો. આથી તેને થોડા સમય થયો નહિ એટલામાં પુષ્કળ કમળો થઇ આવ્યો. મેં બદલી તેને **કાલી મ્યુર નં. ૫** આપ્યો કે તુરતજ સુધારો થતો જણાયો. આ ઔષધ ચાલુ રાખતાં થોડા વખતમાં તેને સંપૂર્ણ આરામ થયો.

( E. H. Holbrook M. D. )

* * * * *

**કાલી ફોસ નં. ૬ થી મજ્જાતન્તુની અવ્યવસ્થાથી માથુ દુઃખતું મટયું.**

એક જુવાન સ્ત્રીને મજ્જાતન્તુની અવ્યવસ્થાથી સખ્ત માથું દુઃખતું હતું. તેને અવાજ સાંભળીને કંટાળો આવતો, અને બીલકુલ ગમતું નહિ. અટકાવ અનિયમિત હતો. આ સ્ત્રીને મેં **કાલી ફોસ નં. ૬** ( ૩X **પાવરનો** આપ્યો, જેથી તરત જ આરામ જણાયો, અને અટકાવ પણ સુખપૂર્વક નિયમિત આવવા લાગ્યો.

( W. P. Wesselhoeft, M. D. )

* * * * *

**નેટ્રમ સફ નં. ૧૧ થી માથુ દુઃખતું મટયું.**

૧૬ વર્ષની એક સ્ત્રીને કેટલાંક વર્ષથી વારંવાર માથું દુઃખતું હતું, અને તેને જમણા લમણામાં અતિશય વેદના થતી હતી, પેટમાં બળતરા થતી, મુખમાં કડવો સ્વાદ જણાતો, અને સાથે ઉલટી પણ થતી, અને

પિત્ત નીકળતું, ઉલટી થયા પછી તેને સહેજ ઠીક લાગતું. તેને મેં નેટ્રમ સલ્ફ નં. ૧૧ આપ્યો, જેથી થોડા દિવસમાં તેનું હમેશનું માથું દુઃખતું મટી ગયું.

( Dr. Chapman. )

× × × × ×

**મૅગ્નેશિયા ફોસ નં. ૮ અને ન્યુરેલેજીક માથાનું દુઃખ.**

**મીસ. એસ.** એસ કરીને ૨૪ વર્ષની સ્ત્રીને આ વ્યાધિ હતો તેને મજ્જાતન્તુની નબળાઈ હતી. તે કારકુનનું કામ કરતી હતી. બીજા દાક્તરોએ અફીણવાળી દવાઓ આપી જોઈ હતી પરંતુ આરામ ન હતો તેનું જમણું લમણું સૂજ્યું હતું અને ભાલા ભોંકાતા હોય તેવી સખ્ત વેદના થતી હતી. આ વેદના મટતી અને ફરી જણાતી હતી. આ વેદના માથામાંના જુદા જુદા ભાગમાં થતી હતી. મૅગ્નેશિયા ફોસ નં. ૮ તેને આપવામાં આવ્યો. આથી તેને બાર કલાકમાં સંપૂર્ણ આરામ થઈ ગયો.

(H. B. Jones, M. D.)

* * * * *

**મૅગ્નેશિયા ફોસ નં. ૮ થી માથાના દુખઃમાં થએલો લાભ.**

એક સ્ત્રીને સખ્ત માથું દુઃખતું હતું. આ સ્ત્રી સાઠ માઈલથી સંગીત સાંભળવા આવી હતી, પરંતુ વેદના થવાથી તેને પથારી વશ થવું પડયું હતું. કેટલાક વખત દુઃખ વેઠયા પછી ડૉ. એબીન્ગટનની સલાહ તેણે લીધી. તેમણે મૅગ્નેશિયા ફોસ નં. ૮ દર પાંચ મિનીટે આપ્યો, જેથી એકજ કલાકમાં તેને આરામ થયો.

( Dr. Abbington ).

* * * * *

**મૅગ્નેશીયા ફોસ નં. ૮ અને નેટ્રમ સલ્ફ નં. ૧૧ થી ચુંક કેવી રીતે મટી ?**

એક સ્ત્રીને પિત્તને લીધે ચુંક આવતી હતી, રાત્રે મને બોલાવ્યો, પરંતુ હું ગયો નહિ અને દવા મોકલી દીધી. સવારમાં તેનો ધણી મારી ઓફીસમાં આવ્યો અને કહેવા લાગ્યો કે મારી સ્ત્રીને આરામ થયો નથી. તેને ઉલટીમાં પિત્ત નીકળતું હતું અને મોં કડવું થઈ ગયું હતું, તેને ચુંક સખ્ત આવતી હતી. આ સ્ત્રીને મૅગ્નેશિયા ફોસ નં. ૮ અને નેટ્રમ સલ્ફ નં. ૧૧ વારાફરતી આપવાથી થોડાજ વખતમાં તેને આરામ જણાયો.

પાંચ મિનિટ પછી ખુલાસાથી દસ્ત થયો, અને બીજે દિવસે સવારમાં તદન સાજી થઇ.

**( Rubolph, Yanrolmer, M. D. )**

*　*　*　*　*

**નેટ્રમ સલ્ફ નં. ૧૧ થી જીર્ણ અતિસાર સારો થયો.**

એક વૃદ્ધ સ્ત્રીને ઘણા દિવસથી ઝાડા થતા હતા. સવારમાં ઉઠયા પછી તેને ઘણાજ ઝાડા થતા, અને અંદરથી પરૂ જેવો પદાર્થ પણ જતો મેં તેને **નેટ્રમ સલ્ફ નં. ૧૧ (3X પાવર )** નો થોડો વખત આપ્યો. તેથી આ વ્યાધિ જીર્ણ છતાં તદન સારો થઇ ગયો.

**( T. L Allen. )**

*　*　*　*　*

**મૅગ્નેશિયા ફોસ નં. ૮ થી સખ્ત મરડામાં થએલો લાભ.**

એક માણુસને મરડો એટલો સખ્ત થયો હતો કે ચૂંક અને આંકડીને લીધે તે બેભાન થઇ જતો હતો, પેઢુ અને અપદ્વારમાં ઘણીજ વેદના થતી હતી. આ માણુસને **મૅગ્નેશીયા ફોસ નં. ૮** ગરમ પાણીમાં આપ્યો જેથી પહેલા ડોઝથી તેને આરામ જણાયો અને બીજે દિવસે તો સંપૂર્ણ આરામ થઈ ગયો.

*　*　*　*　*

**ફેરમ ફોસ નં. ૪ થી કૉલેરામાં મળેલો જય.**

**"મેરી. બી."** કરીને ૧૮ માસની છોકરીને કૉલેરા થયો હતો, ઝાડા પાતળા લીલા ઘડી ઘડી થતા હતા, અને શરીરે સુકાઇ ગઇ હતી. અને તદન નિર્બળ જણાતી હતી, આંખો અર્ધ ઉઘાડી રાખતી હતી, માથુ પથારીમાં આમ તેમ ફેરવતી હતી, નાડી વેગથી ચાલતી, અને શ્વાસ પણ જલદી ચાલતો, ચહેરો ફીક્કો મલીન થઇ ગયો હતો, પાણી જેવી સખ્ત ઉપરા ઉપરી ઉલટી થતી, આ છોકરીને મેં **ફેરમ ફોસ નં. ૪ ( 3X પાવરનો )** ઉના પાણીમાં દરેક કલાકે આપ્યો. છ કલાક પછી આ ઔાષધની સાથે **કેલકર ફોસ નં. ૧** વારાફરતી આપ્યો જેથી બે અઠવાડીયામાં તેને સંપૂર્ણ આરામ થયો હતો.

**( Dr Chapman ).**

*　*　*　*　*

## **કાલી સલ્ફ નં. ૭ અને સખ્ત કોલેરા.**

૭ વર્ષના એક બાળકને સખ્ત કોલેરા લાગુ પડયો હતો. તેને વારંવાર પીળા પાણી જેવા ઝાડા થતા અને સાથે ઘણી ચુંક આવતી, ઉલટી પુષ્કળ પાણી જેવી થતી, થોડા વખતમાં આ બાળક અશક્ત થઇ ગયું, નાડી ધીમી પડી ગઇ, હાથ પગ ઠંડા પડી ગયા અને શરીર ટાઢું પડી ગયું. આ બાળકને **કાલી સલ્ફ નં. ૭** ગરમ પાણીમાં દર પંદર મીનીટે આપવામાં આવ્યો. બે કલાક આપતાં તેને આરામ જણાયો અને થોડા સમયમાં તેને સંપુર્ણ આરામ થઇ ગયો.

**( Frank B. Smith, M. D. )**

## **કાલી સલ્ફ નં. ૭ થી સુગંધ અને સ્વાદની ઈંદ્રિય જાગ્રત થઇ.**

એક સ્રીને અઢાર માસથી સખ્ત શ્લેષ્મનો વ્યાધિ થયો હતો. અંદરથી દુર્ગંધવાળો પદાર્થ વહેતો હતો. આ સખ્ત શ્લેષ્મથી તેની સુંઘવાની અને સ્વાદ ઇંદ્રિય જતી રહી હતી. સહજમાં શરદી થઇ આવતી અને અટકાવ દર ત્રીજે અઠવાડીયે આવતો હતો. આ સ્રીને મેં **કાલી સલ્ફ નં. ૭** ગરમ પાણીમાં દરરોજ ત્રણ ડોઝ આપ્યો. આવી રીતે તેને એક અઠવાડીયું નિયમિત રીતે ઔષધ આપતાં તેની જતી રહેલી સ્વાદ તથા સુગંધની ઈંદ્રિય જાગ્રત થઇ.

**( W. p. Wesselnoeft, m. D. )**

* * * * *

## **ફેરમ ફોસ નં. ૪ અને નેટ્રમ મ્યુર નં. ૯ થી વારંવાર થતી શરદી મટી ગઇ.**

એક વૃદ્ધ માણુસને વારંવાર શરદી થઇ આવતી. આ વ્યાધિ તેને બે વર્ષથી લાગુ પડયો હતો. તેણે ઘણા વૈદ્યોની દવા કીધી હતી પરંતુ તેને આરામ થયો હતો નહિ. તેના નાકમાં ચળ આવતી અને નશ્કોરાં બંધ થઇ ગયાં હતાં. તેને મેં **ફેરમ ફોસ નં. ૪** દર બે કલાકે બે દિવસ આપ્યો. પછી જોયું તો તેના નાકમાંથી પાણી જેવો પાતળો પદાર્થ વહેતો જણાયો અને ગંધનું ભાન ન હતું. પછી મેં તેને **નેટ્રમ મ્યુર નં. ૯ ( ૬x પાવરનો )** દર કલાકે આપ્યો. થોડા દિવસ પછી તપાસ્યું તો સંપુર્ણ આરામ થયેલો જણાયો. આ પછી તે મને સાતમે મહિને મળ્યો અને વાત કરતાં તેણે જણાવ્યું કે થતી શરદી હમેશને માટે અટકી છે.

**( H. B. Schreiner, M. D. )**

* * * * *

## મેગ્નેશિયા ફોસ નં. ૮ અને કફ તાણુવાળી ઉધરસ.

ડૉ. એફ. ડબલ્યુ સાઉથ વર્થ. પોતાના રીપોર્ટમાં જણાવે છે કે મેં મેગ્નેશિયા ફોસ નં. ૮ થી બે દરદીને સારા કર્યા છે. આ માણસને રાત્રે સુતી વખતે શ્વાસ લેતાં તાણ આવતી, બેઠો હોય ત્યારે આરામ જણાતો અને સુઇ જતાં દરદ વધતું હતું. મેં આ બે કેસમાં માત્ર મેગ્નેશિયા ફોસ નં. ૮ ગરમ પાણીમાં દર બે કલાકે આપ્યો હતો. આથી ઘણાજ ટુંકા સમયમાં આ બંને દરદી સારા થયા હતા.

* * * *

## કાલી ફોસ નં. ૬ અને મેગ્નેશિયા ફોસ નં. ૮ થી સખ્ત હડખાઈ ઉધરસ મટી ગઇ.

મને થોડા મહિના ઉપર એક સખ્ત હડખાઇ ઉધરસનો કેસ જોવા બોલાવ્યો હતો. આ કેસ એક દશ માસના બાળકનો હતો, તેનાં માબાપ તથા કુટુંબ વૈદ તેની આશા છોડીને બેઠાં હતાં. તેની માએ દીલગીરી સાથે કહ્યું કે, આજે આઠ વખત એવી ઉધરસ ચઢી હતી કે કહેવાની કંઇ વાત નહિ. મેં તેને **કાલી ફોસ નં. ૬ (3 x પાવરનો** અને **મેગ્નેશિયા ફોસ નં. ૮ ( 3 x પાવરનો )** દરેક કલાકે વારા ફરતી ગરમ પાણીમાં આપ્યો, આથી આવતી ઉધરસ નરમ પડી. આ પ્રમાણે મેં બે દિવસ દવા આપી, એટલામાં તેને સંપુર્ણ આરામ થઇ ગયો. આથી આ કુટુંબમાં જ્યારે કંઇ થાય છે, ત્યારે મને જ બોલાવે છે. આ સઘળું **બાયોકેમિક** બાર ઓષધને લીધે જ છે, એમ હું સમજું છું.

( C. M. Hoyt, M. D )

* * * * *

## કાલી મ્યુર નં. ૫ થી થોડા ડોઝમાં ઉટાટીયું (Croud) મટયું.

" W. B. " નામના સાત વર્ષના છોકરાને આ વ્યાધિ થયો હતો. તેને જરા પણ ચેન પડતું નહિ, ઉધરસ ઉપરા ઉપરી આવતી અને કફ નીકળતો નહિ. તેનાં મા બાપને આથી ઘણો ત્રાસ થતો. આ છોકરાને **કાલી મ્યુર નં. ૫ ( ૬ પાવરનો )** દર કલાકે આપ્યો. થોડા જ ડોઝ આપતાં કફ છૂટો પડયો અને અંદરનો અવાજ બંધ થયો, તેથી રાત્રે સુખથી ઊંઘી ગયો. થોડા દિવસ આ ઔષધ ચાલુ રાખતાં સંપુર્ણ આરામ થયેલો જણાયો, ત્યાર પછી તેને આ વ્યાધિ થયો નથી.

( S. J. Holmes, M. D. )

× × × × ×

**કાલી મ્યુર નં. ૫ અને અને ફેરમ ફોસ નં. ૪ થી કંઠમાળનો સોજો, અને લાંબા વખતની ઉધરસ મટી ગઇ.**

"**આર્ચી બોલ્ડ હરબર્ટ**" નામના એક માણસને લાંબા વખતથી કંઠમાળનો સોજો અને તેને લીધે ઉધરસનો વ્યાધિ થયો હતો. તેના જમણા ફેફસામાં સોજો હતો, તાવ સખ્ત આવતો, કંઠમાળના સોજાને લીધે ઘણું સખ્ત દુઃખ થતું હતું અને જમણે પડખે ઘણી વેદના થતી હતી. આ માણસને મેં **ફેરમ ફોસ નં. ૪** અને **કાલી મ્યુર નં. ૫** વારાફરતી દર અડધા કલાકે આપ્યા કીધો અને ૨૪ કલાક પછી દર કલાકે આપવામાં આવ્યો. તેને ઊંઘ આવતી નહિ તેથી **કાલી ફોસ નં. ૬** આપ્યો. આથી બે દિવસમાં તેને આરામ જણાયો અને નીકળતો બળખો ધોળો મટી પીળો થયો. એટલે **કાલી સલ્ફ નં. ૭** આપ્યો અને **કાલી મ્યુર નં. ૫** બંધ કીધો તેમજ થોડા વખત પછી **નેટ્રમ મ્યુર નં. ૯** અને **કેલકેર ફોસ નં. ૧** આપ્યો તેને દશ દિવસમાં સારી રીતે આરામ થયો. ત્યાર પછી દવાની જરૂર રહીજ નહિ.

(**Chas. P. Jones, M. D.**)

*　*　*　*　*

**કાલી મ્યુર નં. ૫ થી દમનો વ્યાધિ નિર્મૂળ થયો.**

"**મી. "જે." "જી."** નામનો એક જાગીરદારનો જુવાન છોકરો કેટલાક વર્ષથી દમના વ્યાધિથી દુઃખી થતો હતો. તેણે બીજી ઘણી દવાઓ કીધી હતી પરંતુ સઘળી દવાઓમાં તે નિષ્ફળ થયો હતો. તેની બેનના લખવાથી તે **બાયોકેમિક** દવાઓ લાવ્યો અને બીજે દિવસે તેના ભાઇની રૂબરૂ આ વ્યાધિ માટે તેણે **કાલી મ્યુર નં. ૫** લીધો. આથી તેને બે દિવસમાં ફેર પડયો અને પહેલા અઠવાડીયામાં તો તે બહાર જવાને સંપૂર્ણ શક્તિમાન થયો. ત્યાર પછી થોડાજ દિવસ લેતાં તેને આ વ્યાધિ હમેશને માટે મટી ગયો.

(**From Schuessler.**)

*　*　*　*　*

**સિલિશીયા નં. ૧૨ થી મટી ગયેલાં ગુમડાં.**

તેવીશ વર્ષના એક જુવાન માણસને વારંવાર ગુમડાં થતાં હતાં. થોડો વખત મટતાં, અને ફરી થતાં. કેટલાંક થએલાં હોય, કેટલાંક પાકેલાં અને નવાં થતાં હોય, કેટલાંક ફાટેલાં હોય, આ પ્રમાણે તેની સ્થિતિ દરેક વર્ષમાં આઠ માસ રહેતી. તે ઘણી જાતની દવાઓ કરતો, પરંતુ આરામ

થતો નહીં. રાત્રે આ વ્યાધિને લીધે ઉંઘ આવતી નહીં. હમેશાં તરસ લાગતી, અને શરદી જેવું લાગતું. આ મનુષ્યને મેં **સિલિશીયા નં. ૧૨** (**૬X પાવર**) નો સવારમાં અને રાત્રે ડોઝ આપ્યો. બે અઠવાડીયાં આ ઔષધ ચાલુ રાખતાં સઘળાં ગુમડાં મટી ગયાં. તૃષા લાગતી બંધ થઇ, ઉંઘ સારી રીતે આવવા લાગી. આ દવા બે અઠવાડીયાં લંબાવી. જેથી તેને સઘળાં ગુમડાં મટી ગયાં. ત્યાર પછી થોડા મહિને આ માણસ મળ્યો, અને તેણે જણાવ્યું કે મને હવે ગુમડાં થતાં નથી. અને સર્વ રીતે મારી પ્રકૃતિ સારી છે. આ સઘળું આ બાયોકેમિક ઔષધને લીધેજ છે.

**J. B. Davis M D.**

*   *   *   *   *

"**ડૉ. એ. પી. નોરટન, એમ ડી.**" પોતાના રીપોર્ટમાં જણાવે છે કે આ **બાયોકેમિક** બાર ઔષધ મેં વાપરેલાં છે તે આંખોના સઘળા કેશમાં ઘણા ફતેહમંદ નીવડેલા છે. આંખ ઉપર આંજણી થાય છે તેમાં પ્રથમ **ફેરમ ફોસ નં. ૪** આપું છું. તેનાથી સોજો ઓછો થઇ જાય છે અને પાકતી અટકે છે અને એની મેળે વેરાઈ જાય છે. અને ગંઠાઇ ગયેલી આંજણીમાં હું **સિલિશીયા નં. ૧૨** વાપરૂં છું કે પાકીને ફુટી પરૂ નીકળી જાય છે. હું હમેશાં આ બેજ ઔષધથી આંજણી મટાડું છું.

×   ×   ×   ×   ×

**કાલી ફોસ નં. ૬ અને સિલિશીના નં. ૧૨ થી દાંતનું દરદ સારી રીતે મટયું.**

એક દલાલ મારી પાસે બે વર્ષ ઉપર દાંતની દવા કરાવા મારી ઓફીસમાં આવ્યો હતો. આ માણસમા દાંત તપાસ્યા તો કાંઈ માલુમ પડયું નહિ પણ બીજી વખત ઝીણી નજરે જોતાં એક દાંતના મૂળમાં જમણી બાજુએ સોજો હતો. બે જડબાં એકઠાં કરી દાબી રાખવાથી તેને સારૂ લાગતું, અવાળુમાંથી લોહી નીકળે, એવી રીતે થઇ ગયું હતું. મેં તેને **કાલીફોસ નં. ૬** અને **સિલિશીયા નં. ૧૨ (૬X પાવરનું)** દર બે કલાકે આપ્યો. આ પ્રમાણે મેં ત્રણ દિવસ કીધું. ત્યાર પછી તેને પુછ્યું તો ખુશીથી કહ્યું કે મને સારી રીતે આરામ થયો છે. આ વ્યાધિમાંથી તેને મુક્ત કરવા સારૂ **સિલિશીયા નં. ૧૨** થોડા દિવસ આપ્યા કીધો કે જેથી વ્યાધિ નિર્મૂળ થયો.

**(G. Miees D. D. S.)**

×   ×   ×   +   +

### કેલકર ફૉસ નં. ૧ થી હાડકું સંધાઈ ગયું.

સાઠ વર્ષના એક ગ્રહસ્થની જાંગમાંનું કોઇ હાડકું ભાગ્યું હતું તે ઘણી સંભાળ રાખતો. પરંતુ તે હાલ્યા વિના રહેતુંજ નહિ. બે મહિના પછી મેં તેને **કેલકર ફૉસ નં. ૧ ( ૬ x પાવરનો )** દરેક પહેલી રાત્રે અને બીજી રાત્રે આપ્યાં કીધો. આ પ્રમાણે થોડો વખત આપતાં હાડકું જલદીથી સંધાઈ ગયું.

( I. C. Morgn, M. D. )

× × × × . ×

### કેલકર ફૉસ નં. ૧ અને નેટ્રમ મ્યુર નં. ૯થી એક બાળક ચાલતાં શીખ્યું !

એક બાળક ત્રણ વર્ષનું હતું, છતાં પોતાની મેળે ઉભું રહી શકતું નહિ. હાડકાં કોમળ હતાં, અને મજાગરા ખુલ્લા હતા, દાંત પૂરા ઉગ્યા નહતા, આ બાળકને **કેલકર ફૉસ નં. ૧** અને **નેટ્રમ મ્યુર નં. ૯** વારાફરતી આપવામાં આવ્યા. કેટલાંક અઠવાડીયા પછી આ બાળકે ચાલવું શરૂ કર્યું. અને મજાગરા ખુલ્લા હતા. તે સજ્જડ થયા, તેમાં બળ આવ્યું. આથી તેનાં માતપિતા ઘણાં ખુશી થયાં.

× × × × ×

### સિલિશીયા નં. ૧૨ થી શસ્ત્ર ક્રિયા શિવાય સારી રીતે આરામ થયો.

ત્રણ વર્ષના એક બાળકને ડાબા હાથની આંગળીઓને હાડકાનો વ્યાધિ હતો. આમાંથી ધોળુ પરૂ નીકળતું અને માંસ ઉપર સોજો આવ્યો હતો. આ દેખાવ દયાજનક હતો, એક દાક્તરે તેના ઉપર નસ્તર મૂકવાનું કહ્યું પણ તેના માબાપે ના પાડી. આ બાળકને **સિલિશીયા નં. ૧૨ (૬ x પાવરનો )** આપવામાં આવ્યો જેથી શસ્ત્રક્રિયાની જરૂર નહિ પડતાં થોડા અઠવાડીયામાં આ કેશ સારો થયો.

× × × × ×

ચૌદ વર્ષની એક છોકરીને પગમાં ઘણા લાંબા વખતથી હાડકાનો વ્યાધિ હતો, દાક્તરોને બતાવતાં આ પગ કાપી નાખવાનું કહ્યું જેથી તેના માબાપને અત્યંત ત્રાસ ઉપજ્યો, તેણે મારી સલાહ લીધી. મેં તે છોકરીને **સિલિશીશીયા નં. ૧૨** દર કલાકે એક એક ડોઝ આપ્યો અને બહાર તેના પોતાં મુકયાં. આ પ્રમાણે પાંચ દિવસ કીધું, તેથી આરામ

જણાયો. બે અઠવાડીયાં આ દવા જારી રાખતાં તેને સંપૂર્ણ આરામ થયો અને શસ્ત્રક્રિયાની જરૂર રહી નહિ.

( Dr. M. D. Walker ).

× × × × ×

**કેલકર ફ્લોર નં. ૩ થી અસ્થિની ગાંઠો જેવી વૃદ્ધિ થતી અટકે છે.**

ડા. સી. એફ. નીકોલ્સ પોતાના રીપોર્ટમાં જણાવે છે કે હાડકા ઉપર અનેક તરેહની ગાંઠો વધતી હોય છે. તેમાં આ ક્ષાર ( ૧૨ x પાવરનો ) વાપરવાથી ઘણો લાભ કરે છે.

( Organon ).

× × × × ×

**કેલકર ફ્રોસ નં. ૧ અને પાંડુ રોગ. (Lack of BlooD ).**

સત્તર વર્ષની એક જુવાન છોકરીને શરીરમાંથી લોહી ઉડી ગયું હતું તેથી તદ્દન અશક્ત હતી, અને અભ્યાસ છોડી દીધો હતો, તેને ભૂખ લાગતી નહિ, કોઇ ઠેકાણે નહિ જતાં ઘરમાં પડી રહેતી, અભ્યાસ કરતાં માથું દુઃખતું, અટકાવ અનિયમિત આવતો અને કોઇ વખત મહિનાના મહિના આવતો નહિ, અને આવતો ત્યારે ઘણા પ્રમાણમાં આવતો. આ સ્ત્રીને મેં કેલકર ફ્રોસ નં. ૧ કે જે મુખ્ય ઔષધ છે તે નિયમસર આપ્યો અને પ્રસંગે ફેરમ ફ્રોસ નં. ૪ આપ્યો. થોડા મહિના પછી તે પુષ્કળ અભ્યાસ કરી શકી અને જ્યાં ઇચ્છે ત્યાં જઈ શકતી. એટલુંજ નહિ પરંતુ તેના શરીરનો રંગ તદ્દન બદલાઈ ઘણી ખુબસુરત થઈ.

( C. T. M. )

× × × × ×

**કેલકર ફ્લોર નં. ૩ અને લોહી નીકળતા અર્શ. ( Piles. )**

"Wm. S. Set." નામના ૨૮ વર્ષના મનુષ્યને કેટલાક વર્ષથી આ વ્યાધિ હતો, અર્શમાંથી લોહી નીકળતું અને લાંબા વખતથી બંધકોસ પણ હતો, ઝાડે ફરતાં ઘણુંજ બળ પડતું અને માથે લોહીનું દબાણ થતું જીભ ઉપર ભૂરો, ધોળો થર બાઝેલો હતો. આ માણસને મેં કેલકર ફ્લોર નં. ૩ અને કાલી મ્યુર નં. ૫ વારા ફરતી તેને દર ચાર કલાકે આપ્યાં કીધો, અને સાદો ખોરાક ઓપ્યો. થોડા અઠવાડીયામાં તેને આ વ્યાધિ નિર્મૂળ થયો. અને પછીથી તેને અર્શ જણાયાજ નથી. વળી મેં તેને ૧/૨ ઔંસ કેલકર ફ્લોર નં. ૩ અને બે ભાગ વેસેલાઇનમાં મલમ

કરી હરેક રાત્રે બહાર લગાડયો હતો કે જેથી આ મલમ ઘણો મદદગાર થયો હતો.

(C. R. Vogel, M. D.)

*       *       *       *       *

ગળુ આવેલો કેસ, આ દવાથી સારો થયો

એક વખત નાટકના એક મનુષ્યનું ગળુ આવ્યું હતું. તેને શરદી થયેલી પણ હતી. આથી તેને ઘણું દુઃખ થતું હતું. આ માણુસને ફેરમ ફોસ નં. ૪ અને નેટ્રમ સલ્ફ નં. ૧૧ (3X પાવરનો) વારા ફરતી દર બે કલાકે આપ્યો. ત્રણ દિવસમાં આ કેસ સારો થઇ ગયો.

(H. V. Somers, M. D.)

*       *       *       *       *

ફેરમ ફોસ નં. ૪ અને કાલી મ્યુર નં. ૫ થી ગાલ પચોળા મટી ગયાં.

મેં ગયા વરસમાં આવા બાર કેસ આ બાયોકેમિક ઔષધથી સારા કીધા હતા. બીજી સઘળી દવા કરતાં આ દવાઓએ, મને ઘણો સંતોષ પમાડયો છે. એક કેસમાં દરદીને સખ્ત તાવ હતો, અને બે શુદ્ધ થઈ જતો. તાવ પાંચ કે છ કલાકમાં ઉતરી જતો, આ દવાનો ઉપયોગ કરતાં ત્રણ દીવસમાં ગાલપચોળાં મટી ગયાં. આ દરદીને ફેરમ ફોસ નં. ૪ અને કાલી મ્યુર નં. ૫ (3X પાવરનાં) આપ્યાં હતા.

(S Powel, Burdick M. D.)

×       ×       ×       ×       ×

કાલી સલ્ફ નં. ૭ થી સંધિવા કેવી રીતે મટયો?

"રોબર્ટ ડી." ઉમર ૩૪ વર્ષ. આ મનુષ્યને સરોવર કિનારે રહેવું પડે છે અને કોઇ વખત માછલાં પકડવા પાણીમાં ઉતરવું પડે છે. તેને સંધિવા થયો હતો. આ વ્યાધિ એ વર્ષથી તેને લાગુ પડયો હતો. તેને આ જાતનો વા એક વખત સાંધામાં આવે અને બીજી વખત બીજા સાંધામાં આવે. આથી તેનાથી કંઈ કામ થઈ શકતું નહિ અને તેથી તે ઘણો દુઃખી થતો. મેં તેને કાલી સલ્ફ નં. ૭ દર ત્રણ કલાકે આપ્યો. આ ડોઝ તેને ગરમ પાણીમાં આપવામાં આવ્યો. આ ઔષધ આપતાં થોડા અઠવાડીયામાં આરામ થઈ ગયો અને એક વર્ષ પછી તેણે આ વ્યાધિ સંબંધી મને ફરિયાદ કીધી નથી.

(C. T. M.)

×       ×       ×       ×       ×

**ફેરમ ફોસ નં. ૪ અને નેટ્રમ સલ્ફ નં. ૧૧ થી સાએટિકા મટયો.**

એક સ્ત્રીને સાએટિકા થવાથી તેને સભામાંથી ઘેર લાવવી પડી હતી. તેને સાથળની પાછળ ઘુંટણ સુધી અત્યંત દુઃખ થતું, તેને તાવ તથા સોજો આવ્યો હતો. આ ભાગમાં હાથ અડકાડી શકાતો નહિ. જરા હાલતાં ચાલતાં એટલું દુઃખ થતું કે તરતજ બુમ પાડી ઉઠતી, જીભ પર લીલો પીળો થર બાઝયો હતો, તેને ગરમ પાણીમાં **ફેરમ ફોસ નં. ૪ અને નેટ્રમ સલ્ફ નં. ૧૧** વારા ફરતી આપ્યો. બીજે દિવસે તેનું દુઃખ આથી ઓછું જણાયું અને એક બાજુથી બીજી બાજુએ પોતાનું પાસું ફેરવવા લાગી. ત્રીજે દિવસે તે બેસવાને શક્તિમાન થઈ. ત્યાર પછી તરતજ તેને આરામ થયો.

( E. H. HolBrooK, M. D. )

× × × × ×

**કેલકર ફલોર નં. ૩ અને નેટ્રમ મ્યુર નં. ૯ થી પીઠની વેદનામાં થએલો ફાયદો.**

"**જેમ્સ એચ.**" ૨૯ વર્ષની ઉમરના મનુષ્યને કેટલાક વખતથી પીઠની વેદના થતી હતી, બપોર પછી આ વેદના વધતી, અને આખી રાત્ર રહેતી. આ વેદના જયાં સુધી રહે ત્યાં સુધી તેનાથી બીલકુલ કામ થઈ શકતું નહિ, તેનાથી ઘણો વખત સીધું બેસાતું નહિ, કરોડ તૂટી જતી હોય તેમ તેને લાગતું. આથી માથા ઉપરનો અને પીઠનો ભાગ સઘળો અ-વ્યવસ્થીત હતો. મેં તેને **કેલકર ફલોર નં. ૩ અને નેટ્રમ મ્યુર નં. ૯** વારા ફરતી દરેક રાત્રે આપ્યો. બે અઠવાડીયા આ પ્રમાણે ઔષધ આપતાં તેને સારી રીતે આરામ થયો.

( Chas, Wrigt, M. D. )

× × × × ×

**કાલી સલ્ફ નં. ૭ થી ખીલમાં થએલો આરામ.**

એક માણસને પાંચ વરસથી ખીલનો સ્કીન ડીસીઝ ( ચામડીનો વ્યાધિ ) હતો. તેને લાલ ખીલ નીકળતા તે પાસે પાસે નીકળતા, મુખ્ય ભાગે આ ખીલ લાલ, તેમજ સોજાવાળા થતા, અંદરથી **આલ્કેલીન** પદાર્થ વહેતો હતો, પદાર્થ વહી ગયા પછી સોજો બેસી જતો, તે ભાગમાં ચળ આવતી. આ ખીલ તેને મુખ ઉપર થતા એટલું જ નહીં, પરંતુ હાથ અને છાતી ઉપર પણ નીકળતા ખીલ વસંત રૂતુમાં અને વર્ષા ઋતુમાં વધારે થતા, તેને ઠંડા પાણીથી સારૂ લાગતું, હમેશાં બંધકોશ

રહેતો આ મનુષ્યને મેં કાલી સલ્ફ નં. ૭ ( 3X પાવરનો ) થોડો વખત આપ્યો, આથી તેને મોટે ભાગે ગુમડાં થઈ આવ્યાં પણ તે પછી તેની ચામડી હમેશને માટે સારી થઈ અને ઝાડો ખુલાસાથી થવા લાગ્યો.

( C. Hughes, M. D. )

× × × + +

**ફેરમ ફોસ નં. ૪ અને આંટણ.**

એક દરજીની સ્ત્રીના જમણા હાથની આંગળીએ આંટણ પડયું હતું, મેં તેને **ફેરમ ફોસ નં. ૪** દર બે કલાકે પાણીમાં આપ્યો. થોડા વખતમાં તેણે જણાવ્યું કે મને મટયું છે, તેથી તેણે તે હાથને પુષ્કળ કામ આપ્યું. તેથી સોજો અને દુઃખ વધેલું જણાયું. મેં તેને બદલીને **સીલીશીયા નં. ૧૨** આપ્યો થોડા વખતમાં તેને સંપુર્ણ આરામ થયો, અને ફરી આ વ્યાધિ તેને જણાયો નહિ.

( **C. Aught**, M. D. )

× × × × ×

**ફેરમ ફોસ નં. ૪ થી કપાએલી આંગળી સાજી થઇ.**

"**મી. ડબલ્યુ.**" નામના માણુસની આંગળી કાચથી કપાઈ ગઈ હતી. આ ઘા તેને ઠેઠ હાડકા સુધી લાગ્યો હતો. આ માણુસે તરતજ તે જગોએ **ફેરમ ફોસ નં. ૪** લગાડી દીધો. જેથી ત્રણ દિવસમાં આરામ થઇ ગયો અને વેદના તરત સમી ગઇ હતી.

* * * * *

**મૅગ્નેશિયા ફોસ નં. ૮ અને અટકાવની અવ્યવસ્થા.**

"**મીસ. એસ.**" ઉમર ૨૨ આ સ્ત્રી શરીરે સુંદર હતી, મગજ ભવ્ય અને તેજદાર હતું અને બુદ્ધિમાન હતી; પરંતુ દર મહિને અટકાવ આવતાં તે પીડાતી. આ દુઃખ તેને અટકાવ આવતાં પહેલાં અને પછી બીજે દિવસે થતું. ગર્ભાશયની નીચેના ભાગમાં એટલી વેદના થાય કે દુઃખ સહન થઇ શકે નહિ. આ કારણને લીધે તેને હિસ્ટ્રીયા થવાનો ભય હતો. આ કેસ મારી પાસે આવ્યો, મેં તેને **મૅગ્નેશિયા ફોસ નં. ૮** અટકાવ આવવા અગાઉ આપ્યો, જેથી તેને અડધા કલાકમાં દુઃખ ઓછું થયું. તેને બીજો ડોઝ આપ્યો, અટકાવ સુખરૂપ આવવા લાગ્યો. બીજે મહિને જ્યારે અટકાવનો સમય આવ્યો તે દિવસ પહેલાં તેને આજ ઔષધ ત્રણ વાર આપ્યું અટકાવ આવે તે વખત દર બે કલાકે લેવા સૂચવ્યું. આ મહિને તેને દુઃખ થયુંજ નહિ. આ રીતે ત્રીજે મહીને પણ કરવામાં આવ્યું ત્યારે

પછી તેને કંઇ પણ હરકત સિવાય અટકાવ આવતો હતો અને ત્રણ વર્ષ થયાં તોપણ આ વ્યાધિ તેને ફરી થયો નથી.

( **Dr. H. Shuman.** )

*        *        *        *        *

**E. S. Bailey m. D.** પોતાના રીપોર્ટમાં જણાવે છે કે એક સ્ત્રીને ઘણો અટકાવ આવતો હતો. આથી તે શરીરે સુકાઇ ગઇ હતી, તેને માત્ર આ સિવાય બીજું દરદ ન હતું, લોહી જતું રહેવાથી પાંડુતા વ્યાધિ હતી. મેં તેને **ફેરમ ફોસ નં. ૪ (3X પાવરનો)** આપ્યો કે જેથી તેને સારી રીતે આરામ થયો હતો.

*        *        *        *        *

**સિલિશાયા નં. ૧૨ અને લોહી વા.**

એક ધોબીની સ્ત્રીને છ અઠવાડીયાથી ઉભા રહેવાથી લોહી વા થયો હતો. તેને અટકાવનો સમય થાય ત્યારે ઘણું લોહી જતું, તેનો ધણી મારી ઓફીસમાં ત્રણ ચાર વખત આવ્યો. તેણે જણાવ્યું કે મારી સ્ત્રી પાણીમાં ઉભી રહેથી આ વ્યાધિને પાત્ર થઇ છે. મેં તેને **સિલિશીયા નં. ૧૨** એક અઠવાડીયું આપ્યો કે જેથી લોહી વા તરતજ મટી ગયો આ દવા માત્ર એકજ અઠવાડીયું આપી હતી ત્યાર પછી તેને બીજી દવાની જરૂર રહી ન હતી.

( **A. Teste.** )

×        ×        ×        ×        ×

**કેલકર ફોસ નં. ૧ અને પ્રદરનો વ્યાધિ. ( Leucorrhoea. )**

"Minnie, S." નામની સત્તર વર્ષની સ્ત્રીને પ્રદરનો વ્યાધિ થયો હતો, તેને "**એલબ્યુમેન**" ચીકણો ધોળો પદાર્થ વહેતો હતો, અટકાવ પછી તેને આ વ્યાધિ વધારે જણાતો. અટકાવ દર ચોવીશ દિવસે અથવા વહેલો મોડો આવતો આ વ્યાધિથી તેને ગર્ભાશયમાં દુઃખ થતું, તેનો ચહેરો ફીકકો અને શરીરે નિર્બળ થઇ ગઇ હતી. તેને **કેલકર ફોસ નં. ૧** દર ચાર કલાકે આપ્યો. અને ત્રીજે દિવસ ડુસ (પીચકારી) આપ્યું. થોડા દિવસમાં આ અવ્યવસ્થા દુર થઇ. થોડો વખત તેની પ્રકૃતિ સુધરતા સુધી **ફેરમ ફોસ નં. ૪** આપ્યો હતો. આથી તેનો વ્યાધિ સંપૂર્ણ મટી ગયો.

(C **R Vogel,** M. D.)

×        ×        ×        ×        ×

લલીતા ગોવીંદની સ્ત્રી ઉમર વ. ૨૮ આ બાઇને પ્રસવના પ્રસંગે શરીરપર પાણીના સોજા એટલા હતા કે આંગળી મુક્તા ૧ એક ઇંચ ઉતરી જાય. આ બાઇની દવા અમદાવાદમાં ઘણા ડૉકટરોએ કરી હતી. છતાં મરણની પથારી ઉપર હતી. આ કેશ મારી પાસે આવેલ શરૂઆતમાં મેં તેને નેટ્રમ સલ્ફ ૧૨x પાવરનો પહેલે દીવસે આપ્યો અને બીજે દિવસે ફેરમ ફોસ ૩૦x નો આપ્યો. આથી તેના શરીરમાંથી લગભગ ૨૦ રતલ પાણી નીકળી ગયું અને ગંધાતા જીવ ઘણા નીકળી પડયા. ત્યાર પછી તેને નેટ્રમ મ્યુર ૧૨x અને કાલી ફોસ ૧૨x વારા ફરતી આપવામાં આવતાં ૧ એક માશમાં તે બાઇ તદ્દન સાજી થઇ ૨૦ ઓગષ્ટ સને ૧૯૧૬.

ડૉ. સી. જી. ગાંધી ( H. m. B. )

*    *    *    *

અમદાવાદના વકીલ ચીમનલાલ નથુભાઇ ડોસીની એક છોકરીને ત્રીદોષ મુજારો લાગુ પડેલો આ કેસની અમદાવાદના પ્રખ્યાત ડોકટરોની દવા કરી હતી. અને કેશ આખર સ્થીતીમાં હતો. મને તે જોવા બોલાવ્યો અને મે તે છોકરીને ફેરમ ફોસ અને કાલીફોસ ૬x પાવરની ટેબલેટ દર પા કલાકે આપવી શરૂ કરી આથી તેને ફક્ત બે દિવસમાં જ આરામ થયો હતો. ૧૯ મે ૧૯૨૦

ડૉ. સી. જી. ગાંધી H. m. B. )

×    ×    ×    ×

વિષ્યા—ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા અમદાવાદ આ છોકરીને માત્ર ૩ વરસ થયાં હતાં તેઓએ તેની બીમારીની દવા ઘણા વૈદ તેમજ ડૉકટરોની કરી હતી અને નિરાશ થયા હતા મેં તે છોકરીને "કાલી ફોસ" ૩x પાવરનો માત્ર ૩ કલાક દર દશ મીનીટે આપ્યો આથી બીજે દિવસે છોકરીને આરામ થયો અને તેનાં માબાપ મારા પર અત્યંત ખુશ થયાં તા. ૧૪–૨–૨૫

**C. G. Gandhi H. M. B.**

*    *    *    *

કરમાઅલી ભાણુજી ઉમર ૩૫ આ સખસને હોજરીના ડાબે પડખે 'એબસેસ' ગડ થયું હતુ અને બે માસથી પીડાતો હતો પ્રખ્યાત ડોકટરોએ તેને ઓપરેશન કર્યા શીવાય મટશે નહીં

એવો અભીપ્રાય આપ્યો હતો, અને ઘણા શીલીંગ ખરચ્યા હતા આ કેશ મારી પાસે આવ્યો મેં તેને સીલીક ૬× નો દરરોજ ૬ વખત આપવામાં આવ્યો. અને આ પ્રમાણે આપતાં એક અઠવાડીયામાં પાકી પેટમાંથી તમામ પરૂ અને નકામો ભાગ નીકળી ગયો ત્યાર પછી મેં તેને કેલકર સલ્ફ ૧૨× નો એક અઠવાડીયું આપતાં તેને તદ્દન આરામ થઇ ગયો. આ માણુસ મારાપર અત્યંત ખુશ થયો તા. ૯ સપ્ટેમ્બર ૧૯૨૮.

C. G. Gandhi.

*   *   *   *

ફાજલભાઇ લાલભાઇ ઉમર ૩૨ આ માણુસને ડાયા બીટીશ મધુપ્રમેહ–શાકરીઆ પીશાબનું દરદ હતું લગભગ ૩ વરસથી પીડાતો હતો. અનેક ડાકટરોની દવા કરી થાકયો હતો મે તેને નેટ્રમ સલ્ફ ૩૦× નો આપ્યા કર્યો લગભગ ૨ અઠવાડીયાં સુધી આપવાથી તેને ઘણો આરામ લાગ્યો ત્યાર પછી બે અઠવાડીયાં ફેરમ ફોસ અને કાલી ફોસ ૬×પાવરના આપવાથી તદન સારો થઇ ગયો. તા. ૭ જુલાઇ ૧૯૨૭.

C. G. Gandhi.

×   ×   ×   ×

મહમદઅલી જીવાભાઈ ખોજા ઉમર ૫૦ વરસ આ માણુસને ડાબે પગે ઘુટણ આગળ સોજો આવી પગ ફુલી જતો અને ત્યાર બાદ ડોકટરો પાસે ઓપરેશન કરાવી પરૂ કાઢી નાખતો એમ દર માસે થતું ડોકટરોએ છેવટમાં કહ્યું કે ત્રણ ફીટ જેટલો પગ કાપી નાખવો પડશે. આ કેશ મારી પાસે આવ્યો મેં તેને શીલીશીયા ૧૦૦૦X પાવરનો આપ્યો અને એક માસ પછી કેલકર ફલોર ૩૦× નો આપતાં તેને તદન આરામ થયો આ દરદ તેને સોળ વરસનું હતું તેણે મારો ઘણોજ ઉપકાર માન્યો તા. ૧૫ જુન ૧૯૨૯

C. G. Gandhi.

*   *   *   *

કાસમઅલીઃ ઉમર ૪૦ આ માણસને અર્શનું દરદ હતું ડૉકટરોએ તેને ઓપરેશન કરવાનું કહ્યું. મારી પાસે તે આવ્યો મે તેને કેલકર ફલોર ૩૦× પાવરનો ખાવામાં આપ્યો અને કેલકર ફલોરનો મલમ ૩× નો આપ્યો આથી તેને બે અઠવાડીયામાં આરામ થયો. ફરી તેને બે વર્ષ સુધીમાં કંઇ દરદ થયું નથી. તા. ૬ મે ૧૯૨૮

C. G. Gandhi.

Appendicities Typhilities

× × × ×

લાલભાઇ ઉમર વરસ ૩૦ અમદાવાદ આ માણસને પેટમાં આંતરડામાં સોજો લાગુ પડેલો તેઓએ અમદાવાદના ત્રણ પ્રખ્યાત ડોકટરની દવા કરેલી પરંતુ તેનું જરાપણ દરદ ઓછું થયું નહોતું આ કેશ મારી પાસે આવ્યો મારી દવા આપતાં પહેલાં તેઓનો વિચાર ઓપરેશન કરાવા જવાનો હતો. મેં તેને રાત્રના શીલીકા ૧૨× પાવરનો આપ્યો. અને બહાર તેનોજ ૩× નો ઓઇન્ટમેન્ટ આપ્યો. આથી બીજે દિવસે તેને આરામ જણાયો તેને બે અઠવાડીયાં કાલીમ્યુર આપતાં સારૂ થયું તા. ૨ ફેબ્રુઆરી ૧૯૨૫

C. G. Gandhi H. M. B.

× × × ×

બંધકોષ. ( Constipation )

મી. કે. ઇટ ઉમર ૩૦ આ માણસને બંધકોશનું દરદ કેટલાક અઠવાડીયાથી લાગુ પડેલ તેનાં બૉવેલ ઇન્જંકશન તેમજ જુલાબની ગોળી લેવાથી નરમ પડતાં નહી ઝાડો સખ્ત અને મહામહેનતે આવતો આ માણસને મેં. "કાલીમ્યુર" ૩× દશ ગ્રેન દરેક સાંજે આપ્યો થોડો વખત આ દવા આપતાં તેને બંધકોષ મટી ગયો.

( **J. B. Chapman. M. D.** )

( **Neurasthenia** )

એક અઠાવીશ વરસની પરણેલી સ્ત્રીને (ન્યુરેસ્થેનીયા)નું દરદ લાગુ પડયું હતું તેના કુટુંબમાં ઘણા મરણ આ દરદને લઇને નીપજ્યાં હતાં. આ બાઇને મેં "કાલીફોસ" ટેબલેટસ દરકલાકે પાંચ ટેબલેટસ ૨૪ કલાકમાં આપતાં તેનું દરદ નરમ પડયું અને બીજા દિવસોમાં દર બે

કલાકે પાંચ ટેબલેટ આપી આ પ્રમાણે આપ્યા કીધું આથી તેના બ્રેઇનમાં અને હાર્ટ (હૃદયમાં બહુજ ફેરફાર માલમ પડયો. આ શાસ્રનો મેં બે વરસ અભ્યાસ કર્યો અને દરેક કેશમાં તે ફતેહમદ માલમ પડી.

**Dr. B. A. Sanders Chicago.**

**( Pneumonia )**

એમ. આર. ઉમર ૩ ટેમ્પરેચર ૧૦૩ રેસ્પીરેશન ૩૦ પલ્સ ૧૨૦ બંન્ને ફેફસાંમાં સોજો માલુમ પડતો હતો. મેં તેને ફેરમ ફોસ અને કાલીમ્યુર વારાફરતી આપવામાં આવતાં ૪ દિવસમાં તેને આરામ થયો.

**( Dr. G. A. Bueld )**

**( Frank Fort )**

**( Paralysis )**

મારા ભાઇની ઉમર વરસ ૬૧ એકસટની છે તેને પક્ષઘાત લાગુ પડયો હતો. તેનું દરદ સારૂ થવાની મને આશા નહતી કારણ કે બોલી શકતો નહી તેના હાથ અને પગ પણ કામ કરી શકતા નહીં. તેની મદદને માટે એક તેનો નાનો છોકરો હતો મેં તેને દરદ માટે "કાલીફોસ", કેલકર ફોસ "અને મેગ્નેશીયા ફોસ" પાંચ ટેબલેટ લેવા સવારના ૮ થી ૧૨ અને સાંજના ૪ થી ૮ ગરમ પાણીમાં સુચના કરી અને ફરી પાંચ ટેબલેટ શીલીકા લેવાની કહી ૩૦ દિવસ આ પ્રમાણે કરતાં કોઈની મદદ સિવાય પથારીમાંથી ઉઠતાં થયો હમણાં તે ચાલે છે, વાત કરે છે. અને આંખની સાઇટ ગયેલી પાછી આવી ત્યાર પછી તેણે આ દવા ચાર વરસ ખાધી હતી અને તબીયત સુધરી ગઇ હતી.

**( H. L. M. D. )**

આ બાયોકેમીક દવાનો મારો અનુભવ લગભગ ત્રીશ વરસનો છે. આજ દવાથી અમો દરેક જાતના તાવ તેમજ પુરૂષોનાં તેમજ બાળકોનાં દરદ સારાં કરેલાં છે આ દવા અમારે ત્યાંથી હિન્દુસ્થાન, બરમા, સીલોન આફ્રીકા, એદન વીગેરે સ્થળે મોકલવામાં આવે છે અને દેશના સઘળા લોકો એ દવા વિષે પુરતો સંતોષ જાહેર કર્યો છે આ પુસ્તકમાં ઉપર જણાવ્યા તે સિવાય પુષ્કળ દષ્ટાંતો છે. આ દવા વાપરવામાં કોઇ જાતનું જોખમ તો છે જ નહી આ દવા સ્વાદમાં ગળી હોવાથી પ્રથમ વિશ્વાસ કેટલાક અભણ માણસોને નથી બેસતો પણ જ્યારે તેને વિશ્વાસ પડે છે કે પછી આ બાયોકેમીક દવા સિવાય બીજી દવા વાપરતાજ નથી. હાલમાં અમારે ત્યાં આ દવા ડો. સુસ્લર કે જે આ દવાની શોધ

ઓળ કરનાર છે ત્યાંથી મંગાવવામાં આવે છે. અને મળને તેમજ વૈદ ડૉક્ટરને હમેશાં તાજીજ પુરીપાડવામાં આવે છે હાલમાં અમારે ત્યાં પાવડર, ટેબલેટ, અને ગોળીયો, તેમજ પ્રવાહી દવા સ્ટોકમાં છે. યાદ રાખવું કે હલકી દવા વાપરવાથી વખત અને ધન બંને ખુવે છે માટે હમેસાં સારી દવા મેળવવાથી સંતોષ થશે.

---

## બાયોકેમીક દવાઓની સંક્ષીપ્ત ટુંક નોંધ.

**Abscesses**—એબસેસ. ગડગુમડ.

**ફેરમ ફોસ**—પ્રથમ સોજો આવેલો જણાય ત્યારે

**કાલી મ્યુર**—બીજી સ્થીતિમાં

**શીલીકા**—પરૂ નીકળી ગયા પછી.

**કેલકર ફ્લોર**—કપાયલુ, હોય હાડકાં ઉપર ગાંઠો હોય ત્યારે.

---

**Albuminuria**—પીશાબમાં ચીકણો પદાર્થ જવો.

**કેલકર ફોસ**—પીશાબમાં ચીકણો પદાર્થ જવો.

**નેટ્રમ ફોસ**—પીશાબ કરતાં નબળાઇ જણાય અને એશીડીટી જવાનાં ચીન્હ માલુમ પડે ત્યારે.

**કાલી મ્યુર**—પીશાબ કાળા રંગનો જણાય અને પીશાબમાં માંસના જેવો ભાગ માલમ પડે ત્યારે.

---

**Amenorrhea**

**કેલકર ફોસ**—પાંડુરોગ જેવું માલમ પડે ત્યારે.

**કાલી ફોસ**—મુખ્ય નર્વસને લઇને અશકતી માલમ પડે ત્યારે.

**કાલી મ્યુર**—જીભ પર ધોળો થર જામેલો જણાય; અને કફ નીકળતો ન હોય ત્યારે.

---

**Anemia**—પાંડુરોગ.

**કેલકર ફોસ**—આ વ્યાધિને ચેક કરવા પ્રથમ આપવો.

**ફેરમ ફોસ**—કેલકર ફોસ પછી લોહીના રાતા અણુઓ ઉત્પન્ન કરવા આપવો.

**નેટ્રમ મ્યુર**—પાણી જેવું લોહી થઇ ગયું હોય અને નવા અણુંઓ ન રચાતા હોય ત્યારે.

**નેટ્રમ ફોસ**—સવારમાં અપચો માલમ પડે ત્યારે.

**Appendicitis** (Tyhhlitis) હોજરીમાં થતો આંતરડામાં સોજો.

**ફેરમફોસ**—પ્રથમ સ્થીતીમાં સોજો અને ફેબરીલનાં ચીન્હ જણાય ત્યારે.
**કાલી મ્યુર**—નરમ ભાગ માલમ પડે ત્યારે.
**કેલકર સલ્ફ**—અંદર ગડ, જેવો ભાગ માલમ પડે ત્યારે સીલીકાની સાથે વારા ફરતી.

---

**Asthma**—દમ-હાંફણ.

**કાલી ફોસ**—મુખ્ય દવા છે.
**કાલી મ્યુર**—જીભ પર ધોળો મ્યુકસ અને ગેસ જેવું માલુમ પડે ત્યારે
**નેટ્રમ મ્યુર**—ચોખ્ખો પાણી જેવો અને ફીણ જેવો બળખો આવે ત્યારે
**નેટ્રમ સલ્ફ**—જુવાન માણસને (નેટ્રમ સલ્ફ) દમ લાગુ પડયો હોય ત્યારે.

---

**Bones Diseases**—હાડકાંનો વ્યાધિ.

**Calcur Phos**-કેલકર ફોસ-હાડકાં નબળાં અને નરમ હોય. અને પગ રાંટા હોય ત્યારે આપવો.
**શીલીકા**—સાંધાનો વ્યાધિ અને તેમાંથી પરૂ નીકળતું હોય ત્યારે.
**કેલકર ફલોર**—નાકનું હાડકું પીન્સનો વ્યાધિ અને સળેખમને લીધે આ દરદ લાગુ પડેલું હોય ત્યારે.

---

**બોઇલ કારબંકલ**—ગુમડુ અને પાહું.
**એબસેસ**—ગડગુમડ જુઓ.

---

**Brain Disorders**—મગજની અવ્યવસ્થા.

**કાલી ફોસ**—મગજનું ખસી જવું, યાદ શકતી જતી રહેવી ઉંઘ ન આવવી અને નર્વસ ને લેઇને થતા દરદ માટે.
**ફેરમ ફોસ**—ઉપરના દરદની પ્રથમ સ્થીતી.
**નેટ્રમ મ્યુર**--કાલીફોસની સાથે બ્રેઇનપર ભાર માલુમ પડે તો
**મેગ્નેશીયા ફોસ**—આંચકી આવતી હોય અને આંખના દરદને લઇને આ ચીન્હ જણાય ત્યારે.
**કેલકર ફોસ**—મગજની અવ્યવસ્થા અશક્તી, રાત્રે ગળ્યો સ્વાદ અને ઉંઘ જતી રહેલી હોય ત્યારે કેલીફોસ સાથે.

---

**Brights Diseases.**

**Cal. Phos**—કેલકર ફોસ. આ મુખ્ય દવા છે તે એલબ્યુમેનને ઠેકાણે લાવે છે.
**કાલી ફોસ**—નર્વસનાં ચીન્હ માલુમ પડે ત્યારે.
**ફેરમ ફોસ**—સોજો અને ફેબરાઇલનાં ચીન્હો માલુમ પડે ત્યારે.

---

**Bronchitis**—ઉધરસ.

**ફેરમ ફોસ**—પહેલી સ્થીતિમાં તાવ અને થતી ઉધરસ માટે.
**કાલી મ્યુર**—બીજી સ્થીતિમાં જાડો ધોળો કફ આવતો હોય.
**કાલી સલ્ફ**—પીળો પાણી જેવો અને ગંધાતો કફ આવે ત્યારે.
**નેટ્રમ મ્યુર**—પાણી જેવો ગંદો કફ નીકળવો અને લાંબા વખતની ઉધરસ માટે.
**કેલકર ફોસ**—પાંડુરોગમાં મુખમાંથી ચીકણો પદાર્થ અને આંચકી આવતી હોય ત્યારે.

---

**Burns and Scalds**—દાઝવું અને બળતરા.

**ફેરમ ફોસ**—સોજા અને બળતરા થવી.
**કાલી મ્યુર**—ફેરમફોસની સાથે વારાફરતી બહાર અને અંદર.

---

**કેનસર—Cancer**-ચાંદાં, વ્રણ

**કાલી સલ્ફ**—મુખ્ય દવા છે. પીળો જાડો પદાર્થ નીકળવો.
**કાલી ફોસ**—કેનસર વારંવાર દુઃખ થવું અને ગંધ મારતો પદાર્થ નીકળવો.
**કેલકર ફોસ**—કંઠમાળની સ્થીતિ હોય ત્યારે.

---

**Chicken Pox**

**ફેરમ ફોસ**—ફરતા દાંણા નીકળવા ઝીણા લાલ.
**કાલી મ્યુર**—અછબડાની બીજી સ્થીતિ.
**કાલીસ્લફ**—અછબડા વેરાઇ ગયા પછી નવી ચામડી આવે ત્યારે.

---

**Cholera**—કોલેરા-મહામારી, કોગળીયું.

**કેલકર ફોસ**—મુખ્ય દવા લીલા પાણી જેવા ઝાડા થવા નબળાઇ જણાય ત્યારે.
**ફેરમ ફોસ**—અપચાના ઝાડા ઊલ્ટી હોય ત્યારે.
**નેટ્રમ ફોસ**—એસીડની સ્થીતી પીળા ઝાડા ઊલ્ટી.
**મેગ્નેશીયા ફોસ**—ધ્રુજારો આંચકી સાથે દુઃખવું.

---

**Chorea**—ચોરીયા.

**મેગ્નેશીયા ફોસ**—મુખ્ય દવા.
**કેલકર ફોસ**—કંઠમાળ અથવા એનીમીક પાંડુરોગની સ્થીતીમાં

**Colic**—ચુંક આવવી.
**મેગ્નેશીયા ફોસ**—મુખ્ય દવા છે.
**નેટ્રમ સલ્ફ**—પીત્ત વિકારને લેઇને ચુક આવે ત્યારે
**કેલકર ફોસ**—બાળકને દાંતને લેઇને ચુક આવતી જણાય ત્યારે.
**નેટ્રમ ફોસ**—કૃમીને લીધે ચુક આવવી.
**ફેરમ ફોસ**—અટકાવની ચુક આવવી.

---

**Constipation**—બંધકોશ.
**કાલી મ્યુર**—ભૂરો-ધોળો જીભ પર થર બાઝવો.
**કાલી ફોસ**—ગંધાતો ઝાડો થવો.
**નેટ્રમ મ્યુર**—ઘણો સુકો કઠ્ઠણ ઝાડો થવો.

---

**Cough**—કોફ,
**કાલી મ્યુર**—સખ્ત ધોળો ગળફો નીકળવો.
**ફેરમ ફોસ**—સુકો દુઃખ થઇને કફ નીકળવો.
**મેગ્નેશીયા ફોસ**—હડખાઇ ઉધરસ-લચકા પડતો કફ રહી રહીને કફ નીકળે ત્યારે.
**સોલીકા**—ક્ષયરોગમાં કફ નીકળે ત્યારે.
**નેટ્રમ મ્યુર**—પાણી જેવો લાંબા વખતથી કફ નીકળતો હોય ત્યારે.

---

**Delirium.** ડીલેરમ.
**કાલીફોસ**—વાત કરતાં અને જરાજરામાં બીહ જવું.
**નેટ્રમમ્યુર**—કાલીફોસની સાથે વારાફરતી આપવો.

---

**Dentition**—દાંત આવવા.
**કેલકર ફોસ**—બાળકોને દાંત આવવા ને આ મુખ્ય દવા.
**મેગ્નેશીફોસ**—દાંત આવતાં આંચકી અને તાણ આવતી હોય ત્યારે ( ગરમ પાણીમાં આ દવા આપો. )
**ફેરમ ફોસ**—દાંત આવતાં તાવ આવે. ગાલપચોળાં નરમ તેમજ ગરમ રહેતાં હોય ત્યારે

---

**Diabetes**—શાકરીયો પીશાબ.
**નેટ્રમ સલ્ફ**—આ મુખ્ય દવા છે.
**કાલી ફોસ**—નર્વસ, નબળાઇ અને મૂત્રાશય, દુર્ગંધ મારતો પીશાબ થવો.
**નેટ્રમમ્યુર**—જ્યારે અશક્તી માલુમ પડે ત્યારે

**Diarrhoea**—અતીસાર.

ફેરમ ફોસ—પાણી જેવા ઝાડા અને અપચેલો ખોરાક નીકળે તો

કેલકર ફોસ—દાંતના ઝાડા થવામાં

કાલી મ્યુર—પીળા રંગના ઝાડા થવા અને જીભ પર ધોળો થર બાઝ્યો હોય.

કાલી ફોસ—ચોખાના ધોવણ જેવા અને દુર્ગંધ મારતા ઝાડા થવા.

નેટ્રમ સલ્ફ—લાંબા વખતના પીત્તના ઝાડા થવા

મેગ્નેશીયા ફોસ—ચુંક, આંચકી, ધ્રુજારો થઈ ઝાડા થવા.

---

**ડીપથેરીયા**—Dipptheria—ગળાનો સોજો.

ફેરમ ફોસ—થતા ગળાના સોજામાં કાલીમ્યુરની સાથે વારાફરતી.

કાલીમ્યુર—મુખ્ય દવા છે.

---

**Dropsy**—જળંધર ( પાણીના સોજા )

કાલીમ્યુર—સવારમાં શરીરનું એકદમ ભારે લાગવું, જીભ પર ધોળો થર બાઝવો, પીશાબમાં ધોળો પદાર્થ જવો.

નેટ્રમ સલ્ફ—સાદા ડ્રોપસીમાં, હાઇડ્રોસેલમાં, વૃષણમાં પાણી ભરાતું હોય. નેટ્રમમ્યુરની સાથે વારાફરતી આપવો.

કેલકર ફોસ—લોહી ઓછું થઇ ગયું હોય અને એને વીક સ્થીતીમાં ( પાંડુરોગ ) આપો.

---

**Dysmenorrhoea**—ડીસમેનોરોહીઆ.

મેગ્નેશીયા ફોસ—મુખ્ય દવા છે. ધ્રુજારા સાથે દુઃખ થતું હોય.

ફેરમ ફોસ—ચળકતું, રાતું લોહિ અટકાવ આવવાની પૂર્વે, યાદશક્તી ફેરવી નાખતું હોય ત્યારે.

કાલી ફોસ—સ્ત્રીઓને ચુંક આવે અને કાળો રાતો દાણા જેવો સ્રાવ આવે ત્યારે.

---

**Ear Diseases**—કાનના વ્યાધિ.

ફેરમ ફોસ—કાનની અંદર તીક્ષ્ણ વેદના થવી, અને સોજો આવ્યો હોય

કાલીમ્યુર—ટુંક વખતનો સોજો કાનની વચેના ભાગમાં સળેખમ જેવું ધોળો પદાર્થ બહાર આવે અને કાનની નળીમાં બ્હેરાટ દાખવે.

કાલી ફોસ—જ્ઞાનતંતુની નબળાઇને લીધે બ્હેરાટ આવેલ હોય.

મેગ્નેશીયા ફોસ—નર્વસને લઇને ન્યુરેલેજીક પેઇન, દુઃખને લીધે બહેરાટ, ભારે અવાજને લઇને બહેરાટ આવેલ હોય ત્યારે

કેલકર ફોસ—કંઠમાળને લીધે લાંબા વખતથી પર આવ્યા કરતું હોય ત્યારે.

**Epilepsy**—વાઈ, ફેફર.

**કાલીમ્યુર**—થતા દરદમાં પ્રથમ અપાય છે.

**મેગ્નેશીયા ફોસ**—આંચકી અને તાણની સાથે પડી જવું.

**કાલી ફોસ**—નબળાઈ, સરદી, હૃદયની ગભરામણને માટે

---

**Erysipelas**—રતવા.

**ફેરમ ફોસ**—શરૂઆતમાં આ મુખ્ય દવા છે.

**નેટ્રમ સલ્ફ**—ફેરમ ફોસ આપ્યા પછી આ દવા અપાય છે

**કાલીમ્યુર**—રતવાનો ચેપ અટકાવવા (નીકળી જવા અપાય છે.)

**કાલી સલ્ફ**—ઉપરની ત્રણ દવા આપ્યા પછી પીળાં ચાઠાં નીકળે, નવી ચામડીમાં આવવા અપાય છે.

**નેટ્રમ ફોસ**—નરમ પણ દુઃખકારક સોના જેવાં ચાઠાં માલુમ પડે ત્યારે

---

**Eye Diseases**—આંખના વ્યાધિ.

**ફેરમ ફોસ**—શરૂઆતમાં, આંખ લાલ થવી, દુઃખવી (ખાવામાં અને અને બહાર લગાડવી.)

**કાલીમ્યુર**—બીજી સ્થીતિમાં ધોળા અથવા પીળા ચીપડા બહાર આવવા આંખના પોપચાંમાં ખીલ થવા.

**કાલી સલ્ફ**—ત્રીજી સ્થીતીમાં પીળો, લીલો પદાર્થ આંખમાંથી બહાર આવવો.

**કાલી ફોસ**—દમનો દરદી હોય. આંખે ઓછું દેખાય, આંખના જ્ઞાનતન્તુઓ નબળા પડે તો આપવો.

**મેગ્નેશીયા ફોસ**—ન્યુરેલેજીયા, માથાના સ્નાયુઓની નબળાઇને લીધે દીવા સામું ન જોવાતું હોય ત્યારે.

**સીલીશીયા**—આંખપર વારંવાર આંજણી થતી હોય તેમાંથી પીળો લોહી મિશ્રીત પદાર્થ બહાર નીકળતો હોય.

**નેટ્રમ ફોસ**—સોના જેવો પીળો, મધ જેવો પદાર્થ સવારમાં બહાર આવવો કંઠમાળ હોય ત્યારે.

---

**Fevers simple**—સાદો તાવ.

**ફેરમ ફોસ**—આ તાવની મુખ્ય દવા છે.

**કાલી મ્યુર**—જીભ પર ધોળો થર બાઝવો સાથે બંધકોષ હોય.

**કાલી ફોસ**—નર્વસને લેઇને તાવ આવતો હોય.

**નેટ્રમ મ્યુર**—સુકો તાવ અને પાણી નીકળતું હોય.

**Fistula-Anul**—ભગંદર.

**કેલકર ફ્રોસ**—સીલીશીયા સાથે વારાફરતી આપો.

---

**Gall-stones**—પથરીનો વ્યાધિ (અશ્મરી)

**કેલકર ફ્રાસ**—આ દવા પથરીને ઓગાળી મૂત્રને લાવે છે.

**મેગ્નેશીયા ફ્રાસ**—આંચકિ આવે અને પીશાબમાં દુઃખ થતું હોય ત્યારે.

**નેટ્રમ સલ્ફ**—પીતવિકારને લેઈને અગર ગાઉટ ગંઠીયા વાને લેઈને હોય તો.

---

**Gland**—ગાંઠના વ્યાધિ.

**કાલીમ્યુર**—નરમ ગાંઠો કંઠમાળની ગાંઠો ગાલપચોળાની દરેક ગાંઠમાં પ્રથમ આ દવા અપાય છે.

**કેલકર ફ્લોર**—સખ્ત અને પથ્થર જેવી ગાંઠોમાં બહાર અને અંદર વપરાય છે.

**કેલકર ફ્રોસ**—મુખ્ય દવા લાંબા વખતની ગાંઠો ગોઈટરમાં અપાય છે.

**સીલીશીયા**—કંઠમાળની ગાંઠોમાં

**નેટ્રમ ફ્રાસ**—ગોઈટરમાં કેલકર ફ્રાસની સાથે અપાય છે.

---

**Gonorrhoea**—પ્રમેહ.

**કાલીમ્યુર**—મુખ્ય દવા, ધોળો, જાડો પીળો, પદાર્થ બહાર આવતો હોય અને ધોળુ પરૂ આવતું હોય.

**ફ્રેરમ ફ્રાસ**—મૂત્ર નળીમાં સોજો હોય ત્યારે.

**કાલી ફ્રાસ**—લોહી આવતું હોય.

**નેટ્રમ મ્યુર**—લાંબા વખતનો પ્રમેહ હોય, પાણી આવી પછી પરૂ આવે બળતરા થતી હોય.

**નેટ્રમ સલ્ફ**—પીળો, લીલો પદાર્થ બહાર આવે. પ્રોસ્ટેટ. ગ્લેન્ડ મોટો થઇ ગયો હોય.

**મેગ્નેશીયા ફ્રાસ**—મૂત્રનળીમાં પીશાબ કરતાં દુઃખ થાય અને કરડતું હોય એમ માલુમ પડે.

---

**Gout**—ગાઉટ. ગઠીયો વા.

**Natrum sulph**—નેટ્રમ સલ્ફ મુખ્ય દવા છે,

**ફ્રેરમ ફ્રાસ**—દરદની શરૂઆતમાં

**નેટ્રમ ફ્રાસ**—લાંબા વખતનો વા હોય એસીડીટી અને તે સોજાવાળો રહેતો હોય.

---

**Hay Fever.**

**નેટ્રમ મ્યુર**—ચોખ્ખો પાણી જેવો પદાર્થ નીકળવો.

**કાલીમ્યુર**—હોજરીમાં ગેસ ઉત્પન થતો હોય, અને માંસની નરમ ગાંઠો માલુમ પડે ત્યારે.

**કાલીફોસ**—સ્વાસ લેતાં મુશ્કેલી હોય અને અશકતી પુષ્કળ હોય ત્યારે.

---

**Headaches**—માથાનું દુખવું.

**કાલીફોસ**—જ્ઞાનતન્તુની નબળાઇનું માથુ દુઃખવું, મન ઉપર વસારા જેવું લાગે અને જીભનો રંગ ગંદો લાગે તો.

**મેગ્નેશીયા ફોસ**—ન્યુરેલજીક માથુ દુઃખવું, તીક્ષ્ણ કરડતું હોય, જાણે કે ગંદુ માલુમ પડે.

**ફેરમફોસ**—લોહીના એકત્રપણાથી માથુ દુઃખવું

**કાલીમ્યુર**—લીવરની અવ્યવસ્થાથી માથુ દુઃખવું તેમજ જીભ પર ધોળો લીલો થર બાઝવો.

**નેટ્રમ સલ્ફ**—પીત જામી ગયું હોય ત્યારે.

**નેટ્રમ ફોસ**—જઠરમાં એસીડીટી જણાય, જીભપર પીળો, મધ જેવો થર બાજેલો જણાય ત્યારે.

---

**Heart Affecations**—( હૃદયનું દરદ )

**કાલીફોસ**—હૃદયેનું નબળાપણું, પલપીટેશન મુખ્ય ભાગે હૃદયની નબળાઇ.

**ફેરમફોસ**—હાર્ટમાં લોહીનું ગંઠાઇ જવુ ( કેલકર ફ્લોરની સાથે )

**નેટ્રમ મ્યુર**—પાંડુરોગને લેઇને આ સ્થીતિ થઇ હોય ત્યારે.

---

**Hemorrhages**—શરીરના કોઇપણ ભાગમાંથી લોહી જવું.

**ફેરમ ફોસ**—મુખ્ય દવા છે લોહી રાતુ ચળકતું અને ઉતાવળે જતું રહેતું હોય.

**કાલી ફોસ**—પીશાબમાં લોહી જવું, પુષ્કળ અશકતી, અને કાળું લોહી જતું હોય.

**નેટ્રમ મ્યુર**—લોહી જાડું, નારંગી રંગનું અને પાણી જેવું જતું હોય.

---

**Hemorrhoids**—( અર્શમાં લોહી જવું )

**કેલકર ફ્લોર**—મુખ્ય દવા છે આંધળા અથવા લોહી ભરેલા અર્શ લાંબા વખતના અર્શ, ખસવાળા દરદીને હોય ત્યારે.

**ફેરમ ફોસ**—ચળકતું લોહી નીકળતું હોય અને સોજા આવેલ હોય.

**નેટ્રમ સલ્ફ**—પીત વિકારને લેઇને અર્શમાંથી લોહી પડતું હોય.

**મેગ્નેશીયા ફોસ**—તરતનું, તીક્ષ્ણ, ગંદુ, દુઃખતું હોય ત્યારે.

**Hic. cough.**

**મેગ્નેશીયા ફોસ**—મુખ્ય દવા છે. આંચકી-ખેંચતાણ શાથે-કફ આવતો હોય ત્યારે.

---

**Hydrocele**—વૃષણુમાં પાણી ભરાવું.

**નેટ્રમ મ્યુર**—કોથળી ઉપંર સોજો હોય અને દરદ ગંભીર જણાય તો.

**કેલકર ફ્લોર**—મસેલ્સને કાબુમાં રાખવા સારૂ.

**શીલીકા**—કંઠમાળની સ્થીતી હોય ત્યારે.

---

**Hysteria**—દીવાનાપણું.

**kali phos**—કાલી ફોસ મુખ્ય દવા છે.

**નેટ્રમ મ્યુર**—અટકાવની અવ્યવસ્થાને લીધે આ દરદ માલુમ પડે તો કાલી ફોસની સાથે આપવો.

---

**Influenza**—ઇન્ફ્લ્યુએન્ઝા-તાવ.

**ફેરમ ફોસ**—તાવની શરૂઆતમાં

**કાલી મ્યુર**—સધીવાનું દુઃખ સળેખમ જીભપર ધોળો ભૂરો થર માલુમ પડે અને ગળાનો ભાગ સુજેલો જણાય ત્યારે.

**નેટ્રમ સલ્ફ**—માથુ દુઃખવું, પીત પુષ્કળ જણાય વાશ મારતો. પીશાબ જીભ પર કાળો થર જામેલો માલુમ પડે તો

**કાલી ફોસ**—મન અને નબળાઇના ચીન્હ તેમજ મગજપર ભારે દબાણ માલુમ પડે તો.

**નેટ્રમ મ્યુર**—શરૂઆતમાં પાણીના ચીન્હ માલુમ પડે તો.

---

**Intermittent Fever**—(ઇન્ટરમીટેન્ટ ફીવર)

**નેટ્રમ સલ્ફ**—મૂખ્ય દવા છે. પીત વધુ પ્રમાણુમાં હોય તો.

**ફેરમ ફોસ**—નહી પચેલા ખોરાકની ઊલટી થવી અને વધુ તાવ હોય.

**નેટ્રમ મ્યુર**—કવી નાઇન આપ્યા પછીની અવ્યવસ્થા થઇ હોય ત્યારે

**કાલી ફોસ**—મૂખ્ય ભાગે અશકતી થાલુમ પડે તો.

---

**Jaundice**—કમળો, પીળો તાવ.

**નેટ્રમ સલ્ફ**—જીભ પર ભૂરો લીલો થર બાઝવો અને પીતનો ભાગ વધુ માલુમ પડે. આંખ પીળી માલુમ પડે તો

**કાલી મ્યુર**—બંધકોશ હોય જમણી બાજુએ દુઃખ થતુ હોય

**નેટ્રમ ફોસ**—કમળો થયો હોય અને સળેખમ અને ગેસ ઉત્પન્ન થતો હોય ત્યારે.

**Kidny**—પીશાબની અવ્યવસ્થા, મધુ, પ્રમેહનું દરદ.
**કેલકર ફ્રેસ**—પીશાબમાં એલ્બ્યુમન જતું હોય.
**કાલી ફ્રોસ**—નર્વશને લેઇને દરદ હોય ત્યારે.
**ફેરમ ફ્રાસ**—તાવ અને તે ભાગ પર સોજો હોય તો.
**કાલી મ્યુર**—બીજી સ્થીતીમાં સોજો નરમ પડે ત્યારે.

---

**Labor and Pregnancy**—લેબોર અને પ્રેગનન્સી.
**કાલી ફ્રોસ**—ગર્ભાશય નબળાઇને લીધે વારંવાર દુઃખ થતું હોય તેની ફરીયાદ કરે તો.
**ફેરમ ફ્રોસ**—ખોરાક નહી પચવાથી થતી ઉલટી અને જઠરની નબળાઈ જણાય ત્યારે
**મેગ્નેશીયા ફ્રોસ**—ગર્ભાશયમાં ખેંચતાણ થાય ત્યારે
**કાલી મ્યુર**—સવારમાં નબળાઇ જણાય અને ઉલ્ટીમાં કફ પડે ત્યારે
**કેલકર ફ્લોર**—દિવસ હોય અને અધુરે જાય તેમ નબળાઇ હોય. બચ્ચાના જન્મ પછી દુધ (ધાવણ ન આવતું હોય.
**નેટ્રમ સલ્ફ**—કડવો સ્વાદ મુખમાં આવે પિત્તને લેઇને.
**કેલકરર ફ્રોસ**—દિવસ હોય છતાં અટકાવ આવે.

---

**Leucorrhoea**—લ્યુકોરીયા (પ્રદર).
**કેલકર ફ્રોસ**—ધોળો અને ઇંડાની શપેતી જેવો અને ચીકણો પદાર્થ બહાર આવવો.
**કાલી મ્યુર**—દુધ જેવો ધોળો અને ચળ ન આવતી હોય ત્યારે
**કાલી ફ્રોસ**—શરીરની નબળાઇને પ્રદર હોય.
**નેટ્રમ મ્યુર**—પાણી જેવો ભાગ બહાર આવ્યા કરતો હોય

---

**Lumbago**—લમ્બેગો–ટચકાયું.
**ફેરમ ફ્રોસ**—સોજો આવેલો હોય અને દુઃખ થયા કરતું હોય. આ મુખ્ય દવા છે.
**કેલકર ફ્રોસ**—સવારમાં મુખ્યત્વે કરીને પીઠના ભાગમાં દુઃખાવો થાય
**નેટ્રમ મ્યુર**—સખ્ત પથારીમાં સુવા છતાં આરામ ન જણાય અને પીઠના પાછળના ભાગમાં નબળાઇ જણાય ત્યારે

---

**Menorrhagia**—મેનોરેજીયા.
**કેલકર ફ્લોર**—પીશાબના ગુપ્ત ભાગમાં નીચે દુઃખ થવું
**ફેરમ ફ્રોસ**—ચળકતુ રાતુ લોહી ઊતાવળે જેવું
**કેલકર ફ્રોસ**—આ દવા આપવાથી શક્તિ આવે છે

**Menstruation**—મેન્સ્યુરેશન. અટકાવની અવ્યવસ્થા.

**ફેરમ ફોસ**—દુઃખ કારક ચળકતો રાતો ઉતાવળે અટકાવ આવ્યા કરતો હોય.

**કાલી ફોસ**—અનીયમીત અટકાવ કાળુ લોહી મગજ ઉપર ભારે દબાણુ હોય અને દરદી નબળો પડેલ જણાય તો.

**નેટ્રમ મ્યુર**—જાડો પાણી પદાર્થ બહાર આવે પાંડુનો વ્યાધિ હોય અને માથુ દુઃખે ત્યારે

**મેગ્નેશીયા ફોસ**—ચુંક આવીને અટકાવ આવવો

**કાલી સલ્ફ**—જીભપર પીળો થર બાઝવો અટકાવના દરેક દરદમાં આ મુખ્ય દવા છે

---

**Morning Siekness**—સવારની નબળાઇ.

**ફેરમ ફોસ**—અપચેલા ખોરાકની ઉલ્ટી થતી હોય ત્યારે આપો

**નેટ્રમ સલ્ફ**—પીતની ઉલ્ટી થતી હોય સાથે કડવો સ્વાદ હોય

**કાલી મ્યુર**—ધોળા બળખાની ઉલટી થાય અને જીભ પર ધોળો થર જણાય.

**નેટ્રમ મ્યુર**—પાણી જેવો અને ફીણુ સાથે બળખો નીકળે ખાવાની ઇચ્છા હોય પણ ન ખવાય ત્યારે

**નેટ્રમ ફોસ**—એસીડીટી થતી માલુમ પડે તો

---

**Mumps**—ગાલ પચોળા.

**કાલી મ્યુર**—મુખ્ય દવા છે. શરૂઆતમાં ફેરમ ફોસની સાથે વારા ફરતી આપો.

---

**Neuralgia**—ન્યુરેલેજીઆ.

**મેગ્નેશીયા ફોસ**—ન્યુરેલેજીયામાં આ મુખ્ય દવા છે.

**કાલી ફોસ**—નર્વસ અને શરીરની પાવર શક્તિ ઘટી હોય ત્યારે.

**ફેરમ ફોસ**—સોજા માલુમ પડે અને સાથે તાવ આવે તો

**કેલકર ફોસ**—લાંબા વખતના દરદને માટે.

---

**Pralysis**—પક્ષઘાત.

**કાલી ફોસ**—આ મુખ્ય દવા છે.

**મેગ્નેશીયા ફોસ**—સ્નાયુનો પક્ષઘાત હોય તો

**કેલકર ફોસ**—શરદીને લેઇને પક્ષઘાત થયો હોય તો

**Phthisis**—ફેફસાંનો ક્ષય.

**ફેરમ ફોસ**—સુકો કફ અને ચળકતું લોહી આવતું હોય.

**કેલકર ફોસ**—ક્ષયમાં ચીકણો પદાર્થ લોથા જેવો બહાર આવે તો

**નેટ્રમ મ્યુર**—પાણી અને ફીણ જેવો પદાર્થ નીકળે તો

**સીલીકા**—ખાસ દવા રાત્રે તાવ અને ગળ્યો સ્વાદ રહેતો હોય

**કાલી ફોસ**—મુખ્ય ભાગે નબળાઇ રહેતી હોય

---

**Pleurisy.**

**ફેરમ ફોસ**—પહેલી સ્થીતીમાં ફેબરીલનાં ચીન્હ માલુમ પડે તો

**કાલી મ્યુર**—બીજી સ્થીતીમાં

**કેલકર સલ્ફ**—સ્થીતીમાં પરૂ આવે ત્યારે.

---

**Pneumonia**—(ન્યુમોનીયા) ત્રીદોષ, મુંજારો.

**ફેરમ ફોસ**—શરૂઆતમાં, તાવ અને થોડા પ્રમાણમાં કફ નીકળતો હોય તો

**કાલી મ્યુર**—બીજી સ્થીતિમાં ફેફસામાંથી ધોળો પદાર્થ નીકળે તો

**કાલી સલ્ફ**—પીળો બળખો નીકળે અને દરદી લોથપોથ થઈ જાય તો

**નેટ્રમ મ્યુર**—ચોખો બળખો નીકળી પછી કફ પડવા લાગે તો

---

**Rachitis**—(Rickets) રીકેટસ.

**કેલકર ફોસ**—બચ્ચાંને દાંત આવતાં બેવડ વળી જવાથી જે અવ્યવસ્થીતી થાય છે અને શરીરના કોઇ પણ અવયવ વાંકો વળી જતો હોય તેને સ્થીતીમાં લાવવા આ દવા અપાય છે

**સીલીશીયા**—અતીસાર થયા પછી આ પ્રમાણે લાગુ પડે તો

---

**Rheumatism**—સંધીવા.

**ફેરમ ફોસ**—સંધીવાને અંગે તાવ આવતો હોય અને તરતનો લાગુ પડેલો

**કાલી મ્યુર**—ટુંક અને લાંબા વખતનો નરમ સંધીવા હોય અને જીભ પર ધોળો થર કાયમ રહેતો હોય.

**નેટ્રમ ફોસ**—સંધીવામાં સાંધા દુઃખવા, ગાંઠો પડવી, એસીડ, ખટાસ ઉત્પન્ન થતી હોય

**મૅગ્નેશીયા ફોસ**—રહી રહીને દરેક સાંધામાં દુઃખ થતું હોય

**નેટ્રમ સલ્ફ**—પીતની સ્થીતી હોય લાંબા વખતનો ગંઠીયો વા હોય તો આ મુખ્ય દવા છે

**કાલી ફોસ**—શરીરના ભાગોમાં નર્વસને લઈને દુઃખ થતું હોય તો

**Sciatica**—સાયેટીકા, રાંઝણુ.

**કાલી ફૉસ**—મુખ્ય દવા છે.

**મૅગ્નેશીયા ફૉસ**—કાલી ફૉસની સાથે વારા ફરતી આપવો

**ફેરમ ફૉસ**—ફેબ્રરલની સ્થીતી જણાય તો

---

**Skin Diseases**—ચામડીના વ્યાધિ.

**કાલી મ્યુર**—શરીર પર ધોળાં ચાંદાં નીકળતાં હોય.

**કાલી સલ્ફ**—ચાંદામાંથી પીળો પદાર્થ નીકળે અને ચાંમડી સુકી પડી જાય તો

**નેટ્રમ મ્યુર**—ચાંદામાંથી પાણી નીકળે, ખરજવું, પાંણી નીકળવું વીગેરે

**નેટ્રમ ફૉસ**—મધ જેવો પાળો ભાગ બહાર આવે એસીડીટી ખટાશને લેઇને આ દરદ થયું હોય.

**કેલકર સલ્ફ**—જાડો ચીકણો અને ખરજ આવી દરદ થતું હોય.

---

**Sore Throt**—ગળાનો સોજો.

**ફેરમ ફૉસ**—પ્રથમ શરૂઆતમાં શોજા આવેલ હોય

**કાલી મ્યુર**—બીજી સ્થીતીમાં ગળાની અંદર નરમ ગાંઠો માલુમ પડે

**કેલકર ફૉસ**—લાંબા વખતના દરદ માટે

**નેટ્રમ મ્યુર**—ગળાનો કફ નીકળતાં મુશ્કેલી જણાય તો

---

**Tonsillitis**—ટૉનસીલીટીશ-ગળાના કાકડાનો વ્યાધિ.

**ફેરમ ફૉસ**—તાવ. સોજા અને દુઃખ થતું હોય પ્રથમ શરૂઆતમાં અપાય છે.

**કાલી મ્યુર**—બીજી સ્થીતીમાં, જીભ પર ધોળી ફોડકી જણાય. કાકડા ઉપર ભૂરા ડાઘ જણાય અને નરમ માલુમ પડે તો.

**કેલકર સલ્ફ**—ચાંદાની રૂઝ લાવવા.

**કેલકર ફૉસ**—લાંબા વખતની નરમ સ્થીતી કાકડાની જણાય તો.

---

**Tumors and Cancers**—ટ્યુમર અને કેનસર.

**કાલી સલ્ફ**—ચામડીના કેનસર હોય તેમાંથી જાડો પીળો પદાર્થ બહાર આવતો હોય તો.

**કેલકર ફ્લોર**—સખ્ત ટ્યુમર, ગાંઠો સખ્ત હોય અને લોહી ભરેલા ટ્યુમર જણાય તો.

**કેલકર ફૉસ**—કંઠમાળની સ્થીતી જણાય તેમજ ગોઇટર હોય તો.

**શીલીશીયા**—કંઠમાળના ટ્યુમર, ગાંઠો તેમજ પીશાબના માર્ગમાં કેનસર હોય તો.

**Typhoid Fever**—ટાઇફોઈડ ફીવર.

**ફેરમ ફોસ**—બીજી દવાની સાથે આ દવા આપ્યાજ કરવી.

**કાલી મ્યુર**—મુખ્ય દવા છે. પીળા ઝાડા અને પેટ નરમ જણાય, લોહી નીકળે તેના પર કાળો થર જણાય તો.

**કાલી ફોસ**—ઘણીજ નબળાઇ, જીભપર ગંદો થર માલુમ પડે અને લોહીવાળા ઝાડા થવા.

**નેટ્રમ સલ્ફ**—પીત્તનાં ચીન્હ માલુમ પડે.

**કેલકર ફોસ**—રહીરહીને આંચકી માલુમ પડે તો આપવો

---

**Ulcers and Ulcerations**—ચાંદાં.

**કાલી મ્યુર**—જાડો ધોળો ફાઇબ્રીન નીકળે ત્યારે.

**સીલીશીયા**—ચાંદાં ઉંડાં તેમજ સખત, નરમ, પીળાં, જાડાં માલુમ પડે તો.

**કેલકર સલ્ફ**—લાંબા વખતનાં ચાંદાં હોય અને ખરજવાળ આવતી હોય અને કપાયલાં જેવાં હોય ત્યારે.

**કેલકર ફ્લોર**—હાડકા પર ચાંદાં હોય અને પીળો જાડો પદાર્થ બહાર નીકળતો હોય તો.

---

**Spasms Convulsions &**—આંચકી, ખેંચતાણુ વિગેરે.

**Magnesia Phos**—મેગ્નેશીયા ફોસ-આ ચીન્હ જણાય તો તરતને માટે ઘણી કીમતી દવા છે.

**Calc. Phos**—કેલકર ફોસ-દાંત આવતાં અડચણુ થતી હોય તો.

**કાલી મ્યુર**—વાઈના દરદમાં આંચકી આવે તો.

---

**Spermatorrhoea**—સ્પરમેટોરીઆ-નપુંસકપણું.

**નેટ્રમ ફોસ**—વીર્ય પાતળુ થઇ જઇ વારંવાર નીકળી જતું હોય.

**કાલી ફોસ**—નર્વસને લઇને વીર્ય ચાલ્યું ગયું હોય તો.

**કેલકર ફોસ**—મુખ્ય ભાગે નબળાઇ હોય.

---

**Spleen**—બરોળનો વ્યાધિ.

**ફેરમ ફોસ**—અંદર સોજો હોય, ફેબ્રીલ એકઠુ થયેલુ જણાય.

**કાલી મ્યુર**—બીજી સ્થીતિ. જીભપર ધોળો થર બાઝેલો હોય અને લીવરમાં કંઈ ભોંકાતુ હોય એમ જણાય.

**નેટ્રમ સલ્ફ**—પીતને લેઇને લોહી ન ફરી શકે તો.

**કેલકર ફ્લોર**—આ મુખ્ય દવા છે. શરૂઆતમાં આપવાથી આગળ બરોળ વધતી નથી.

**Sun stroke**—સન સ્ટ્રોક-લૂ લાગવી.

**નેટ્રમ મ્યુર**—આ મુખ્ય દવા છે.

---

**Syphilis**—સીફીલીસ-ઉપદંશ, ચાંદી,

**કાલી મ્યુર**—આ મુખ્ય દવા છે. લાંબા વખતની ચાંદી, નરમ કેન્સર, બ્યુબો વીગેરે, માટે આ દવા ઉતમ છે.

**નેટ્રમ મ્યુર**—નહી મટે એમ લાગે તો આ દવા આપવી.

**કાલી ફોસ**—તપખીરીયા રંગની અને દુર્ગંધ મારે તો આ દવા આપવી.

**સીલીકા**—પારો અપાયા પછી ચાંદીઓ રૂઝાતી ન હોય અને દુઃખ થતું હોય તો આપો.

**કેલકર ફ્લોર**—સખ્ત ચાંદી અને કેનસરમાં આપો.

---

**Urinary Desorders**—પીશાબની અવ્યવસ્થા.

**ફેરમ ફોસ**—સ્નાયુ નબળા પડવાને લેઇને પીશાબ વધુ થતો હોય.

**કાલી મ્યુર**—લાંબા વખતનું દરદ જાડો ધોળો પીશાબમાં પદાર્થ જતો હોય.

**મેગ્નેશીયા ફોસ**—પીશાબ આવતાં આચકી આવે મૂત્રાશયમાં દુઃખ થઇ આવે ત્યારે.

**કાલી ફોસ**—દમના દરદને લેઇને પીશાબની અવ્યવસ્થા થઇ હોય.

**નેટ્રમ સલ્ફ**—ઇંટના રંગ જેવો અને પીતનો પીશાબ થતો હોય તો.

**નેટ્રમ ફોસ**--છોકરાને વૉર્મ કૃમી હોય અને એશીડીટીને લેઈને, ને પીસાબ ન થતો હોય તો.

---

**Whooping cough**—હુપીંગ કફ-ઉટાંટીયુ.

**કાલી મ્યુર**—જીભપર જાડો ધોળો થર બાઝેલો હોય.

**મેગ્નેશીયા ફોસ**—ટુંકા વખતની હોય ત્યારે વારવાર ગરમ પાણીમાં આ દવા આપો.

**કાલી ફોસ**—નર્વસને લેઇને હોય તો મેગ્નેશીયા ફોસની સાથે આવો.

---

**Worms**—કૃમી.

**નેટ્રમ ફોસ**—મુખ્ય દવા છે.

**ફેરમ ફોસ**—કૃમી, ખોરાક નહી પચવાથી બહાર કૃમી આવે અને ફેબરીલના ચીન્હ જણાય તો.

# બાયોકેમીક ( સુસ્લર ટીસ્યુરેમેડીઝ )ના ભાવ.

| પાવર | ૪ ડ્રામ | ૧ ઔંસ | ૨ ઔંસ | ૪ ઔંસ |
|---|---|---|---|---|
| ૩X ૬X ૧૨X પાવડર | ૦—૬—૦ | ૦—૧૦—૦ | ૧—૨—૦ | ૨—૦—૦ |
| ટેબલેટ પાવર ૧૨X | ૦—૮—૦ | ૦—૧૪—૦ | ૧—૧૨—૦ | ૩—૪—૦ |
| પાવર ૩૦X પાવડર | ૦—૯—૦ | ૧—૦—૦ | ૧—૧૪—૦ | ૩—૮—૦ |
| ટેબલેટ ૩૦X | ૦—૧૦—૦ | ૧—૨—૦ | ૨—૦—૦ | ૩—૧૨—૦ |
| પાવર ૨૦૦X પાવડર અર્ક (પ્રવાહી) ગોળીયો ટેબ્લેટ. | ૧—૪—૦ | ૨—૪—૦ | ૪—૮—૦ | ૮—૦—૦ |
| ૫૦૦થી૧૦૦૦ પાવર પાવડર | ૨—૮—૦ | ૪—૮—૦ | ૮—૦—૦ | ૧૫—૦—૦ |

ડોકટરો, વૈદ્યો અને ડીસ્પેનસરીઓને ૮ ઔંસ ૧ રતલની બારે દવાઓ પુરી પાડવામાં આવે છે. બારે દવા ½ ઔંસ, ૧ ઔંસ, ૨ ઔંસ, ૪ ઔંસની સાગની તાળાકુંચીવાળી પેટીમાં માગણી થએ મોકલવામાં આવશે.

| બાર દવાના ભાવ. | | | | પેટીની કીમત. |
|---|---|---|---|---|
| પાવર ૩X ૬X ૧૨X | દવા પાવડર. | ½ ઔંસ | રૂ. ૪—૮ રૂ. | ૧—૮ |
| એજન | એજન | ૧ ઔંસ | ૭—૮ | ૨—૮ |
| એજન | એજન | ૨ ઔંસ | ૧૩—૮ | ૩—૮ |
| એજન | એજન | ૪ ઔંસ | ૨૪—૦ | ૩—૮ |

ઉપરની દવાઓ મળવાનું સ્થળઃ—

**ડૉ. સી. જી. ગાંધી. ( H. M. B. )**
**માંડવીની પોળ નં. ૩૨૮૨**
**અમદાવાદ.**

# અનુભવ સિધ્ધ ચૂર્ણો

## (૧) અગ્નિમાંદ્ય ચૂર્ણ.

અજીર્ણથી થનાર ત્રાસ, ગળામાં ખાટું ખાટું એટલે ખાટાં ઓડકાર આવવા, વાયુનું સરકવું, અપચન, અગ્નિમાંદ્ય, પેટમાં ભાર જણાવો, પિત્તની બકારીઓ થવી, વાયુ ભેગો થઇ રહેવાથી થનાર પેટશૂળ, માથું દુખવું, કપળો, જીભ પીળી, કમળો થયો હોય તો ધોળા ઝાડા થવા, પેસાબ પીળો થવો, ચામડી પીળી થવી વગેરે રોગોપર આ દવા વાપરવાથી ખાસ કરીને ફાયદો થાય છે.

**વાપરવાની રીતઃ**-જમ્યા પછી અને સુતી વખતે ૩-૪ ગ્રેન મોમાં મૂકી ખાઇ જવું.

## (૨) હીસ્ટીયા ચુર્ણ

માનસિક દુર્બળતા, અત્યંત માનસિક મહેનત કરવાથી આવતો અત્યંત થાક, અત્યંત બીકણ અને હળવો સ્વભાવ થયો હોય, ગાંડાપણું લાગવાની પ્રવૃત્તિને માટે પણ આ ઉપયોગી થશે.

**વાપરવાની રીતઃ**--દરેક બબે કલાકે દર વખતે ૩-૪ ગ્રેન દિવસમાં આપવું.

## (૩) ત્વચા વ્યાધિ ચૂર્ણ.

નાનાં બચ્ચાંઓના માથાપર અને ચહેરા ઉપર ઉઠી આવનાર ખુજલીના ફોલ્લા, આગપૈન, સ્ત્રિયોના ગર્ભાશયની ફરિયાદ અને બળતરા થતી હોય તો વિશેષ ઉપયોગી. જૂદી જૂદી જાતના ખુજલીના ફોલ્લાઓ અને બીજા ચામડીના રોગોપર ઉપયોગી થશે.

**વાપરવાની રીતઃ**—દર બબે કલાકે ૩-૪ ગ્રેન દિવસમાં વખત આપવું.

## (૪) ધાતુ પૌષ્ટીક ચૂર્ણ

માનસિક થાક, સર્વ સાધારણ અશકિત, વિર્યસ્ખલન પછી કંપ અસકિત નબળાઇ, નામરદાઇ (નપુંસકપણું) ચેતનશકિતની ઓછાશ વીગેરે ઉપર અકશીર છે.

**વાપરવાની રીત**—દર બે કલાકે ૬ ગ્રેન લેવી.

## (૫) પાંડુરોગ ચુર્ણ

ઘણા દિવસો સુધી એક સરખી મહેનત થવાને લીધે મગજના ભાગમાં રક્તક્ષીણતા જણાવવી, હૃદયમાં ધક્કા, સર્વ શરીરે કંપ, પીત, પાંડુરોગ, ચામડી સુંવાળી અને મીણકાપડ જેવી દેખાવી, તમામ અવયવોમાં અશક્તિ અને ઘસારોવગેરે લક્ષણો હોય તો ઉપરનું મિશ્રણ ઘણી સારી રીતે લાગુ પડે છે.

**વાપરવાની રીતઃ**—દર ત્રણ ત્રણ કલાકે ૩ ૪ રતીભાર ૩–૪ દિવસમાં ૩ ૪ વખત જીભપર મૂકી ખાઈ જવું.

## (૬) પ્રદર ચુર્ણ.

જવાનીમાં, ગર્ભાવસ્થામાં અને વૃદ્ધાવસ્થામાં જનારા, તમામ જાતના પ્રદર ઉપર આપવું. હિસ્ટીરીયા જેવા વાતપ્રકૃતિવાળા રોગીઓને પણ આ ઉપયોગી થઇ પડશે.

**વાપરવાની રીતઃ**—૩થી ૪ ગ્રેન દર બબે કલાકે દિવસમાં ૩ ૪ વખત આપતા રહેવું.

## (૭) પ્રમેહ ચૂર્ણ.

આ ચુર્ણ તરતનો અને જુનો પરમો, પ્રદર તેમજ સ્ત્રી કે પુરૂષની જનનેંદ્રિયમાંથી થત્તા સર્વ પ્રકારના વ્યાધીમાં ઉપયોગ થઇ પડશે.

**વાપરવાની રીતઃ**—દર ત્રણ કલાકે ૩ થી ૪ રત્તીભર સુફૂંજ દિવસમાં ૩ ૪ વખત આપવું.

## ( ૮ ) સંધીવાત ચૂર્ણ

હાથ પગનાં સાંધા દૂખવા, બાણ મારવા જેવી વેદના, તાવ, સાંધાઓમાં સોજો, કમર ઝલાવી, પગ વળાવા, સ્નાયુઓમાં કડક કળતર વગેરે ઉપર ઉપયોગી થશે.

**વાપરવાની રીતઃ**—દર બબે કલાકે ૩ ૪ રત્તીભર દિવસમાં ૪ ૫ વખત આપવું.

## (૯) ગર્ભ રક્ષણ ચુર્ણ.

ગર્ભ સમયે લાગલગટ લેવાથી સુવાવડને વખતે ત્રાસ ન થતાં તે બહુજ સુખેથી થાય છે. આથી ગર્ભિણીની તબિયત ઉત્તમ રહે છે અને ગર્ભની વૃદ્ધિ સારી રીતે થાય છે. કાંતિવાન અને સશક્ત બચ્ચું અવતરે છે. કવખતે થનાર ગર્ભપાતની પ્રવૃત્તિને દૂર કરવા માટેની શક્તિ આ દવામાં છે.

**વાપરવાની રીતઃ**—જમ્યા પહેલાં, પછી અને સુવાની વખતે દિવસમાં ૩ વખત આપવું. આ દવા દર વખતે ૩ થી ૪ રત્તીભર, સુકીજ ભુકી મોંમાં છોડવી. સુવાવડ થવા પહેલાં ઓછામાં ઓછાં ત્રણ ચાર મહિના સુધી આ દવા શરૂ રાખવી.

## (૧૦) શકતી ચુર્ણ.

પોષ્ટિક ચૂર્ણ—આ દવા જુની શક્તિને ક્ષીણ કરનારા રોગોમાં પૈષ્ટિક. ઉત્તેજક અને દીપન તરીકે આનો બહુજ સારો ઉપયોગ થાય છે. જવાનીમાં થનાર પાંડુરોગ કે રક્તક્ષીણતા, વારે વારે સુવાવડ થવાથી આવનારી અશક્તિ, મનોદુર્બલ્ય મગજની ક્ષીણતા, થોડી મહેનતથી લાગતો માનસિક થાક, નિરૂત્સાહ, કાંઇપણ કરવું નહીં—એમ લાગવું વગેરે રોગોપર આ દવા ઘણીજ સારી ગુણકારી છે.

ઘણા દિવસો સુધી લેવાથી ધાતુમાંની અશક્તી મટી જઇ ચેતન શક્તી વધે છે. વાપરવાની રીત દર બે કલાકે ૪ ગ્રેન

ઉપર જણાવેલાં તમામ ચૂર્ણોના ભાવ ૧ ઔંશના ૦-૧૨-૦ અને ૪ ઔંશના ૨—૧૦—૦ છે.

## કેટલાંક અનુભવ સિદ્ધ અને ખાસ રાખવા લાયક ઔષધો.

**બૅસિલિનમ-ટ્યુબરક્યુલિનમ**—કફ ક્ષય ( રાજ્યક્ષમા ) થયો હોય તો આ દવા વાપરવી. સાધ્ય સ્થિતિમાં ક્ષયના સેંકડો દરદીઓ આ દવાથી સારા થયા છે. અસાધ્ય સ્થિતિમાં પુષ્કળ દર્દીઓને આરામ થયો છે. ઉંચા નંબરની ( ૨૦૦, ૫૦૦, ૧૦૦૦ ) પાવરની દવા સારો ગુણ કરે છે.

(૧૧) **બ્લૅટા ઓરિએંટલિસ**—આ દવા દમ ઉપર ચમત્કારિક ગુણ કરે છે. નામાંકિત ડૉકટરો અનુભવ કરે વાપરવા ભલામણ કરી છે. ૧ ઔંસની કિં. ૩—૦—૦

**લાયકોપોડિયમ**—આ દવા વીર્યસ્તંભક અને મદનામૃત સંજીવની છે. નૂતન વધુ પરિણીત વૃદ્ધ ગૃહસ્થોનો માટે અત્યંત ઉત્સાહ જનક છે. ઉચી શકિતની દવા વિશેષ ઉપયોગી છે. ૧ ઔંસની કિંમ્મત રૂ. ૨-૮-૦

**મલેરિયા ઑફિનૅલિસ**--દીર્ઘ કાળથી ટાઢીઓ તાવ આવતો હોય, આ તાવ શરીરમાં પચી જઇ તેથી સંધીવા લાગુ પડયો હોય, તો આ દવા વાપરવી. ઉંચા નંબરની દવા અધિક ગુણકારી છે. કિંમત રૂ. ૨—૦—૦

**મ્યૂલિયન ઓઇલ**--બાધરતા અને કર્ણ શૂળપર આ દવા અતિ ગુણકારી છે. નાનાવિધ ઉપચાર કરી થાકેલા માણસોએ વખતો વખત પોતાના કાનમાં આ દવાનાં ટીપાં નાંખી ઘણો લાભ મેળવ્યો છે. નાનાં બાળકોના કર્ણશૂળપર આ દવા શીઘ્ર ગુણકારી છે. ૧ ઔંસના રૂ. ૩-૦-૦.

**સીનરેરિયા મેરીટીમા**—આ દવા મોતીઆનો સંપૂર્ણ નાશ કરી પૂર્વવત્ દૃષ્ટિ કરવાની વિલક્ષણ શક્તિ છે. **રોગોની શરૂઆતથીજ એનો ઉપાય કરવો. એનાથી આંખને જરાપણ નુકશાન થતુ નથી.** એમ આજ પર્યન્તના અનુભવદ્વાર સિદ્ધથયું છે, આ ઓષધનો ઉપયોગ કર્યા પૂર્વે આંખમાં મોતીઓજ થયો છે, એવું અચુક નિદાન સારા જાણીતા ડૉકટર પાસે કરાવી લેવું. સાધારણ રીતે આ રોગનાં બે લક્ષણો ધ્યાનમાં રાખવાં:—

૧. મસ્તક અથવા આંખમાં કોઈપણ પ્રકારની વેદના થતી ન હોય.

૨. રોગીને પ્રખર સૂર્ય પ્રકાશમા સારૂં દેખાતું ન હોય, પરંતુ સંધ્યાકાળે સારૂં દેખાતું હોય.

આ ઓષધ આંખમાં ટીપાં નાખી લક્ષણાનુસાર યોગ્ય હોમિઓપાથીક અથવા બાયોકેમીક ઔષધ આપવું. અમુકજ દિવસમાં ગુણ કરશે, એ કહેવું કઠીણ છે. જે કારણથી મોતીઓ થાય તેના પર તેનું અવલંબન છે. તથાપિ સાધારણ રીતે ૬થી ૯ બાટલી પુરી થાય ત્યાં સુધી ઔષધ ચાલુ રાખવું.

આજારી માણસને જલદીથી સુવાડી દેવું. મોતીઆ થએલાના નેત્રામાં સવાર સાંજ બબે ટીપાં નાંખવા. ટીપાં પાડવા સારૂં ટીપાં પાડવાની કાચની નળીનો ઉપયોગ કરવાથી ટીપાં ઓછાંવત્તાં પડવાની દેહશત રહેતી નથી. આંખમાં દવા નાંખ્યા પછી કિંચિત બળતરા થાય છે. પરંતુ તે થોડાજ વખતમાં બંધ પડે છે. આંખમાં દવા નાંખ્યા પછી ૫-૧૦ મિનીટ શાંતપણે સુઇ રહેવું. આ દવા કોઈપણ પ્રકારે બીલકુલ જરા નુકશાનકારક ન હોઈ ઉલટુ એનાથી આંખો લાલ થવી. સુજી જવી, ખટકો આવવો અગર દુખવા આવવી વગેરે કાંઈ થતું નથી.

૧ ડ્રામની બાટલીની કિંમત રૂ. ૨-૮-૦ ડજન બાટલીના રૂા. ૨૩-૮-૦

ટીપાં પાડવાની કાચની નળીની કિંમત ૦-૨-૦

પાછળ જણાવેલી તમામ દવાઓ મળવાનું સ્થળ—

**ડા. સી. જી. ગાંધી. H. M. B.**

**અમદાવાદ-માંડવી સ્ટ્રીટ. (ગુજરાત)**